" વિચારપુષ્પમાળા "; પુ૦ ૧૬-૧૭-૧૮ મું.

# સુખશાન્તિ-વિચારણા.

સર જૉન લબકના "On Peace and Happiness"
ગ્રન્થના આધારે લખનાર

ચુનીલાલ મૂળજીભાઇ ત્રિપાઠી;
વિરમગામ.



પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા
સંપાદક—" વિચારપુષ્પમાળા "; અમદાવાદ.

કિંમત રૂ. ૦ાાા૦.

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લું. | સુખ | ૧ |
| ૨ જું. | મન | ૪૧ |
| ૩ જું. | અભિલાષા | ૬૧ |
| ૪ થું. | સંતોષ | ૮૫ |
| ૫ મું. | વિપત્તિ | ૧૧૭ |
| ૬ ઠું. | ઔદાર્ય | ૧૫૩ |
| ૭ મું. | મિત્ર અને શત્રુ | ૧૯૭ |
| ૮ મું. | ધન. | ૨૪૯ |
| ૯ મું. | વર્તમાન | ૨૮૪ |
| ૧૦ મું. | વિવેક. | ૨૯૭ |
| ૧૧ મું. | મનની શાન્તિ. | ૩૧૯ |

# જરૂરી શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩ | ૧૪ | જતતમાં | જગતમાં |
| ૩૯ | ૧ | જરૂર છે. | જરૂર છે ? |
| ૪૧ | ૫–૬ | માનવ દેહ...છે. | માનવ દેહ ગમે તેટલો આશ્ચર્યજનક હોય તો-પણ તે આખરે તો આત્માનું મંદિર માત્ર છે. |
| ૪૯ | ૫ | सत्संगतिः...... पुंषाम् ॥ | संगः सतां किमुन मांगलमातनोति ॥ |
| ૧૧૪ | ૫ | થાઉ | થાય |
| ૧૩૨ | ૧૯ | રાજકવિ | રાજવી કવિ |
| ૧૩૫ | ૬ | સહાભાગી | સહભાગી |
| ૧૬૫ | ૧૯ | તેવું | તેવાં |
| ૧૭૬ | ૧૦ | તે | તો |
| ૨૧૫ | ૨ | નીકળ | નીકળી |
| ૨૬૧ | ૧૧ | મોડા | મોટા |
| ૨૭૧ | ૯ | સ્વાથ્ય | સ્વાસ્થ્ય |
| ૨૭૪ | ૨ | સાધે | સાથે |
| ૨૮૩ | ૮ | ધનને બનાવે છે. | ધનને ધન બનાવે છે. |
| ૩૨૪ | ૧૯ | આર્ય કા | આ કાર્ય |
| ૩૩૨ | ૧ | જાઇનું | જાતનું |
| ,, | ૫ | રહસ્યજેવું કશું છેજશું? | રહસ્ય શું છે ? |
| ,, | ૬ | ગુપ્ત......નથી. | ગુપ્ત રહસ્ય જેવું કશું જ નથી. |

## ઉત્તમ પુસ્તકો.

**સ્વર્ગની સામગ્રી**—( વિચાર તેવું વર્તન ) મહાત્મા જેમ્સ એલનના જીવનચરિત્ર સાથે લેખક રાણા દોલતસિંહજી સીસોદીઆ. આ લઘુ પુસ્તકમાં કર્મયોગ એટલે પુરૂષાર્થ કેવી રીતે સધાય તે વિશેનું લગભગ ભગવદ્ગીતાને મળતું જ વિવેચન છે. આમાં દર્શાવેલાં સત્યો તમામ ધર્મોમાંથી તારવી કાઢીને સ્વતંત્ર રૂપે દર્શાવ્યાં હોય તેવાં સર્વમાન્ય છે. પ્રકરણ ૧. વિચાર તેવું વર્તન. પ્ર. ૨—સંજોગો ઉપર વિચારની અસર. પ્ર. ૩—તંદુરસ્તી અને શરીર ઉપર વિચારની અસર. પ્ર. ૪—વિચાર અને હેતુ. પ્ર. ૫—સિદ્ધિ મેળવવા વિચારની સહાયકતા. પ્ર. ૬—સ્વપ્નાં અને મનોરથો. પ્ર. ૭—શાન્તિ. પાકું પુઠું. કિં. આઠ આના.

**તત્વચિંતન**—યાને નિત્યપાઠ શિક્ષાપત્રી—આ પુસ્તકમાં દુનીઆ પરના કોઈ પણ ધર્મ પંથને બાધક ન થાય તેવાં ને હમેશાં પાઠ કરવા જેવાં સામાન્ય નીતિ–ધર્મ વિશેનાં સૂત્રો છે. તા. ૧ લી જાનેવારીથી ૩૧ મી ડીસેંમ્બર સુધીના ૩૬૫ દિવસમાં દરરોજ પાઠ કરવા માટે તે તારીખવાર મુકેલાં છે. ને તેથી નિત્યપાઠ કરવા સારૂ એક નૈતિક યા ધાર્મિક ઉત્તમ પુસ્તક તરીકે ઉપયોગ કરવા યોગ્ય છે. ગુજરાતી ભાષામાં આવું પુસ્તક બીજું એકે નથી. છપાય છે. કિંમત રૂ. અઢી.

**પશુમાંથી દેવ**—ભા. કર્તા. મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી બી. એ. એલ. એલ. બી. તથા ઉપોદ્ઘાત લખનાર **સાગર.** આ નહાના પુસ્તકનાં સાત **પ્રકરણો** પાડી તેમાં માણસ ઉચ્ચ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકે, તે વિશેનું મનનીય વિવેચન છે. કિં. **આઠ આના.**

**પ્રભુભક્તિ**—ધર્મજીજ્ઞાસુજનોને ખાસ મનન કરવા જેવો ગ્રન્થ. "ગીતાંજલિ"ના ભાષાન્તર કર્તા મણિલાલ હરિભાઇ દેસાઇ કૃત. આ પુસ્તકનાં પ્રકરણો ( ૧ ) પ્રભુભક્તિનું સત્ય સ્વરૂપ (૨)વિશ્વવ્યાપી પ્રેમ અને પ્રભુભક્તિનું આધુનિક સ્વરૂપ (૪) વેદાન્ત અને પ્રભુભક્તિ (૫) સ્વરૂપ નિરૂપણ (૬) ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકારો (૭) પ્રભુભક્તિમાં સત્યાનંદ અને (૮) પ્રકીર્ણ. કિંમત રૂ. એક.

**મુક્તિમાલા**—અથવા જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન. વેદાન્તનો સંવાદરૂપે સરળ અને સ્વતંત્ર ગ્રન્થ. કર્તા મર્હુમ પ્રાણલાલ શંભુલાલ દેસાઇ. ચાર ભાગમાંનો પહેલો ભાગ. કીં. રૂ. દોઢ.

**ગૌતમબુદ્ધની જીવનરેખા**—કિં. ૦-૫-૦

**વાલ્મિકી રામાયણ-બાલકાન્ડ**—મૂળનું ગૌરવ સાચવીને રામછંદમાં ભાષાન્તર કર્તા રા. રા. મનહરરામ હરિહરરામ મહેતા, બી. એ. ગુજરાતીમાં આ દિશામાં આ પહેલો જ ને ફતેહમંદ પ્રયત્ન છે. કિંમત રૂ. સવા.

**રાઈનો પર્વત**—રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ કૃત ઉત્તમ ગણાયેલું નાટક.
કિંમત રૂ. સવા.

**હાસ્યમંદિર**—કર્ત્તા—રા. બા. રમણભાઇ મહીપતરામ તથા તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી. સચિત્ર કિં. રૂ. ૧-૧૨-૦

**સૉક્રેટિસ** અને તેના છેલ્લા સંવાદ. કિં. દશ આ.

**સત્યભામા**—શુદ્ધ પ્રેમનો આદર્શ. આપણી લગ્નપદ્ધતિનું પાંચ અંકી સચિત્ર નાટક. કિં. રૂ. ૧-૨-૦ ફેધરવેઇટ પેપરની ઉંચી આવૃત્તિનો રૂ. દોઢ.

**ચોખેરવાલી**—એટલે આંખની કણી ! રવીન્દ્રનાથ ટાગોર કૃત. સામાજીક નવલકથા બે ખંડમાં પુરી. બેઉ ખંડની કિં. રૂ. ૨-૦-૦.

**જર્મનીની ઉન્નતિ શાથી થઈ?**—દેશની ઉન્નતિ ઇચ્છનાર દરેક માણસને ખાસ કરીને વાંચવા યોગ્ય. કેળવણી, હુન્નરકળા, ખેતીવાડી, રાજ્યવ્યવસ્થા વગેરે જર્મનીની ઉન્નતિ સંબંધી પુરેપુરી માહીતી આપનારો ગ્રન્થ. કિં. રૂ. ૧-૧૪-૦

**ચક્રવર્તી અશોક**—હિન્દુસ્તાનના ચક્રવર્તી મહારાજા અશોકના સમયની કલ્પના મિશ્રિત ઐતિહાસિક ને અત્યંત આકર્ષક નવલકથા. મોટાં ૩૫૦

પૃષ્ટ અને પાકું પુંઠું. કિં. રૂ. સવા એ.

**ચંદ્રા**—રણથંભોરની વિરાંગના. રજપુતોના સમયની હિંદુ મુસલમાન બાઇઓની એકતા સાધક સ્વતંત્ર લખેલી ઐતિહાસિક નવલકથા. કિંમત રૂ. દોઢ.

**નીલનેની**—પ્રો. બેઇનની રસભરી વાર્તાનું ભાષાન્તર. કર્તા સાકરલાલ અમરતલાલ દવે; બી. એ. કિં. આઠ આના.

**ઈન્દુકલા**—પ્રોફેસર બેઈનની રસભરી વાર્તા ઉપરથી ભાષાન્તર કર્તા નલીનકાન્ત નરસિંહરાવ ભોળાનાથ. કિં. દશ આના.

**મદનવિજય નાટક**—લેખક ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત. નાટક વિશે લાંબા નિબંધ સાથે સાહિત્યની નજરે આ નાટક વખણાયેલું છે. કીંમત રૂ. એક.

**ઈસુનું અનુકરણ**—મૂળ બે પુસ્તકોનું અંગ્રેજીનું ભાષાન્તર કર્તા ઠાકોરલાલ હરિલાલ દેસાઇ. મહાત્મા ક્રાઇસ્ટે ધર્મ તથા નીતિ સંબંધી કરેલા સર્વ સામાન્ય ઉપદેશોનું તારણ. કિંમત આઠ આના.

આ તથા બીજાં પુસ્તકો માટે લખોઃ—

**જીવનલાલ અમરશી મહેતા**

ઠે. પીરમશારોડ; અમદાવાદ.

# સુખશાન્તિ-વિચારણા.

---

## પ્રકરણ ૧ લું.

### સુખ.

સંસારમાં પ્રત્યેક મનુષ્ય સુખશાન્તિ મેળવવા ચાહે છે. સુખશાન્તિ મેળવવાં એ મનુષ્યજીવનનો મુખ્ય હેતુ હોઈ સંસારના સઘળા પ્રયત્નો તેને માટે જ કરાતા જોઇ અને અનુભવી શકાય છે. ખરેખર ! જગતમાં માણસોને સુખશાન્તિ મેળવવા કરતાં બીજું કંઇપણ વિશેષ ઇચ્છિવા યોગ્ય નથી. સુખ સિવાયની શાન્તિ અથવા શાન્તિ વગરનું સુખ પ્રાપ્ત થઈ શકે કે કેમ, એ વાત સંદિગ્ધ છે; છતાં એકલું 'સુખ' અગર 'સુખ' અને 'શાન્તિ' બન્ને શી રીતે પ્રાપ્ત કરી શકાય તે વિચારણીય છે.

સંસારનાં સઘળાં કાર્યો, મનુષ્યના સઘળા પ્રયત્નો જો કે સુખ અર્થે કરાતા જોવાંમાં આવે છે; તોપણ સુખ વિષેની સાચી સમજના અભાવે મનુષ્યનો મોટો ભાગ તેથી બેનસીબ જ રહે છે. સુખ શું, તેની પ્રાપ્તિનાં સાધનો ક્યાં છે અને તે

શી રીતે પ્રાપ્ત થઈ શકે એટલી બાબતો પ્રત્યેક સુખ મેળવવા ઇચ્છનારે સૌથી પ્રથમ જાણવી આવશ્યક છે.

સુખ કે દુઃખ બાહ્ય ઉપાધિઓ ઉપર આધાર રાખતાં નથી. પૈસા મનુષ્યને સુખી બનાવી શકતા નથી અર્થસિદ્ધિ સુખનું ખરૂં કારણ નથી, મિત્રો સાચું સુખ પ્રાપ્ત કરાવી શકતા નથી અને બળ તેમજ પ્રભુતા સુખનાં સાધક નથી. આ સર્વ સુખ પ્રાપ્ત કરવાના માર્ગનાં સાધન માત્ર છે. તેમના પોતાનામાં સુખી બનાવવાની શકિત નથી. જો ધન, ધાન્ય, કુટુંબ, મિત્ર આદિ સમ્પત્તિમાં માણસને સુખી બનાવવાની શકિત હોત, જો કેવળ બહારનાં સાધનોની અનુકૂળતા વડે મનુષ્ય સુખી અને પ્રતિકૂળતા વડે દુઃખી થઇ શકતાં હોત તો સઘળા અમીર વર્ગના લોકો આનંદી અને ગરીબ લોકો ખિન્ન વદનના નજરે પડત; પરંતુ વ્યવહારમાં એવું કોઇપણ સ્થળે જોવામાં આવતું નથી. આથી સ્પષ્ટ છે, કે **જેમ અમીરની અમીરી તેના હૃદયના દુઃખને દૂર કરવા સમર્થ નથી તેમ ગરીબની ગરીબી પણ તેના સુખના માર્ગમાં આડે આવી શકતી નથી.**

વળી પ્રકૃતિ પોતાનાથી બનતું સઘળું કરી શકે છેઃ તે કીર્તિ સ્વાસ્થ્ય, ધન, દીર્ઘાયુ એ સઘળું આપી શકે છે;

પરંતુ તે આપણને સુખી બનાવી શકતી નથી. આથી જણાશે કે, સુખ-દુઃખ એ બહારનો નહિ પરંતુ આંતરનો વિષય છે. સુખ-દુઃખ બહારના પદાર્થોમાંથી નહિ, પરંતુ આપણા મનમાંથી જ ઉદ્‌ભાવ પામે છે. આથી સુખી થવાને માટે દરેક મનુષ્યે બહારના પદાર્થોમાંથી પોતાની વૃત્તિઓને ખેંચી લઈ પોતાની અંદરના ભાગમાં તેની શોધ કરવાને માટે પ્રયત્નશીલ બનવું ખાસ જરૂરનું છે. જ્યારે આપણો એક પણ દિવસ સુખમાં પસાર થાય છે-જ્યારે આપણને એક પણ સુખી દિવસ પ્રાપ્ત થયો હોય છે ત્યારે તેને વાણીમાં પ્રદર્શિત કરવાને આપણે કહીએ છીએ કે આજે અમે આત્મરમણ કર્યું છે. આ આત્મરમણ કરવું એ જ સુખી થવાનું પ્રબળ અને મુખ્ય સાધન છે.

"આત્મરમણ" એ શબ્દ, સુખનો યથાર્થ પર્યાયવાચક અને ઘણો અર્થસૂચક છે. આત્મરમણ કરવામાં અન્યની સહાયતાની અપેક્ષા નથી, અને તેથી આપણું સુખ કેવળ આપણા પોતાના ઉપર જ નિર્ભર છે, એમ સમજી શકાય છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવા છતાં આપણી સાંસારિક પરિસ્થિતિ-આચાર, વિચાર, વય, ખાનપાન, કર્તવ્ય અને જરૂરિયાતો એક બીજાથી એટલાં બધાં નિરનિરાળાં છે કે સર્વને

સુખ મળી શકે એવા કોઇ ચોક્કસ સામાન્ય નિયમો નક્કી કરવાનું કામ ઘણું જ મુશ્કેલ અને નહિ બની શકે તેવું છે. ખરૂં સુખ શું છે અને તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તે બાબતમાં તત્ત્વચિન્તકોના અભિપ્રાયોમાં પણ હંમેશાં મતભેદ જોવામાં આવે છે.

સંસારમાં એવી વ્યક્તિ તો કોઇ વિરલ જ હોવી સંભવે છે, કે જેના જીવનના ગમે તેટલા મનોરથો સફળ થયા હોય છતાં પોતાના ગત જીવનની સમાલોચના કરતી વખતે તેને દિલગીર બની પસ્તાવો કરવો પડ્યો હોય નહિ. આવે સમયે તેના દિલમાં દુઃખની એવી લાગણી થઇ આવે છે, કે અરેરે! જો મેં અમુક દોષોથી મારી જાતને બચાવી હોત અગર અમુક તૃષ્ણાઓને રોકી હોત તો આજે હું મારા જીવનને કેટલું બધું આનંદી, સુખી અને ઉપયોગી બનાવી શક્યો હોત! અકાળે કાળને શરણ થયેલો થીઓડોર પાર્કર જેવો સુપ્રસિદ્ધ વિદ્વાન્ પણ પોતાની મૃત્યુશય્યા પર વિલપતો રહ્યો હતો, કે-હાય! મેં કોઈ એવો ઉપદેશ કેમ સુણ્યો નહિ અથવા એવા પુસ્તકનું કેમ અધ્યયન કર્યું નહિ કે જેવડે મને રહન, સહન અને અધ્યયનનું આજે સંપૂર્ણ જ્ઞાન થઈ ગયું હોત!! પણ આપણે વિચારવું ઘટે છે, કે આ પ્રકારના પશ્ચાત્તાપનું

કારણુ શું છે? બુદ્ધિની અપરિપક્વ દશા એ જ તેનું મૂળ કારણુ છે. જે બાબતને તે આજે જાણે છે તેનું જ્ઞાન જો તેને તે વખતે હોત તો દેખીતું જ છે, કે જેને માટે તેને પાછળથી પસ્તાવો કરવો પડે છે તેવાં નહિ કરવા યોગ્ય કામો તેણે કદિ પણુ કર્યાં હોત નહિ. એક કવિ બરાબર જ કહે છે, કેઃ—

જો મતિ પિછે ઉપજે, સો મતિ આગે હોય;
દુઃખ દારિદ્રય મેટે નહિ, સુખમાં રહે સૌ કોય.

પોતાની પાસેની ઉત્તમ અને ઉપયોગી વસ્તુ બીજાઓને આપવી એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. અસલના વખતમાં એથેન્સના એક કાયદાને આધારે જો ત્યાંની પ્રજામાંનો કોઈ પણુ માણુસ પોતાના બળતા દીવાથી બીજાને દીવો પ્રગટાવતાં મના કરતો તો તેને દેહાંતદંડની સજા કરવામાં આવતી હતી. ઉપર ઉપરથી જોતાં આ કાયદાનું સ્વરૂપ ઘણું વિચિત્ર લાગશે; છતાં ઉંડો વિચાર કરનારને તેમાં ગહન તત્વ સમાયેલું સ્પષ્ટ થશે. પોતાની અંદરના જ્ઞાનનો બીજાના કલ્યાણુને માટે ઉપયોગ કરવામાં સૌથી પ્રથમ અને સાચું હિત તેનું પોતાનું જ સમાયેલું છે. સુપ્રસિદ્ધ ઇતિહાસપ્રણેતા પ્લુટાર્કનો જાતિ અનુભવ આ બાબતનું સબળ સમર્થન કરે છે. તે પોતાના એક લેખમાં લખે છે, કેઃ—મૈંાથી પ્રથમ મેં આ જીવન—ચરિત્રો લખ-

વાનો બીજાઓના જ્ઞાન અને ભલાને માટે આરંભ કરેલો; પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ મને પોતાને જ એ જીવન-ચરિત્રોથી લાભ થતો ગયો. તે મારા અભ્યાસનું મુખ્ય વસ્તુ અને જીવન સુધારવાનું કારણુ થઇ પડયાં. હું તે સ્વર્ગવાસી કર્તવ્યપરાયણુ મહાપુરુષોને તેમનાં પોતાનાં જીવન-ચરિત્રોમાં મારી દૃષ્ટિ સમીપ દર્પણુમાંના પ્રતિબિંબની માફક દેખવા લાગ્યો અને મારા જીવનને તેવા રંગે રંગવા લાગ્યો. વળી આ મહાપુરૂષોનાં ચરિત્રોની તુલના કરવી અને તેમનાં યશસ્વી અને યાદ રાખવા લાયક ઉમદા કાર્યોની નોંધ કરવી એમાં જાણે એ મહાપુરૂષોને આમંત્રી એક પછી એક દરેકની સાથે દિવસો નિર્ગમન કરતો હોઉં અને વાતચીતનો આનંદ લેતો હોઉં એવું ભાન થવા લાગ્યું. આ પ્રમાણે ઇતિહાસ લખવાથી તેમજ તેની સાથે સતત સંબંધ રાખવાથી આપણે આપણા હૃદયમાં વીર પુરુષોના ઉત્તમ ગુણોને સ્થાપીએ છીએ તથા આપણુને એવા શિક્ષિત બનાવીએ છીએ, કે જ્યારે કોઈ નીંદવા જેવી અથવા નીચ બાબત આપણા માર્ગમાં આવી ખડી થાય છે ત્યારે તરત જ તે ઇતિહાસ પ્રસિદ્ધ મહાપુરુષોનાં યશસ્વી કાર્યો દૃષ્ટિ સમીપ તરવરવા લાગે છે, અને આપણુને નઠારાં કાર્યો કરતાં એકદમ બચાવે છે.

મનુષ્ય માત્ર સુખ ઇચ્છે છે; પરંતુ તે કેવી રીતે પ્રાપ્ત કરવું તે ઘણા થોડા જ જાણે છે. આપણે સઘળા અથવા આપણામાંના ઘણાખરા 'સુખ' અને 'શાન્તિ' સર્વોત્કૃષ્ટ હોવા વિષે વાતો કરીએ છીએ; છતાં વર્ત્તનમાં મિથ્યા નામ, ગામ કે ધનની ખાતર તેનું બલિદાન આપીએ છીએ!!

જીવન, એક સાધારણ ચિત્ર કે એક પૃષ્ઠનું પુસ્તક નથી કે રસ્તે ચાલતાં ચાલતાં તેને જોઇ કે વાંચી લેવાય. એ તો અગણિત પૃષ્ઠો અને પ્રકરણોનો એવો બૃહત્ ગ્રંથ છે, કે જેને વાંચી જવો એ પણ મહા મુસ્કેલ કામ છે. આપણે ઘણીવાર બોલીએ છીએ, કે સંસારમાં અમુક બનાવ બન્યો અને અમુક ન બન્યો; પરંતુ વાસ્તવિક રીતે આપણે ધારીએ છીએ તેમ જગત્ કંઈ એક નથી. દરેક મનુષ્ય પોતપોતાને માટે જુદું જુદું જગત્ રચે છે.

ડાહ્યા પુરુષો જીવનને તેના વાસ્તવિક સ્વરૂપમાં જુએ છે. તેઓ જીવનની ભયાનક હારજીતથી ગભરાતા નથી; પરંતુ હરકોઇ સ્થિતિમાં–સફળતા અને નિષ્ફળતા, જય અને પરાજય, આશા અને નિરાશા, આરોગ્ય અને અનારોગ્ય, સુખ અને દુઃખ, આનંદ અને શોક, સુખનાં સંભારણાં અને દુઃખના પરિતાપમાં–એક સરખા અનુભવમાં રત રહી વિપત્તિઓનો દઢ-

તાંથી પ્રતિકાર કરવાને તત્પર રહે છે.* તેઓ સમજે છે, કે સુખ, દુઃખ આદિ જીવનના પડછાયા છે. જ્યાં જીવન છે ત્યાં છાયાની માફક તે તેની પાછળ પાછળ અવાર નવાર ફર્યાં જ કરે છે. આથી તેઓ સુખને પ્રસંગે ફુલાઈ જતા નથી તેમ દુઃખના પ્રસંગે ગભરાતા નથી; પરંતુ બન્ને સ્થિતિમાં એક સરખા રહે-

* સરખાવો:—

If Thou with kindness call us,
Pure grace it on thy part is;
And if thy wrath rejects us.
Untroubled still our heart is.

**ભાવર્થ**—" જો દયાથી અમારા તરફ દૃષ્ટિ કરે, કૃપાથી અમારો આદર કરે તો તેટલો તારો ઉપકાર. અને ક્રોધથી અમારો અનાદર કરે તોપણ અમને અશાન્તિ નથી. અર્થાત્ સુખ હો તો શું અને દુઃખ હો તો શું ? અમને તે ઉભય સમાન પ્રિય છે.

—હાફીઝ.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

गीता, अ. २ : ५६

વાને માટે પોતાના મન ઉપર પોતાનો અધિકાર જમાવવા યત્ન કરે છે. જો દુઃખ લોઢાના બંધન રૂપ છે તો સુખને તેઓ સુવર્ણના બંધન રૂપ સમજે છે. અને એ રીતે બંનેને બંધન રૂપ સમજી તેના બંધમાંથી મુક્ત થવા માટે આત્મસંયમને સેવે છે.

**આત્મસંયમ,** સુખનું પ્રથમ અને મુખ્ય સોપાન છે. મહાત્મા કબીર ઉપદેશે છે, કેઃ—

ભૂપ દુઃખી, અવધૂત દુઃખી,
દુઃખી રંક વિપરીત;
કહે કબીર યહ સબ દુઃખી,
સુખી સંત મનજીત.

**આત્મસમ્માન, આત્મજ્ઞાન** અને **આત્મસંયમ** એ ત્રણ માત્ર જીવનને મહાન્ વિજેતાની સ્થિતિએ પહોંચાડવા સમર્થ છે. "વિજેતા" શબ્દ અહીં સામાન્ય અર્થનું સૂચન કરતો નથી. **ખરો વિજેતા તે જ છે, કે જેણે પોતે પોતાને જીત્યો છે.**

જગત્માં બહુધા પ્રત્યેક મનુષ્ય બીજાઓથી શાસિત થાય છે; પરંતુ બીજાઓના અધિકારમાં રહેવા કરતાં આત્મશાસિત થવું એ લાખ દરજ્જે ઉત્તમ છે. અન્યના અધિકાર નીચેથી

આપણે કોઇ કોઇ સમયે છટકી જઈ શકીએ; પરંતુ પોતે પોતાનાથી છટકવું એ નહિ બની શકે તેવું છે. બીજાઓને તાબે થવા કરતાં અન્યને આપણે તાબે કરવા એ જો કે ઠીક છે તોપણ સર્વથી ઉત્તમ તો એ જ છે, કે આપણે આપણી જાતને તાબે કરવી.

એવું કહેવામાં આવે છે, કે મનુષ્ય માત્ર વિચાર કે વિકારને વશિભૂત છે. પરંતુ એ ભૂલી જવું જોઇતું નથી કે, વિકાર—મનોવિકાર પોતાને આશરે રહેનારાઓને અનેક વિપત્તિ-ઓમાં ફસાવે છે. જો મનુષ્ય આત્મવિજયી થઈ શકે નહિ તો તેનામાં પરવિજયી થવાની આશા શી રીતે રાખી શકાય ? આથી ઉલટું જે આત્મવિજયી બન્યો છે તેને સમસ્ત સંસાર પર વિજય મેળવવો એ ઘણી સહેલી વાત છે.

વળી જો મનુષ્ય પોતે પોતાના ઉપર વિજય મેળવી શકે નહિ તો દેખીતું જ છે, કે બીજાઓ તેના ઉપર પોતાનો કાબુ ઘણી ત્વરાથી પ્રાપ્ત કરી શકશે. એક શાન્તશીલ મનુષ્ય હંમેશાં પોતાને અધીન વર્તે છે, અને ક્રોધી માણસ પર અનેક જણાઓ પોતાનું આધિપત્ય સહેજમાં સ્થાપી શકે છે. આત્મા પરનો કાબુ નષ્ટ કરી મનુષ્યને પાયમાલ કરી મૂકવામાં

ક્રોધનો નંબર પહેલો છે.* એક વિદ્વાન્ બરાબર જ કહે છે, કે ક્રોધ એ વર્ષાબિન્દુ સમાન છે, કે જે પોતે કોઇપણ પદાર્થ ઉપર પડતાંની સાથે પોતાના જ ટુકડે ટુકડા કરી મૂકે છે. હકીકત આમ હોવાથી હમેશાં તમારા ક્રોધને કબજે રાખો. જ્યારે તમે સત્ય પથ પર હશો ત્યારે તમને, તમારા ક્રોધને કબજે રાખવામાં પ્રયત્નની જરૂર પડશે નહિ; પરંતુ જો તમે જાતે જ ભૂલમાં હશો તો આંખ ફેરવી " ઉલટો ચોર કોટવાળને દંડે " એ કહેવતને યથાર્થ કરી બતાવવા લાગશો. જો ક્રોધને દાબમા રાખી આત્મસ્વામી થવાનું શીખ્યા તો જાણો કે તમે સંસારના સ્વામી થવાની વર્ણમાળા ભણી ચૂકયા. સ્વામી વિવેકાનન્દ યથાર્થ જ ઉપદેશે છે, કેઃ—

" મનનો વિજેતા તેજ સાચો
ભવ વિજેતા જાણજે. "

પરંતુ, આમ સંસારના સ્વામી થવું-મન ઉપર કાબુ મેળવી આત્મવિજયી બનવું તે આપણે ધારી લઈએ તેવી કોઈ સહેલી કે સાધારણ વાત નથી. આત્મસ્વામી થવામાં આપણા

---

* क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।
स्मृतिभ्रंशाद् बुद्धि नाशो बुद्धिनाशात्प्रणश्यति॥
गीता, अ. २: ६४.

જીવનની પ્રત્યેક નાની મોટી બાબતો પર સતત અને સંપૂર્ણ ધ્યાન આપવાની જરૂર છે. ખામોશ અને ખમવું એ મંત્રનો અહનિશ જાપ જપવાની અને તેને હૃદય સાથે જડી લેવાની જરૂર છે. આમ આ કાર્ય આટલું બધું મુશ્કેલ હોવા છતાં પણ પ્રત્યેક મનુષ્ય, જો તે અંતઃકરણ પૂર્વક ચાહે તો આત્મવિજયી થઈ શકે એ ચોકસ છે.

ઘણી વખત માનવામાં આવે છે તે પ્રમાણે મનુષ્યનો નાશ કરનાર, તેને દુઃખી કરી મૂકનાર સંસારનો સંસર્ગ નહિ; પરંતુ અંતરૂમાં રહેલી પાપબુદ્ધિ જ તેની નાશક છે.* આપણે

---

* સરખાવો:—

The Dark in Soul
Live like scorpion girt by fire;
Unfit for earth, undoomed for heaven,
Darkness above, despair beneath;
Around it flame, within it death.
—Byron.

ભાવાર્થ—"અંતઃકરણમાં અંધકારવાળા પાપાત્માઓ અગ્નિથી ઘેરાયેલા વીંછીની પેઠે જીવે છે દુનિયામાં દુઃખી થાય છે, સ્વર્ગ માટે અયોગ્ય થાય છે, ઉપર અંધકાર દેખાય છે, નીચે નિરાશા જણાય છે, આસપાસ અગ્નિ બળે છે, અંતર મૃત્યુના ભયથી ધ્રુજે છે."
—બાયરન.

પ્રાર્થના કરતી વખતે પ્રભુ પાસે યાચીએ છીએ કે, તે કરૂણાળુ પિતા આપણને સંસારનાં અનેક પ્રલોભનોમાંથી બચાવે; પરંતુ સેંકડે નવ્વાણું પ્રસંગોમાં આપણે આપણી જાતે જ તે પ્રલોભનોના પગમાં જઈ પડીએ છીએ! એક પ્રાચીન નાટકમાં એક એવું કરુણ દૃશ્ય જોવામાં આવે છે, કે તે નાટકનું એક મુખ્ય પાત્ર રાત દહાડો પોતાની પાછળ પડેલા અમુક પ્રેતથી છૂટા થવાની ચિંતામાં વ્યાકુળ બની મહાન્ દુઃખનો અનુભવ કરે છે. તેની આવી સ્થિતિમાં એક દિવસ જ્યારે તે પ્રેતના મુખ ઉપરનું આવરણ દૂર થાય છે ત્યારે તેને જણાય છે, કે તે પ્રેત નહિ પરંતુ તેની પોતાની જ છાયા છે. આપણાં દુઃખ વિષેની ચિંતાના સંબંધમાં પણ આવું જ બનતું જોવામાં આવે છે. તે જાણે ક્યાંઈ બહારથી આવતાં હોય તેમ તેને દૂર કરવાને આપણે બહારની બાજુએ દોડાદોડી કરી મૂકીએ છીએ અને હંમેશાં તેની ચિંતાના વિચારમાં વ્યાકુળ રહીએ છીએ. પરતું ઉપરની વાર્તામાં બનેલા બનાવની માફક આપણા મન પરનો પડદો દૂર થઇ જાય-આપણે આપણાં આંતર્ ઉપર ફરી વળેલા અજ્ઞાનરૂપી અંધકારના પડદાને દૂર કરી શકીએ તો તરત જ આપણને માલૂમ પડે કે, જીવનનાં સુખ-દુઃખો કેવળ આપણી પોતાની છાયા જ માત્ર છે. તે બહારના

સંસર્ગમાંથી નહિ; પરંતુ આપણા મનમાંથી જ ઉદ્ભવ પામે છે.

યુરોપીય મહા કવિ શેક્સપિઅરે કહ્યું છે, કે હંમેશાં એક સર્વોપરિ વસ્તુ આપણી રક્ષા કરતી રહે છે અને આપણાં બગડેલાં કાર્યોને સુધારતી ફરે છે એમાં સંદેહ નથી. આમ છતાં તે આપણી જ ભૂલ છે, કે આપણે આપણા નાશનાં બી આપણા પોતાના જ હાથે વાવીએ છીએ. ઘણાઓ એમ ધારે છે, કે બાહ્ય સાધનો સુખ આપી શકે છે. ધનથી આરામ અને આરામથી સુખ મળે છે એમ ઘણાઓ કહે છે. પરંતુ તે સુખ કેવું હોય છે ? જગતમાં સુખના પણ બે પ્રકાર છે: (૧) સત્ય અને (૨)અસત્ય. સત્ય સુખ અચલ અને શાશ્વત છે જ્યારે અસત્ય સુખ અસ્થિર અને નાશવંત છે. સત્ય સુખ મેળવવામાં મનુષ્યને પ્રથમ મુશ્કેલીઓ વેઠવી પડે છે અને અસત્ય સુખમાં પાછળથી યાતના ભોગવવી પડે છે, અને તે પણ ઘણા ભારે દરના વ્યાજના વ્યાજ સાથે. પ્રત્યેક સ્થુલ સુખ આરંભમાં સારાં હોય એમ ભાસે છે, પરંતુ પરિણામે ભોક્તાના પ્રાણ લીધે છૂટકો કરે છે.

એક વિદ્વાન્ કહે છે, કે જીવનમાં અસત્ય સુખ હોત નહિ તો માનવજીવન કોઇ પણ કાળે આટલું બધું કલુષિત થઇ પડત નહિ. અથવા એક વિદૂષી જણાવે છે તે પ્રમાણે મનુષ્ય-

જીવન ગમે તેટલા બહારના આનંદમાં વ્યતિત કરાતા છતાં પણ તેમાં ક્ષણ માત્રનો સાચો આનંદ હોય નહિ એ સંભવિત છે. એક બીજા વિદ્વાન્ જણાવે છે, કે "મૌન" અને "શાન્તિ" જીવનના સઘળા આનંદોમાં શ્રેષ્ઠ છે. આ સ્થળે એક પ્રશ્ન થવો સંભવિત છે, કે જો એમજ હોય તો પછી આનંદનું વર્ણન જ કોણ કરે ? મહા કવિ શેક્સપિઅર આ પ્રશ્નનો ઉત્તર ઘણી ઉત્તમ રીતે આપે છે. તે કહે છે, કે મૌન એ આનંદનો અગ્રગામી દૂત છે, અને તેથી આનંદને શબ્દોમાં પ્રકટ કરવાનો મિથ્યા યત્ન કરતાંની સાથે તેમાં વાસ્તવિક આનંદ જેવું રહેતું જ નથી.

અંગ્રેજ લોકોમાં એક એવી પુરાણી કથા છે, કે જ્યારે પૃથ્વી ઉત્પન્ન કરવામાં આવી ત્યારે મનુષ્યો પોતાને પસંદ પડતો પૃથ્વી પરનો ભાગ પોતાને માટે રાખી લે તેને માટે દેવોએ અમુક એક દિવસ નક્કી કરી, સર્વ મનુષ્યોને એ વાતથી જાણીતા કર્યા. ઠરાવેલો દિવસ આવી પહોંચતાં ખેડુતોએ ફળદ્રુપ ખેતરો, વેપારીઓએ જળસ્થળ પરના માર્ગો, સાધુઓએ ગિરિકંદરાઓ, ગૃહસ્થોએ રમત-ગમતનાં મેદાનો અને ઉદ્યાનો, અને રાજાઓએ જ્યાંથી કર ઉઘરાવી શકાય અને લશ્કરી ગોઠવણ થઇ શકે તેવાં સ્થળો પસંદ

કરી લીધાં. કવિઓ કે જે પોતાના કાવ્યવિચારમાં તલ્લીન થઈ ગયા હતા તે આ સઘળી વહેંચણી થઇ રહ્યા પછી આવ્યા. અહીં આવતાં તેઓને જણાયું કે સઘળી વહેંચણી થઈ ગઇ છે. આથી તેઓ પાછા જવા લાગ્યા. આ બનાવથી દેવોના દિલમાં તેમને કોઇપણ સ્થળ આપવાનો વિચાર થયો; પરંતુ તેઓની પાસે હવે આપવા યોગ્ય કંઇપણ બાકી રહ્યું ન હતું. અંતે તેઓએ તેમને બોલાવી કહ્યું કે, અમે તમને સ્વર્ગમાં જવા આવવાની છૂટ આપીએ છીએ. જ્યારે તમારી નજરમાં આવે ત્યારે ત્યાં ચાલ્યા આવજો. સ્વર્ગનાં દ્વાર તમારે માટે હંમેશાં ખુલ્લાં રહેશે. કવિઓએ આભારદર્શક લાગણીથી તેનો સ્વીકાર કર્યો. પરન્તુ તેઓ પોતાના કાલ્પનિક મનોરાજ્યમાં એટલા બધા તલ્લીન રહેતા કે તેમને દેવોની પાસે જવાની ફુરસદ મળતી નહિ એટલુંજ નહિ, પરંતુ ત્યાં જવાનો તેમના મનમાં વિચાર સરખો પણ ઉદ્દભવ પામતો નહિ. ઉલટું શોક અને ચિન્તાથી રહિત તેમનું ચિત્ત જ્યારે એકાગ્ર અને સ્થિર થઇ જતું ત્યારે તેમનામાં એટલી બધી શક્તિ પેદા થતી કે તેના જોરે દેવો પોતાની મેળે મૃત્યુ લોકમાં ખેંચાઇ આવતા. આથી સ્પષ્ટ થશે કે સંસારને સ્વર્ગ બનાવવાની શક્તિ બહારનાં સાધનોમાં નહિ, પરન્તુ

આન્તર સામગ્રીમાં જ રહેલી છે.

આપણે સઘળા કવિ થઇ શકીએ નહિ એ વાત જો કે ખરી છે, તોપણ આપણામાંના પ્રત્યેકને સુખ–પ્રાપ્તિને માટે ઇશ્વરના દરબારમાંથી આમંત્રણ આવ્યાં કરે છે. આ આમંત્રણનો સ્વીકાર કરવો યા ન કરવો તે સૌની પોતપોતાની ઇચ્છાની વાત છે. આપણે સઘળા મહાન્, બળવાન, ધનવાન અથવા ગુણવાન થઇ શકીએ નહિ, પણ સુખી અને સજ્જન તો અવસ્ય બની શકીએ. જો આપણે ઇચ્છીએ તો આપણા જીવનને આનંદી અને સુંદર બનાવી શકીએ. આ સઘળાનો આધાર આપણા પોતાના ઉપર છે. જો આપણે ચાહીએ તો આપણા સઘળા શુભ મનોરથો પૂર્ણ કરી શકીએ; પરંતુ તે માટે કઠિન પરિશ્રમોની અપેક્ષા છે. માના ગર્ભમાંથી જ કોઇ સંપૂર્ણ કે મહાન્ જન્મતું નથી. તેને માટે પુરુષાર્થની ખાસ આવશ્યકતા છે. બાળકો નિર્દોષ હોય છે, છતાં મોટપણે તેમને પણ સદાચારી થવા માટે પ્રયત્ન કરવાની જરૂર પડે છે. દુર્ભાગ્યે જેમને પોતાના બાપદાદાના નઠારા આચારવિચારો વારસામાં મળેલા હોય છે તેઓ પણ જો ચાહે તો પ્રયત્ન વડે તેને દૂર કરી પોતે સદાચારી થઈ શકે. **સત્ફળનો આધાર ધૂર્તતા પર નહિ, પણ સચ્ચારિત્ર્ય ઉપર છે.**

ખરેખર! દુઃખ અને આપત્તિઓ મનુષ્યો પર સ્વાભાવિક રીતે જ આવ્યાં કરે છે. આમ છતાં ઘણાં માણસો પોતાના ઉપર આવી પડેલાં એ દુઃખ અને આપત્તિઓને જોઇએ તે કરતાં વધારે મોટું સ્વરૂપ આપી ‘ પીંછનું પારેવું ’ કરી મૂકે છે. ઘણા લોકો તુચ્છ બાબતોને વધારે મોટી કરી પોતાની જાતને વધારે દુઃખી બનાવે છે. જો માણસો તુચ્છને તુચ્છ સ્વરૂપે જ નિહાળે તો નાહકનું એટલું બધું દુઃખ તેમને થાય નહિ. આપણે દુઃખ વા શોકનાં સાધનો તરફ વધારે ધ્યાન આપીએ છીએ અને આપણી ચારે તરફ આવી રહેલી સુખની અનેક સામગ્રીઓની આપણે લેશ પણ પર્વા કરતા નથી, અથવા તેમને અવશ્યંભાવી સમજી તેની અવજ્ઞા કરીએ છીએ! નાની આપત્તિઓ આપણને સમી સાંજના પડછાયાની માફક મોટી થતી દેખાય છે અને ઈશ્વરદત્ત અનેક મહાન્ આશીર્વાદો આપણને તુચ્છ ભાસે છે વા તે વિષે વિચાર સરખો પણ આવતો નથી!

વળી દુઃખ સદા સર્વદા આપણને હેરાન કરવાને માટે —આપણું અહિત કરવાને માટે—જ આવે છે એમ નથી. ઘણી-ખરી વાર તો તે આપણને ચેતાવવા અને મહાન્ આફતમાંથી બચાવવા માટે આવેલાં હોય છે. આપણે જો દુઃખના યથાર્થ

સ્વરૂપને પિછાનીએ, તેનાથી પ્રાપ્ત થતા ઉપદેશને ગ્રહણ કરીએ અને એ રીતે તેનો સદુપયોગ કરી લઈએ તો આપણી જાતને અવસ્ય સુખી બનાવી શકીએ. દુઃખ આપણને દુઃખ દેવા અર્થે નથી, પરંતુ આપણી જાતની કસોટી વડે આપણા અંતરમાં સુપ્ત ભાવે પડી રહેલી શક્તિઓને જાગ્રત કરવા અર્થે છે. આ કસોટીમાં જે મનુષ્ય જેટલો ટકી શકે છે તેટલી તેની શક્તિઓ પ્રકાશમાં આવી તે ખરા મનુષ્ય રૂપે દેખા દે છે. જે જેટલું દુઃખ સહન કરી શકે છે તે તેટલો મહાપુરૂષ ગણાવાને અને સંસારમાં પૂજાવાને યોગ્ય બને છે. દુનિયામાં અસ્તિત્વ ધરાવતાં અને ભૂતકાળમાં થઇ ગયેલાં જે મનુષ્યો **મહાત્મા** કે ઈશ્વરની કોટિમાં ગણાઈ પૃથ્વી ભરમાં પૂજાય છે અને આદર્શરૂપ લેખાય છે તે સર્વ તેમણે અનુભવેલાં અને ઓળંગેલાં દુઃખનો જ પ્રતાપ છે એમ તેમનાં જીવનચરિત્રો સ્પષ્ટ કહી બતાવે છે. એક વિદ્વાન્ યથાર્થ જ કહે છે, કે—A profet is the Profet because he has drunk in the cup of bitterness most. અર્થાત્ પયગમ્બર એટલા માટે પયગમ્બર છે કે તેમણે સર્વથી કઠિનમાં કઠિન દુઃખોથી ઉભરાઇ જતા પ્યાલાઓ પીધા અને પચાવ્યા છે.

વળી મનમાં પેદા થતા અનેક વ્યામોહોને દૂર કરી

આત્મસુધારણા કરવાનું કામ મનુષ્ય દુઃખમાં જ વધારે કરી શકે છે. " સુખે સાંભરે સોની અને દુઃખે સાંભરે રામ " એ લોકોક્તિ બતાવી આપે છે, કે જગતમાં ઈશ્વરના અસ્તિત્વનું અને મનુષ્ય જીવનના સાચા કર્તવ્યનું ભાન માણસોને દુઃખની સ્થિતિમાં જ વધારે સારી રીતે થઈ શકે છે. આથી જણાય છે, કે હિત વા અહિત દુઃખમાં નહિ; પરંતુ દુઃખને જોવાની દૃષ્ટિમાં છે. દુઃખને દુઃખરૂપે જોનાર દુઃખી બને એ સ્વાભાવિક છે; પરંતુ જેઓ દુઃખને દુઃખરૂપે નહિ જોતાં શિક્ષકરૂપે નીહાળે છે તેઓ તેનાથી પ્રાપ્ત થઇ શકે તેવા સઘળા લાભો મેળવે છે અને દુઃખને સુખમાં ફેરવી કૃતકૃત્ય બને છે. દુઃખને સુખમાં ફેરવવું એટલે દુઃખ કંઈ સુખ થઈ જતું નથી. દુઃખ કદિ સુખ બને-તે પોતાનો સ્વભાવ છોડી દે એ સંભવિત નથી; તેમ ઈચ્છવા યોગ્ય પણ નથી. તે પરથી માત્ર એટલું જ સમજી શકાય, કે વસ્તુના યથાર્થ દર્શનથી તેના આત્મામાં આવિર્ભાવ પામેલો આનંદ એ દુઃખથી લોપાતો નથી. દુઃખ, દુઃખ અર્થે નથી; પરંતુ મનુષ્યોના સુખ-કલ્યાણ અર્થે જ તેની યોજના કરાયેલી છે એવું ભાન થતાંની સાથે ઈશ્વરનું અસ્તિત્વ અને તેની મંગળમયતાનો અનુભવ થતાં દુઃખથી થતું દુઃખ બંધ પડે છે. સ્થૂળ ઉપર તેની થવી જોઈતી અસરો થવા છતાં

આત્મા પરમ શાન્તિ અને સુખનો અનુભવ કરે છે.

જેમ માનસિક દુઃખો આત્મસુધારણા અર્થે છે, તેમ શારીરિક દુઃખો શરીરની સુધારણા માટે છે. આરોગ્ય માટેના નિયમોનો ભંગ કરવામાં આવે છે ત્યારે શરીરમાં અનેક પ્રકારની અવ્યવસ્થા અને ગોટાળો પેદા થાય છે. અયોગ્ય ખાન-પાનથી તેમજ યોગ્ય કસરત નહિ કરવાથી પાચનશક્તિ મંદ પડી શરીરમાં મળનો ભરાવો થઇ જાય છે. આ મળને દૂર કરી શરીરને વિશુદ્ધ બનાવવાનું કામ રોગો કરે છે. જો આવા પ્રસંગે તાવ, ખાંસી આદિ રોગો યોગ્ય સમય પર પેદા થઇ મળની વિશુદ્ધિ કરવામાં મદદગાર થાય નહિ તો જીંદગી જોખમમાં આવી પડે છે. આથી જ સઘળા ડાહ્યા પુરૂષો સમજે અને સ્વીકારે છે કે શારીરિક દુઃખોના અભાવે અનેક મહાન આપત્તિઓ આવી પડવાનો ભય છે.

ભાવિ દુઃખોના વિચારથી દુઃખી થવું એ તો દેખીતી જ મૂર્ખતા છે. કારણ કે તે દુઃખો આવે અગર ન પણ આવે. એક જુની કહેવત પ્રમાણે ખાડાની પાસે પહોંચતાં પહેલાં કૂદકો મારવો એ નકામું છે. વળી કેટલીક વખત અમુક પ્રકારનું કામ અગડતાંની સાથે જ મનુષ્ય આપોઆપ દુઃખી થઇ જાય છે; પરંતુ એવી રીતે દુઃખી થવું તે પણ મૂર્ખતા જ છે. મહાત્મા નાનક પ્રબોધે છે કેઃ—

" ચિંતા તાકી કીજીએ, જો અનહોની હોય;
એક માર્ગ સંસારકો, નાનક થીર ન કોય."

આથી કોઈપણ બનાવ બનતાં દુઃખી ન થતાં એવે પ્રસંગે માત્ર એટલું જ વિચારવું ઘટે છે, કે જે કામ બગડયું છે તે સુધારી શકાય તેમ છે કે નહિ ? જો સુધારી શકાય તેમ હોય તો તે જે રીતે સુધરી શકે તેમ હોય તે રીતે તેને સુધારવા મંડી પડવું એ જ કર્તવ્ય છે. જો કામ સુધારી શકાય તેમ હોય જ નહિ તો પછી શોક કરવાથી શું વળવાનું ? તેવે સમયે તો માત્ર તે પરથી લેવો જોઇતો ધડો લઈ ભવિષ્યમાં એવો બગાડ ન થાય તેને માટે સાવધાન રહી વીતેલા પ્રસંગનો સદુપયોગ કરી લેવામાં જ ડહાપણ અને સુખ છે. કારણ કે જીવનમાં ઉપસ્થિત થતી એવી આપત્તિઓ વસ્તુતઃ આપણી જાતની કસોટી કે સુઅવસર રૂપ હોય છે.

જો આપણે રાતદિવસ આપણાં નજીવાં દુઃખોને મોટું રૂપ આપી રોદણાં રડયા કરીએ તો સંસારમાં નજરે આવતા ઈશ્વર દત્ત અનેક શુભ આશીર્વાદો માટે કૃતજ્ઞતા દર્શાવવાનો આપણને સમય જ શી રીતે મળવાનો ? મહાન્ અફસોસની વાત છે, કે જે સુખો પ્રતિદિન આવી મળે છે તેને માટે ઈશ્વરનો અત્યંત આભાર માનવાને બદલે તે તરફ કેવળ બેદરકાર બની

તેનો વિચાર સરખો પણ કરવામાં આવતો નથી !! કેવાં અને કેટલાં સુખનાં સાધનોની તેણે આપણા માટે રચના કરી છે અને આપણી સમીપ તે નિરંતર કેવી મહાન્ ઉદારતાથી ધરી રહે છે તેનો વિચાર કરો. આપણા પ્રયત્ન, યોગ્યતા અને જરૂરિયાતના પ્રમાણમાં આપણને પ્રાપ્ત થયેલાં સાધનોમાં સંતુષ્ટ રહેવું એ જ સુખકર છે, અને જે અપ્રાપ્ય છે તેને માટે નિરર્થક ફાંફાં મારી દુઃખી થવું એ વિશેષ દુઃખકર છે.

પાપ એ સર્વ પ્રકારના દુઃખનું મૂળ છે. ઘણાઓ એમ સમજે છે, કે પશ્ચાત્તાપ એ પાપનું પ્રાયશ્ચિત છે; પરંતુ તેઓની એ સમજ ભૂલ ભરેલી છે. પશ્ચાત્તાપ પાપનું પ્રાયશ્ચિત્ત નહિ, પરંતુ ફળ છે. સત્ફળ અને સાચું સુખ આપનાર માત્ર પુણ્યકાર્યો જ છે. પાપનાં ફળ હમેશાં જ બૂરાં હોય છે. ક્રોધ એ સર્વથી મહાન્ પાપ છે અને ક્રોધિત આત્માકૃત તિરસ્કાર એ સર્વથી કઠોર દણ્ડ છે. પાપી કાર્ય વા નઠારાં કામો જગતમાં પથરાઇ રહેલા અનુપમ સૌંદર્યથી મળતા અનહદ આનંદને હૃદય પ્રદેશમાં પ્રવેશ કરતાં અટકાવે છે. મહાત્મા રસ્કીને એક ચિત્ર તરફ દૃષ્ટિ કરી કહ્યું હતું કે, મારા ગત જીવનનાં નઠારાં કર્મો મને સુંદર કલાના અનુપમ આનંદથી વઞ્ચિત રાખે છે અને સારાં કર્મો તેની મનોરમતામાં વધારો કરે છે.

' શાન્તિ ' અને ' સુખ ' નસીબથી મળતાં નથી. સુપ્રસિદ્ધ સર્જન ફ્રેડરિક ટ્રેવ્ઝ કહે છે, કે " નિર્બળ ચિત્તવાળાની એ એક સામાન્ય દલીલ છે, કે જીવન સાફલ્યનો આધાર ખાસ કરીને નસીબ ઉપર છે. હું નસીબ ઉપર લેશ પણ વિશ્વાસ રાખતો નથી. અને જે મનુષ્યો સદ્‌ભાગ્યરૂપી સૂર્યનો ઉદય થવાની આશામાં બેસી રહે છે તેઓ હંમેશાં દુર્ભાગ્યરૂપી સાગરમાં ડુબકા જ ખાધા કરે છે. " *

---

* धीमन्तो वन्द्यचरिता मन्यन्तेपौरुषंमहत् ।
अशक्ताः पौरुषंकर्तुं क्लीबादैवमुपासते ॥

—शुक्राचार्य.

ભાવાર્થ—" બુદ્ધિમાન અને પૂજ્ય ચરિત્ર લોક પુરૂષાર્થને જ શ્રેષ્ઠ માને છે. કાયર પુરૂષો કે જેઓ પુરૂષાર્થને માટે અશકત છે તેઓ જ નસીબ પર આધાર રાખે છે.

विक्लवोवीर्यहीनोयः सदैवमनुवर्तते ।
वीराः सम्भावितात्मानोदैवंपर्युपासते ॥

—મહર્ષિ વાલ્મિક.

ભાવાર્થ—" જે કાયર અને શકિતહીન છે તેજ દૈવને માને છે. જે વીર પુરૂષ છે તે નસીબના ભરોસે રહેતા નથી.

" કાયર મન કહું એક અધારા,
દૈવ દૈવ આલસી પુકારા. "

—તુલસીદાસ.

આપણે જે જગતમાં વસીએ છીએ તે ઘણું સુંદર છે. પરંતુ તેમાંની એક પણ સુંદર વસ્તુ કઠિન પરિશ્રમ સિવાય મેળવી શકાતી નથી. આ સંસારમાં જો આપણે સહેજ સહેજમાં નિરૂત્સાહી થયાં કરીએ અને નસીબ ઉપર આધાર રાખી બેસી રહીએ તો ભાગ્યે જ આપણે શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરી શકીએ. સફળતાને માટે ધૈર્ય-દૃઢધૈર્ય અને ઉદ્યોગની ખાસ જરૂર છે. ફ્રાન્કલીન કહે છે, કે જે માણસ ખેતરમાંથી અન્ન ઉપજાવી ખાવાની ઇચ્છા રાખે છે તેણે પ્રથમ હળ ઝાલવું જોઇએ અથવા બળદ હાંકવા જોઇએ. ”

મહેનત કરવામા કંઈ લાજ મહેણું નથી. * આળસુ બની પડી રહેવું એજ વિપદ ભરેલું છે. કઠિન પરિશ્રમ જેમ શારીરિક આરોગ્યને માટે તેમ માનસિક શાન્તિને માટે પણ આવશ્યક છે. વસ્તુતઃ તે બન્ને અભિન્ન-એક બીજાથી છૂટાં પાડી ન શકાય તેવાં છે.

આપણે જાણીએ છીએ, કે નિદ્રા એ સર્વથી મહાન્ આશીર્વાદ સમાન છે; પરંતુ બીજાં સુખોની માફક તેનો પણ

---

* “ દુઃખ દીન હલકા કામથી, લાજ ન ધરીએ લેશ;
ભર્યો શર્પણ વેચીને, નર હરિશ્ચંદ્ર નરેશ. ”

—દલપતરામ.

ઉપભોગ કરવામાં હદ હોવાની જરૂર છે. સુખ ભોગવવામાં હદ ઓળંગી જવી એ પણ શાપરૂપ છે. સુખ પોતાની હદ ઓળંગી જાય તો તે પણ દુઃખરૂપ જ નીવડે. સોલોમન કહે છે, કે "રાતદિવસ ઉંઘ્યા જ કરીએ તો દરિદ્રતા રૂપી દાનવી લૂટારાની માફક આપણું સર્વસ્વ હરણ કરી આપણને ચીંથરે-હાલ કરી મૂકે "

'આરામ' અને 'આળસ' એ બન્ને શબ્દો એક-બીજાથી તદ્દન જુદા અને વિરુદ્ધ અર્થના છે. વિશ્રામ લેવાનો હેતુ મનુષ્યને કઠિન પરિશ્રમ કરવાને શક્તિમાન બનાવવાનો છે. જ્યારે આળસ કામને માટે તદ્દન નાલાયક બનાવી મૂકે છે.

જો અનારોગ્ય અથવા એવું જ કોઇ કારણ કઠિન પરિ-શ્રમ કરવાના માર્ગને બંધ કરે છે તો તે પરિત્યાગ અને વીરતાના દ્વારને ખુલ્લું કરે છે. ત્યાગની ભાવના અને સહન કરવાની શકિત મનુષ્યોમાં માંદગીના પ્રસંગે વધારે પેદા થતી જોવામાં આવે છે. આ ભાવના અને એ શકિત વડે શારીરિક દુઃખો ઉપર વિજય મેળવવો તે બીજી અગણિત મુસ્કેલીઓ પર વિજય મેળવવા કરતાં શ્રેષ્ઠ છે. પ્રત્યેક મનુષ્ય જો ચાહે અને પ્રસંગનો સદુપયોગ કરે તો તેથી પ્રાપ્ત થતી આ શ્રેષ્ઠતા તેના જીવનને પરમ સાત્વિક અને મહાન્ બનાવી શકે. સીસરો

કહે છે, કે આપણા દોષ સિવાય શરીર ભલે ને રોગગ્રસ્ત બને; પરંતુ બુદ્ધિ કદિ પણ આપણા દોષ સિવાય વિકાર પામતી નથી. અર્થાત્ શારીરિક અસ્વસ્થતાને પ્રસંગે બુદ્ધિમાં વિકાર થવા દેવામાં આવે નહિ તો હરકોઇનું જીવન વિજયી અને સુખમય થઇ શકે.

આળસ એ સ્વત્વ અને પરિશ્રમ એ દંડ છે એમ ધારવું તે ગંભીર ભૂલ છે. એક સુપ્રસિદ્ધ ગ્રીક લેખક કહે છે, કે 'કામ કરવામાં લાજ નથી, પણ આળસુ થવું એ નીચ અને શરમ ભરેલું છે.' તેના દેશવાસીઓ તેના ઉપરના કથનમાં રહેલી સત્યતાને સમજી શકયા નહોતા. તેઓએ તેના કથનની અવગણના કરી હતી. કદાચ આ કારણને લીધે જ—આળસ અને પરિશ્રમમાં રહેલા ગુણદોષની ઉપેક્ષા કરવાને લીધે જ—એક કાળે ઉન્નતિની ટોચે પહોંચી જગત્‌નું ધ્યાન ખેંચી દીગ કરી રહેલી એ મહાન્ પ્રજા અવનત થઇ ચૂકી છે.

ગ્રીક પ્રજા એક કાળે કળાકૌશલ્યની ટોચે પહોંચેલી હતી. વારંવારનાં યુદ્ધો અને મરદાની રમત-ગમતોથી તેના શરીરનો બાંધો કસાઇને સુદૃઢ થયેલો હતો. આમ છતાં તે સુવ્યવસ્થિત અને સંગીન ઉદ્યોગથી થતા અગણિત મહાન્ લાભોથી બેનસીબ હતી. નિયમિત કામ અને સંગીન ઉદ્યોગ

એ મહાન્ નૈતિક બળ છે અને તેની તેમાં ખામી હતી. એ તો નિઃસંશય છે, કે તે એક અદ્ભુત અને મહાન્ પ્રજા હતી; પરંતુ એ મહાનતાની પાછળ એક બીજી જે અધમતા તેનામાં પ્રવેશ કરવા પામી હતી તે પણ તેની ઉન્નતિની પ્રબળ અવરોધક નીવડી હતી. આ અધમતા બીજી કોઇ નહિ; પરંતુ પોતાના સિવાય અન્ય સર્વ પ્રજાને હલકી ગણવાની વૃત્તિ છે. અન્ય પ્રજાઓને તે હલકી ગણતી અને તેમના તરફ તિરસ્કારની નજરે જોતી. પોતે જ સુધરેલી પ્રજા છે અને બીજી સર્વ પ્રજાઓ જંગલી છે એવી માન્યતા તેનામાં ઘર કરી ગઇ હતી. આથી બીજી પ્રજાઓ પાસેથી ગ્રહણ કરવા યોગ્ય ગુણો અને શીખવા જેવી બાબતોથી તે બેનસીબ બની પોતાની અધોગતિનું કારણ પોતે જ બની હતી.

આપણે આવી ભુલ કદિ પણ કરવી જોઇએ નહિ. અન્ય જાતિઓ પાસેથી તેઓમા રહેલા સદ્ગુણો શીખી લેવાને આપણે હંમેશાં પ્રયત્નશીલ રહેવું જોઇએ. બર્મી લોકોની લડાઈ વિષેની અશ્રદ્ધા, અંગ્રેજ લોકોની કર્તવ્યપરાયણતા અને જાપાનીઓની 'બુશીદો' (આત્માની વિશિષ્ટતા) પરથી ધડો લઈ આપણે તેમાંનાં ઉમદા તત્ત્વો ગ્રહણ કરવાં જોઇએ.

'બુશીદો' આપણી દૃષ્ટિ સમીપ ધનવાન કરતાં નિર્ધનના

સદ્‌ગુણોને, ગર્વિષ્ઠતાને બદલે નમ્રતાનાં સત્ફળોને, સ્વાર્થતાને બદલે નિઃસ્વાર્થતાના લાભોને, અને દેશ તેમજ જાતિ માત્રના હિતની ખાતર વ્યકિતના હિતની સહર્ષ આહૂતિ આપવામાં સમાયેલા મહત્પુણ્યને આદર્શરૂપે ખડાં કરે છે. 'ખુશીદા' પ્રાચીન રાજપુત વીર નરોની માફક આપણા રક્તનાં અણુ–પરમાણુમાં વીરતાનો જુસ્સો અને મગજમાં શત્રુઓને પીઠ બતાવવામાં રહેલા નાલાયકાતના વિચારોને દઢ કરે છે. 'ખુશીદા' અથવા આત્માની વિશિષ્ઠતાને ચાહનારાઓ મૃત્યુની સામે દઢતાથી ખડા રહે છે, અને કોઇપણ પ્રકારની અપકીર્તિ કરતાં મૃત્યુને વધારે પસંદ કરે છે. 'ખુશીદા' મુરબ્બીઓની આગળ શિર નમાવવાનો તથા સમસ્ત જાતિના સુખ સાધનરૂપ યોગાગ્નિમાં પોતાના અગર પોતાના કુટુંબના સુખ અને મતભેદની આહૂતિ આપવાનો ઉપદેશ કરે છે. તે શારીરિક વીર્ય તથા આત્મિક બળમાં વધારો કરે છે અને લડાયક જુસ્સાના જીવનનો ઉપદેશ આપે છે. તે દઢતા, ધૈર્ય, બલ, શ્રદ્ધાલુતા, વીરતા અને આત્મસંયમનો ઉપદેશ આપવા માટે શાન્તિના સમયમાં શ્રીપુરૂષ સર્વમાં શાન્તિ સ્થાપવાના તેમજ યુદ્ધના સમયમાં ચારિત્ર્ય બધારણના સર્વોત્કૃષ્ટ નિયમોની નૈતિક સિદ્ધાન્તમાળા રજુ કરે છે. ખરૂં કહીએ તો 'ખુશીદા' જાતિ-

તો અંતરાત્મા અને જાપાનીઓને મહાન્ પ્રજા બનાવનાર છે.

એક મહાન્ લેખક લખે છે, કે સુધારણાનો આધાર જાતિની વિચારશક્તિ ઉપર છે અને નહિ કે વિજ્ઞાન ઉપર. મને તો લાગે છે, કે સત્ય સુધારણાનો આધાર તે બન્ને ઉપર છે. વિજ્ઞાન વગર આપણાં શરીરોની હયાતિ અસંભવિત નહિ તો શોકજનક જરૂર બનશે; અને વિચારશક્તિ વગરનું જીવન નિરર્થક થઈ રહેશે. એકની શરીર માટે તો બીજાની આત્મા માટે આવશ્યકતા છે. મોટા મોટા ઐન્દ્રજાલિકોની કલ્પનામાં પણ કદિ નહિ આવેલી એવી આશ્ચર્યજનક જે ઘટનાઓ આજે આપણા જોવા કે સાંભળવામાં આવે છે તે વિજ્ઞાનનું જ પરિણામ છે.

સત્યનું સ્થાન વિચારની પાર છે. સત્યને શોધવું એ વિચારનું કાર્ય છે. આપણે સત્યની ખાતર કામ કરવું જોઈએ, જીવવું જોઇએ, અને જરૂર પડે તો મરવાને માટે પણ તૈયાર રહેવું જોઇએ. "સત્ય સત્ય કાર્ય કરવાને માટે શિખો, કારણ કે એ મનુષ્યનું પ્રધાન કર્તવ્ય છે." એ કહેવું સાચું છે, કે વિચારથી ભૂલ થઇ જાય છે. પરંતુ તે સાથે એ પણ વિચારવું ઘટે છે, કે એ ભૂલ શોધી કાઢનાર પણ વિચાર જ છે.

વર્ત્તમાન સમયના આપણા સિદ્ધાન્તો કેવળ સામયિક જ હોઇ શકે. વિજ્ઞાનની વૃદ્ધિ અદ્ભુત સ્વરૂપે થઇ રહી છે અને તે દ્વારા આશ્ચર્યજનક બાબતોનો આપણા બુદ્ધિ-ભંડારમાં વધારો થઇ રહ્યો છે, પરંતુ એ વધારો કેવળ અનુભવલબ્ધ પ્રાથમિક અને ભવિષ્યની શોધોનાં સાધનો પુરાં પાડનાર સબળ પાયા-આધાર રૂપ જ ગણી શકાય. જે જગત્માં આપણે રહીએ છીએ અને જે અદ્ભુત જગત્માં આપણે આપણા વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન પામીએ છીએ તેના મહાન્ રહસ્યને જાણવાની તેમજ જીવનના અનેરા અને મહાન્ સિદ્ધાન્તને સિદ્ધ કરવાની આશા કરી શકીએ તે પહેલાં આપણે શીખવાના, ભૂલી જવાના અને સિદ્ધ કરવાના વિધાના અનંત ભંડારો આપણી આસપાસ આવી રહેલા છે. અર્થાત્ આપણે માટે વિધાના અનંત ભંડારો પડ્યા છે. જીવન તથા સંસારના સત્ય સિદ્ધાન્ત સુધી પહોંચતા પહેલાં આપણે ઘણુંએ ભણવું, ઘણુંએ ભૂલી જવું પડશે.

જો કે આપણે **શાન્તિ**ની ઇચ્છા કરી શકીએ; પરન્તુ કર્તવ્યમાર્ગથી ભ્રષ્ટ બની તેને મેળવવાની આશા કરવી એ મૂર્ખતા છે.

પ્રાચીન સમયમાં લોકો જીવનનાં કર્તવ્યો અને આશ્રમની

જવાબદારીઓ છોડી દઈ જ્યાં સંસારની ધડમથલો અને તૃષ્ણાઓ પહોંચી ન શકે એવાં દૂરનાં એકાન્ત સ્થળોમાં જઇ **શાન્તિ** મેળવવા પ્રયત્ન કરતા હતા. તેઓ પોતાના પ્રયત્નમાં સફળ થતા કે કેમ, તે વિષે શંકા છે. પ્રામાણિક કાર્ય અને ઉપયોગી ધંધો જાતે જ અનેક પ્રલોભનોમાંથી બચાવનાર છે. વળી આનંદજનક કર્તવ્યોથી જોડાએલું કૌટુંબિક જીવન, પ્રતિદિન પરોપકાર કરવાનું જીવન, અન્યનાં દુખો મટાડવાનું અને દુઃખીને સહાય કરવાનું જીવન જાતે જ એક આનંદમય જીવન છે. જે મનુષ્ય આશ્રમની જવાબદારી છોડી પોતાની યોગ્યતા વા અધિકાર સમજ્યા વિના પોતાના ઈષ્ટ મિત્રો અને દેશ પ્રતિનાં કર્તવ્યોથી વિમુખ બને છે તેમજ જે વસ્તુ પ્રાપ્ત કરવી ઘણી મુશ્કેલ છે તેને માટે, મનમાં પેદા થતી ક્ષણિક લાગણીઓને તાબે થઇ જંગલમાં જઈ વૃથા પ્રયાસ કરે છે તેને મૂર્ખ નહિ તો બીજું શું કહી શકાય ? ખરૂં **સુખ, સાચી શાન્તિ અને ઇષ્ટ પ્રાપ્તિ કર્મવીર** અને **સહનશીલ** બનવામાં છે.

**કર્મ**શીલ અને ઉપયોગી થવા માટે ચિંતા કે આતુરતા યુક્ત જીવન ગાળવાની જરૂર નથી. 'સુખ' અને 'શાન્તિ' એકાન્ત જીવનમાં હશે કે સમાજની વચ્ચે ગાળેલા જીવનમાં ? એવો પ્રશ્ન અર્થ વગરનો એટલે નકામો છે. આને બદલે એમ

પૂછી શકાય કે, ક્યા પ્રકારના જીવનથી અન્ય ઉપર ઉપકાર થઈ શકે છે? આ સંસારમાં આપણું પ્રધાન કર્તવ્ય એ છે, કે કાજળની કોટડીમાં પેસી કાજળના ડાઘથી આપણી જાતને બનતી કોશીશે બચાવવી. સંસારના થઈ રહી સાંસારિક કાર્યો કરવા છતાં તેનાથી અનાસક્ત રહેવું.* જો કે આ કાર્ય લેશ પણ સહેલું નથી, તોપણ કેવળ અસંભવિત છે એમ પણ નથી.

---

* Not in seclusion, not apart from all
Not in a place elected for its peace
But in the heat and bustle of world
Mid sorrow, sickness, suffering and sin
Must he still labour with a loving soul
Who strives to enter this the **N**arrow gate.

**ભાવાર્થ:**—ઈશ્વરના માર્ગમાં ચાલવા ઇચ્છનારા સાધુએ, જગતથી દૂર અરણ્યમાં જવાની કે જ્યાં સ્વાભાવિક શાન્તિ નિવાસ કરતી હોય એવું એકાન્ત સ્થાન શોધવાની જરૂર નથી. દુનિયાંનાં પાપ અને તાપમાં દુઃખ, વ્યાધિ, ભય અને મોહ વચ્ચે રહી તેણે પ્રેમનું વર્તન કરતાં-નિર્દોષ-અનાસક્ત-જીવન ગાળતાં શિખવું જોઇએ. અશાન્તિમાં શાન્તિનો અનુભવ કરવા આગ્રહયુક્ત પ્રયત્ન કરવો જોઇએ.

—શ્રીમતી તરુદત.

આપણામાંના ઘણાખરા હળ ખેડવાને વા કારીગીરીનું કામ કરવાને નિઃસંદેહ ઉપયોગી થઈ શકે; અને જીવનની મહાન્ ધડમથલોની વચ્ચે પણ આપણે આપણા ચિત્તને શાન્ત રાખી શકીએ. જે મનુષ્યો જીવનને કેવી રીતે ઉપયોગી બનાવી શકાય તે વાત જાણે છે તેઓનાં જીવન પ્રતિદિન બહુમૂલ્ય અને આશ્ચર્યકારક થતાં જાય છે.

કાર્યમાં સતતતા હોવી, કેવળ કામમાં જ ગુંથાએલા રહેવું એ ઠીક નથી. પ્રત્યેક દિવસમાં અમુક કલાક, અઠવાડીયામાં એક દિવસ અને વરસમાં કેટલાક દિવસોને માટે આરામ લેવાની જરૂર છે. આરામ ઉપરાંત દરરોજ થોડો થોડો સમય આત્મપરીક્ષા, આત્મવિચારણા, માનસિક શાન્તિ, કસરત અને વાર્તાવિનોદ માટે નક્કી કરી રાખવો જોઇએ. દરેક રાત્રિએ સૂતાં પહેલાં આપણે આપણી જાતનો હિસાબ તપાસવો જોઇએ. પોતે આખા દિવસમાં શું કર્યું છે—કયી નબળાઈ ઉપર જીત મેળવી છે, કયા વિકારને હઠાવ્યો છે, કયી લાલચને દબાવી છે અને કયા સદાચારને સેવ્યો છે—તેની બારીક તપાસ કરવી જોઇએ. પોતાના ગુણદોષની આ પ્રમાણે તપાસ કરવાથી આપણામાં સદ્ગુણોની વૃદ્ધિ અને દુર્ગણોની નિવૃત્તિ થતી જાય છે. આત્મપરીક્ષાની સાથે મનુષ્ય, ઉપરના બીજા સાદા નિયમોને

બરાબર અનુસરે તો તેનું અંતઃકરણ વિશુદ્ધ બનવા સાથે તેને સારી ભૂખ લાગશે, શાન્ત નિદ્રા આવશે અને તેનું જીવન ઘણું ભવ્ય અને ઉજમાળું બનશે.

જગતમાં એવાં પણ ઘણાં માણસો જોવામાં આવે છે, કે જે આરામની જરૂરિયાતને તેમજ ચિત્તને એકાગ્ર કરવાથી થતા ફાયદાને પિછાનતાં નથી. ઘણાં મનુષ્યો વિવેકશૂન્ય બની પોતાના જીવનને આવશ્યક તેમજ અનાવશ્યક કાર્યોમાં સેળભેળ કરી દે છે અથવા રમતગમત આદિ મનને આનંદ આપનારા વિષયોને કાર્યનું સ્વરૂપ આપી જીવનને નાહક કષ્ટમય કરી મૂકે છે.

કામ કરવું એ દેહધારી માત્રનું કર્તવ્ય છે; પરંતુ કેવળ વૈતરૂં કરવામાં જ સઘળાં કર્તવ્યોની સમાપ્તિ થતી નથી. કામમાંથી નિવૃત્તિ મેળવી થોડો સમય આત્મચિંતન માટે પણ રાખવાની ખાસ જરૂર છે. પ્રત્યેક મનુષ્યની દીનચર્યા કેવા પ્રકારની હોવી જોઇએ, કેવા પ્રકારની દીનચર્યા શ્રેષ્ઠપણે કર્તવ્યો કરવાની લાયકાતમાં ઉમેરો કરી હંમેશાં સુખ પ્રતિ દોરી લઈ જઈ શકે તેને માટે આપણાં ધર્મ-શાસ્ત્રોમાં ઠેરે ઠેર નિયમન કરેલાં છે. આપણા પૂર્વજો-મહાનુભાવ ઋષિમુનિઓ એ નિયમનનું ઉત્તમ પ્રકારે પાલન કરી સુખશાન્તિનો કેવો અનુભવ કરી રહ્યા હતા તે સૌ કોઇને સુવિદિત હોવું ઘટે છે.

પ્રાતઃકાળે ઉઠી શૌચાદિ ક્રિયાઓથી પરવારી પ્રભુપૂજન, આત્મચિંતન અને શાસ્ત્રાધ્યયનમાં ઉચિત સમય ગાળ્યા પછી સંસારનાં કાર્યોમાં જોડાતાં કેવો ઉલ્લાસ, કેટલી શાન્તિ અને કેવી સફળતા અનુભવાય છે તે માત્ર અનુભવીઓ જ પિછાની શકે. પશ્ચિમની પ્રજાના સંસર્ગથી આપણી હાલની દીનચર્યામાં ઘણો જ ફેરફાર થઈ ગયો છે. જે પ્રથમનું અને આવશ્યક કર્તવ્ય તેને દિવસના કોઈ પણ ભાગમાં સ્થાન મળતું હોય વા તેનું યથાર્થ રીતે પાલન કરવામાં આવતું હોય એમ થોડાંક જ કુટુંબોમાં જોવામાં આવે છે. આથી ઉલટું અનાવશ્યક એવી તો ઘણી બાબતો તેની જગાએ દાખલ થઈ ગયેલી ઠેરઠેર નજરે પડે છે. આમ થવામાં સંસર્ગ કરતાં આપણી અનુકરણ વૃત્તિની જ મુખ્ય ખામી જોઇ શકાય છે. આપણે જોઇએ, તપાસીએ અને વિચારીએ તો આપણને તરત જ માલૂમ પડે કે જે પ્રજાનું આજે ઘણા મોટા ભાગે અનુકરણ કરવામાં આવે છે તેની કાર્ય કરવાની પદ્ધતિ કેવી સરસ છે. ૭ દિવસ નિયમિત રીતે કામ કરી સાતમો દિવસ કેવી પવિત્ર અને સુખપ્રદ રીતે ગાળે છે. વધારે નહિ તો આ પ્રમાણે અઠવાડીઆમાં ઓછામાં ઓછા એક દિવસે આપણે આપણાં હૃદયો પવિત્ર આચાર વિચારોથી ભરવાં જોઇએ. આ દિવસે સઘળા

સાંસારિક ઉપાધિ દૂર કરી કેવળ ઈશ્વર આરાધનમાં તન્મય બનવું જોઇએ. આ વિશ્રામનો દિવસ શાન્ત, નિર્લેપ અને દૈવી હોવો જોઇએ. આજની શાન્તિ સમુદ્રની માફક અનન્ત અને ગૂઢ-ઉંડી તેમજ આકાશની માફક સ્વચ્છ અને સર્વોચ્ચ હોવી જોઇએ.

કદિ કોઈ એમ કહે, કે એ રીતે એકેક દિવસ કામ નહિ કરવાથી કમાણી ઓછી થતાં માણસો ગરીબ બની જશે તો તેના ઉત્તરમાં માત્ર એટલું જ જણાવવું બસ થશે કે, સાત દિવસ કામ કરનાર આપણા દેશના મજુરો કરતાં કેવળ છ દિવસ કામ કરનાર અંગ્રેજી કારીગરો શું ગરીબ છે? ખરી વાત તો એ છે, કે એવી રીતે વિશ્રામમાં ગાળેલો દિવસ લેશ પણ નકામો જતોનથી.એક અંગ્રેજ વિદ્વાન્ કહે છે, કે પ્રાર્થનાના દિવસે જ્યારે વાણિજ્ય બંધ રહે છે, ખેતરમાં હળ નકામાં પડયાં રહે છે,ત્રિજોરીમાંની થેલીઓનો રણકારો કાન પર અથડાતો બંધ થાય છે અને કારખાનાંનાં ફુત્કાર કરતાં ઍંજીનોના ધૂમાડાના ગોટા આકાશ માર્ગે ગતિ કરતા જણાતા નથી તેવા સમયમાં પણ સર્વથી મહાન્ એવું કોઈ કાર્ય આપણે ન જાણીએ તેવી રીતે થાય છે. તે એક એવું કાર્ય છે, કે જે રાજ્ય અને પ્રજાવર્ગના ધનનાં અઢળક સાધનો ખડાં કરી દેવાની શક્તિ બક્ષે

છે. ખરેખર ! આ મહાન્ કાર્યને કોઇ વિરલ વ્યક્તિઓ જ જાણી અને જીરવી શકે છે. તે કાર્ય એ છે, કે જેના વડે સંસારયંત્રોને નિયંત્રિત કરનાર મહાન્ પુરૂષ, મસ્તિષ્ક યંત્રના સંચાં અને કળોને સ્વચ્છ તેમજ સંગીન બનાવે છે અને જેના પરિણામે મનુષ્ય બીજી સવારમાં નવા ઉત્સાહ, નવા ઉમંગ અને નવા બળની સાથે પોતાના કામ પર ખડો થઈ જવાને યોગ્ય બને છે.

ઘણાં માણસોને એવું કહેતાં સાંભળીએ છીએ, કે તેમને આ દુનિયામાં કંઇપણ કરવા યોગ્ય કામ નથી. આમ કહેવું એ માત્ર એક જાતનો ભ્રમ જ છે. આપણું મહાન્ ઉપયોગી કાર્ય–આપણું સર્વથી પ્રધાન કર્તવ્ય–આત્મોન્નતિ કરવાનું છે. આપણે કોઇ પાઠશાળાના મુખ્ય અધ્યાપકના અથવા કોઇ રાજકુમારના શિક્ષકના દરજ્જાને વધારે મહત્વ આપીએ છીએ, અર્થાત્ તે કર્તવ્યને ઘણું જવાબદારી વાળું ગણીએ છીએ; પરંતુ આત્મસુધારણા કરવાનું આપણું આપણી જાત પ્રત્યેનું કર્તવ્ય તેથી યે વધારે મહત્વનું અને જોખમભરેલું છે એ ભૂલી જવું જોઈતું નથી. આ કાર્ય હંમેશાં આપણી જાત સાથે જ જોડાયેલું છે તો પછી બહાર એથી અધિક એવા કયા કાર્યને માટે ફાંફાં મારવાની અથવા ' કામ નથી, કામ નથી ' એમ બૂમો

મારવાની જરૂર છે. આ આત્મસુધારણાનું-પ્રત્યેક મનુષ્ય જીવનની સાથે જ જોડાયેલું કાર્ય એવું તો મહાન્ છે, કે રાત-દિવસ જીવનપર્યંત સતત ઉદ્યોગ કરીએ તોપણ પૂરૂં થાય તેવું નથી. આથી સ્પષ્ટ જ છે, કે જે વખતે આપણે એમ કહીએ છીએ, કે અમારે કંઈ કામ નથી તે જ સમય ખાસ કરીને સર્વથી મહાન્ ઉપયોગી છે. ગુજરાનનાં સાધનો પૂરાં પાડનાર હરકોઇ પ્રામાણિક ઉદ્યોગ, ધંધો વા સાંસારિક અધિકાર પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એ નિઃસંશય ઉપયોગી છે; પરંતુ આપણે ભૂલવું જોઈતું નથી, કે તે માત્ર આપણા શરીરના નિભાવ પૂરતાં જ ઉપયોગી છે.

ખાવાને માટે કમાવું એ શરીર નિભાવવા માટે જરૂરનું હોય એ પણ આપણું એક કર્તવ્ય છે; પરંતુ એ કર્તવ્ય-દશામાં આપણી અને પશુની વચ્ચે બીલકુલ ફેર નથી. આપણી પેઠે પશુઓ પણ ખાનપાનનાં સાધનો મેળવવા માટે હાથપગ હલાવે છે. આપણામાં જે વિશેષતા છે તે એ જ કે, પરમેશ્વરે આપણને દરેક બાબતમાં હિતાહિત વિચારવાની બુદ્ધિ આપી છે. મનુષ્યનું મનુષ્યત્વ આ વિવેકબુદ્ધિના ઉપયોગમાં જ રહેલું છે. કેવળ શરીર નિભાવવાના પ્રયત્નોમાં જ ખપી જવું તેમાં મનુષ્યના કર્તવ્યની પૂર્ણાહૂતિ નથી; પરંતુ જે આત્માનું તે

મંદિર છે તેની ઉન્નતિ કરવામાં જ મનુષ્ય જીવનની સાર્થકતા છે, એમ વિચારવામાં અને તેને અનુકૂળ આચરણ કરવામાં જ મનુષ્યત્વ છે. હકીકત આ પ્રમાણે હોવા છતાં તે તરફ દુર્લક્ષ કરી એવું કહેનારા ઘણા સાંભળવામાં આવેછે કે, અમુક ગૃહસ્થ હમણાં નોકરી છોડી અથવા પેન્શન લઈ ધંધારોજગાર વગરના થઇ ગયા છે. જો ખરૂં પૃછાવો તો જેને આમ ધંધા-રોજગાર વગરનો સમય કહેવામાં આવે છે તે જ મનુષ્ય જીવનના બે મુખ્ય ઉદ્દેશોને પાર પાડવાનો સોનેરી સમય છે. આ ઉદ્દેશો પૈકી એક **પરસુખવર્દ્ધન** અને બીજો **આત્મસંશોધન** છે. આ બે ઉદ્દેશો પાર પડે એવી રીતે જીવન ગાળવામાં જ સાચું સુખ છે.



# પ્રકરણ બીજું.

## મન.

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

**—गीता.**

માનવદેહ ગમે તેટલો આશ્ચર્ય-જનક આત્માનું મંદિર હોય તો પણ તે આખરે તો માત્ર  છે. આત્મા કેવળ શરીરથી જ શ્રેષ્ઠ છે એમ નહિ; પરન્તુ સંસારથી પણ તે અતિ મહાન્ છે. આમ છતાં આત્માની શ્રેષ્ઠતાનું ભાન થવા માટે શરીરની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. કારણ કે આત્મા અને શરીર બન્ને મળીને મનુષ્ય નામની સંજ્ઞાને પૂર્ણ કરે છે.

મનુષ્ય સંજ્ઞા પણ કેવી મનોરમ છે! પરમેશ્વરની એ કેવી મહાનતા સૂચવે છે! અહા! તેમાં કેવો વિવેક છે! તેની અંદરનાં મન, બુદ્ધિ આદિ કેવાં અદ્ભુત છે! તેની કાર્યક્ષમતા કેવી અનન્ત છે! તેનો આકાર પ્રકાર કેવો ઉત્કૃષ્ટ અને નુતન

મોહન છે! કાર્યમાં તે કેવો સ્વર્ગીય છે! બુદ્ધિ કેવી દેવતાઓની તુલના કરવા યોગ્ય છે!

ખરેખર! આ પ્રમાણે મનુષ્ય સંજ્ઞા ઘણી જ અદ્દભુત અને હૃદયસ્પર્શી઼ંગમ છે. મનુષ્ય શરીર પામવું એ નિઃસંશય મહાન્ અધિકાર છે. મનુષ્ય દેહ મળવો ઘણો જ દુર્લભ છે. અનેક જન્મોનાં સુકૃતને પરિણામે જ તે પ્રાપ્ત થઈ શકે છે. પરમેશ્વરની એ મહાન્ અને ઉમદા બક્ષીસ છે. દેવને દુર્લભ એવાં ચતુસ્સાધન–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–મનુષ્ય દેહે કરીને જ પ્રાપ્ત થઈ શકે છે.*

મનુષ્ય દેહની આટલી બધી ઉત્તમતા છતાં જો એ શરીરનાં અણુપરમાણુઓ છૂટાં પાડી જોવામાં આવે તો તેમાં રાસાયણિક મિશ્રણથી કંઈ પણ વધારે જોવા કે જાણવામાં આવશે નહિ. જો માણસના હંમેશના કામની ગણત્રી કરવામાં

* ગગા ગુણવંતો નરદેહ, અતિ ઉત્તમ છે સહુથી એહ;
અન્ય દેહનો એ છે રાય, એમાં સાધન સઘળાં થાય.
સહુ અક્ષર મુખથી બોલાય, સહુને મન આશય કહેવાય;
વેદ આદિ પુસ્તક છે જેહ, વાંચે વંચાવે છે તેહ;
પ્રભુ આજ્ઞાઓ સર્વ પળાય, કરી પુણ્ય નર સ્વર્ગે જાય.
—છોટમ.

આવે તો ચાર શેર કોલસાથી ચાલતા યંત્રના જેટલી જાણવામાં આવશે. અનેક લેખકોએ મનુષ્ય શરીરનું ઘણું નિન્દનીય ચિત્ર આલેખ્યું છે. મનુષ્યનું અલ્પાયુ હોવું એ કવિઓ અને તત્ત્વ-ચિંતકોનો માનીતો વિષય છે, જેને તે હંમેશાં પોતાની પરિભાષામાં ગાયાં કરે છેઃ કેટલાક તો તેના અચિરત્વનું વર્ણન કરતાં આગળ વધી એટલે સુધી કહે છે, કે મનુષ્ય જીવન પર્વત પરના તુષાર બિન્દુ, નદીના ફીણ અથવા ઝરામાં ઉડતા પરપોટાથી પણ અધિક અલ્પ સ્થાયી છે. ધર્મ-પુસ્તકોમાં ઘણે સ્થળે મનુષ્ય જીવનને સ્વપ્ન, નિદ્રા, છાયા, બાષ્પ, જમીનપર વહી જતા પાણીના રેલા અને કહેવાઈ ચૂકેલી વાતની સાથે સરખાવેલું છે. આમ મનુષ્ય જીવનને કેવળ અલ્પ જ નહિ; પરંતુ ઘણે સ્થળે ઘૃણિતરૂપે પણ વર્ણવેલું છે. મહાત્મા બુદ્ધને મનુષ્ય જીવન જાણે દુઃખનો ડુંગર હોય તેમ ભાસતું હતું. પોતે ભાખેલું છે, કે મનુષ્ય જીવન દુઃખમય છે. જન્મમાં દુઃખ, વૃદ્ધાવસ્થામાં દુઃખ, રોગ થવામાં દુઃખ, અપ્રિયના સંયોગમાં દુઃખ, પ્રિયના વિયોગમાં દુઃખ; ટુંકામાં મનુષ્ય એ સ્થિતિ જ દુઃખ છે."

વિશેષ નવાઇની વાત એ છે, કે દુનિયામાં ઘણાં મનુષ્યો દેખાદેખીથી જીવનને અતિ દુઃખ પૂર્ણ જાહેર કરતાં છતાં મૃત્યુથી

એટલાં બધાં ડરી જતાં જોવામાં આવે છે, કે તેના નામસ્મરણ માત્રથી દીન અને દુઃખી બની જાય છે. આવે પ્રસંગે કોઇ તેમની જીવનની દુઃખભરી માન્યતાનું સ્મરણ કરાવી હાંસી કરે તો તેઓ પોતાના બચાવમાં જણાવે છે, કે "અમે કાંઇ મૃત્યુથી ડરતા નથી; પરન્તુ મૃત્યુ પછી જે બને છે તેનાથી ડરીએ છીએ." મૃત્યુ પછી મનુષ્યને કેવા મુલકમાં જવું પડશે તેની ખબર નથી, તેમજ તે દેશની સીમાનું ઉલ્લંઘન કરી આજ સુધી ત્યાંની ખબર લઇ કોઈ પાછું આવ્યું નથી; છતાં આ એક જ વિચાર એવો છે, કે જેના પરિણામે જીવનને કેવળ વાતોમાં નહારૂં જાહેર કરનારાં મનુષ્યો આકુળ વ્યાકુળ થઇ રહે છે.

મૃત્યુની બાબતમાં જુદી જુદી જાતના મતભેદ પ્રચલિત છે. કેટલાક તેની ઇચ્છા કરે છે, કેટલાક તેમાં શાન્તિ શોધે છે; છતાં એ એક એવી નિર્ણિત સ્થિતિ છે, કે ઇચ્છા વા અનિચ્છાએ એક દિવસ તે અવશ્ય આવી ભેટે છે. ઘણાં મનુષ્યો મૃત્યુ સમયનાં દુઃખોની કલ્પનાથી કમ્પી ઉઠે છે; પરંતુ વૃદ્ધાવસ્થાનું મૃત્યુ બહુધા દુઃખ રહિત હોય છે. કેટલાક પોતાની જાતને એમ મનાવી દિલાસો આપે છે, કે—"મૃત્યુ જેવું કંઇ છે જ નહિ. જેને મૃત્યુ કહેવામાં આવે છે તે સ્થિત્યંતર માત્ર

છે. *મૃત્યુ એ મનુષ્ય શરીરમાંથી સ્વર્ગ કે જે તેનો ઉપકણ્ઠ માત્ર છે, ત્યાં જવાનું દ્વાર છે. " મહાત્મા સોક્રેટિસ કહે છે, કે જો મૃત્યુ સ્વર્ગમાં જવાનું દ્વાર ન હોય તો પણ તે એક ઈશ્વરીય આશીર્વાદ છે. મૃત્યુ વિષયે મિલ્ટન આથી જુદોજ મત પ્રદર્શિત કરે છે. તે કહે છે, કે જીવનની દુ:ખમય આફતોમાંથી છૂટકારો પામવા આ સુંદર મનુષ્ય જીવનનો એકદમ ત્યાગ કરવો એનું નામ સુખ નથી. જીવનને બદલે મૃત્યુને પસંદ કરવું એમાં લાભ કરતાં વિશેષ હાનિ વહોરી લેવા જેવું છે.

---

* वासांसि जीर्णानि यथा विहाय ।
नवानि गृह्णाति नरोऽपराणि ॥
तथा शरीराणि विहाय जीर्णा ।
न्यन्यानि संयाति नवानि देही ॥

—गीता.

**ભાવાર્થ:**—જેવી રીતે મનુષ્ય જૂનાં થયેલાં વસ્ત્ર કાઢી નાંખીને બીજાં નવાં વસ્ત્ર ધારણ કરે છે, તે જ પ્રમાણે જીવાત્મા પણ જીર્ણ થયેલા શરીરનો ત્યાગ કરીને બીજા નવા દેહમાં પ્રવેશે છે.

વસ્તુસ્થિતિ ગમે તેમ હોય તોપણ આપણે મહાત્મા સોક્રેટિસ અને મયુરધ્વજ જેવી વીરતા અને દઢતાની સાથે મૃત્યુની સામના કરવી જોઇએ. મૃત્યુને આપણે અપશુકનીયાળ કે નિન્દિત ગણવું જોઇએ નહિ; પરંતુ તેને સ્વર્ગારોહણની સીડી સમજી તેનું સ્વાગત કરવું તે જ ઉચિત છે.જીવનની દુઃખમયતા અને મૃત્યુની નિરર્થક ધરવામાં આવતી ભીતિ વિષે આટલો પ્રાસંગિક વિચાર કર્યા પછી આપણે મુખ્ય વિષય તરફ વળીશું.

મનુષ્યના સંબંધમાં બે મત પ્રચલિત છે: (૧) મનુષ્ય દેવતાઓથી કંઇક ઉતરતો છે; (૨) મનુષ્ય પશુઓથી કંઈક ચઢતા દરજ્જાનો છે. આ બન્ને મત એક બીજાથી પ્રતિકૂળ અથવા અસંગત નથી. તે બન્ને બે માર્ગ છે, અને જીવનમાં પ્રવેશ કરતી વખતે એ બેમાંથી કયો માર્ગ પસંદ કરવો તે તેની મરજી ઉપર છે. આથી પ્રત્યેક મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે સારો યા નઠારો થઈ શકે છે. આપણે મનુષ્યો છીએ અને આપણાં કર્મોના કર્તાધર્તા છીએ. આપણને દીન, દુઃખી કે નીચ અને તેમ નહિ તો સબળ, સુખી કે મહાન્ બનાવવાનું આપણા પોતાના હાથમાં છે. આપણે જેવા થવા ધારીએ તેવા થઈ શકીએ તેમ છે. આપણા જીવનને ઉન્નત કે અધમ

બનાવવાનું આપણા પોતાના જ હાથમાં છે. પાશવ વૃત્તિઓના પાશમાં પડી તેમાં જ રચ્યો પચ્યો રહેનાર પશુ છે અને તેથી આગળ વધી પોતાની અંદર દૈવી ગુણોને ખીલવનાર દેવ જ છે. આમ દેવ થવું કે પશુ બનવું તે મનુષ્યની પોતાની ઇચ્છા પર જ અવલંબી રહેલું છે. ખરેખર ! આ એક મહાન્ અધિકાર છે; છતાં તેની સાથે જવાબદારી પણ તેટલીજ બલ્કે તેથી પણ મહાન્ છે. આપણે આપણા આત્માને પવિત્રમાં પવિત્ર આશય પર પહોંચાડવા તેમજ અધમમાં અધમ નરકમાં ધકેલવા સમર્થ છીએ.

જો મનુષ્ય જીવન નિન્દિત બને તો તેનું કારણ એજ છે, કે તેણે પોતે પોતાના જીવનને એવું કરી મૂકયું છે; નહિ કે તે નિન્દિત થવાને સરજાયું છે.

નાનાં બાળકોમાં ઇશ્વરીય અંશ વિશેષ હોય છે. કારણ તે વખતે તેનામાં લેશ પણ ભેદભાવ કે વ્યાવહારિક પ્રપંચો પ્રવેશ પામેલા હોતા નથી. તે આંતર અને બાહ્ય એમ બન્ને રીતે સુંદર-વિકાર રહિત-હોય છે.પણ જેમ જેમ તેને સંસારનો વાયરો વિશેષ લાગતો જાય છે તેમ તેમ તેનામાં અનેક જાતના છળકપટ દાખલ થવા પામે છે. આટલા માટે જ તેને બાલ્યા-

વસ્થાથી જ સારી સોબતમાં મૂકવાની ખાસ જરૂર છે.

સર થૉમસ બ્રાઉનીના કથન પ્રમાણે:—આપણામાં અદૃશ્ય નિર્વિકાર પરમાત્માનો એક અંશ છે, કે જે સાંસારિક પ્રત્યેક વિષયોથી ભિન્ન છે. આમ પરમાત્માનો અંશ આપણામાં હોવાથી જ એવો ઉપદેશ આપવામાં આવે છે, કે તમે એવા મનુષ્યોનો સત્કાર તથા આદર કરો કે જેણે પોતાને ઉન્નત સ્થાનમાંથી નીચતા પ્રતિ ધકકેલ્યો નથી. આનું નામ જ સતસંગત છે. ખરેખર! આ જગતમાં સત્સંગ જેવી મહાન્ કલ્યાણકારી વસ્તુ બીજી ભાગ્યે જ જોવામાં આવશે. સઘળા ધર્મો તેની જરૂરિયાતનો એક સરખી રીતે સ્વીકાર કરે છે અને સઘળાં ધર્મશાસ્ત્રો તેના અગણિત લાભો જણાવી તેની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. શરીરને સુધારવાનું, મનને નિયમમાં રાખવાનું અને યથાર્થ કર્તવ્યના જ્ઞાન વડે તેનું પાલન કરવાનું શિખવી પ્રસ્વસ્વરૂપનું ભાન કરાવનાર સત્સંગ છે. તુલસીદાસ કહે છે કે:—

" એક ઘડી આધી ઘડી, આધિમેં પુનિ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ.
સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરિય તુલા ઇક અંગ;
તુલે ન તાહિ સકલ મિલિ, જો સુખ લવ સત્સંગ."

વળી,—

दूरीकरोति कुमति विमलीकरोति
चेतश्चिरं तनमघं चुलुकीकरोति ।
भूतेषु किं च करुणां बहुलीकरोति
सत्संगतः कथय किं न करोति पुंसाम् ॥

આમ સત્સંગનું માહાત્મ્ય અપાર છે અને તેને સેવવો એ સુખી થવા ઇચ્છનારને માટે ઘણું જ જરૂરનું છે.

નાનાં બાળકોના મન ઉપર સંગતની અસર ખાસ કરીને વધારે પ્રમાણમાં થતી જોવામાં આવે છે. બાળપણમાં બાળકો જેઓની સાથે રહેતાં હોય છે તેઓનો તેમના ઉપર સંપૂર્ણ અધિકાર હોય છે. તેવી અવસ્થામાં ખાસ કરીને રક્ષક તરીકે માબાપ અથવા શિક્ષક હોય છે, અને તેથી તેમનાં કાર્યોને માટે સૌથી વધારે જવાબદાર તેઓ છે. બાળકોનું મગજ કોરા કાગળ જેવું હોય છે અને તેથી આપણી ઇચ્છામાં આવે તેવા અક્ષરો તે પર લખી શકવા આપણે સમર્થ છીએ. પરંતુ આ સાથે એટલું સ્મરણ રાખવું કે એક વખત તેમાં જે લખાઈ ચૂક્યું તેને નિર્મૂળ કરવું હંમેશને માટે અસંભવિત બને છે.

આપણે બાળકોની સમીપ આપણી જાતના વર્તનનું જે ઉદાહરણ રજુ કરીએ છીએ તે, આપણે તેને જે શીખવીએ છીએ તેના કરતાં હજારગણું ચઢીઆતું છે. આટલા માટે બાળકોને આપણે જે શિખવવા માગતા હોઇએ તે જ પ્રકારનું આપણું વર્તન રાખવું ઉચિત છે. આપણા ચારિત્ર્યને માટે આપણે માત્ર આપણાં માબાપ અને શિક્ષકને જ આભારી છીએ એટલું જ નહિ; પરંતુ જેઓ અત્યારે હયાતિ ધરાવતા નથી છતાં પોતાના ચારિત્ર્યનાં ઉત્તમ દૃષ્ટાન્તો આપણે માટે મૂકી ગયા છે એવા સદ્દગત આત્માઓના પણ આપણે ઘણા આભારી છીએ.

દૈવત્વ અને પશુત્વનું એક વિલક્ષણ સંમિલન તેનું જ નામ મનુષ્ય. ઘણાં મનુષ્યો દુર્ભાગ્યવશાત્ પોતાને માત્ર દેવતાઓથી જ નીચે નહિ; પરન્તુ પશુઓથી પણ અધમ બનાવે છે. આત્માને પવિત્ર રાખવા માટે આપણે શરીર અને મન બંનેને બની શકતી સારી રીતે સ્વસ્થ અને નીરોગ રાખવાં જોઇએ.

એક મનુષ્ય તરીકે જે વાત પુરૂષને લાગુ પડે છે તે જ હકીકત સ્ત્રીને પણ લાગુ પડી શકે. આથી ઉપરનું સઘળું કથન કેવળ પુરૂષને લાગુ પડે છે એમ નહિ પરંતુ તે મનુષ્ય માત્રને માટે છે. આમ છતાં વિશેષમાં આ સ્થળે ખાસ કરીને

સ્ત્રીને લાગુ પડે એવી કેટલીક હકીકત જણાવવી ઉચિત જણાય છે. જો પુરૂષનું કદાચ મન વધારે મજબુત હોય, તેનામાં બુદ્ધિની પ્રખરતા હોય. તો સ્ત્રીમાં આત્માનો પ્રકાશ વધારે તેજસ્વી હોય છે. સ્ત્રી એ સંસારનું નૂર છે, અને તેના વગરનું ઘર તે ઘર નહિ પણ શ્મશાન છે. સ્ત્રી સદાચારી, સ્વધર્મ-ચારિણી અને કર્તવ્યાનુરાગિણી હોય છે તો તે સંસારને સ્વર્ગ તુલ્ય બનાવી શકે છે. આથી ઉલટું જો તે કર્કશા હોય છે તો મહાન્ અનર્થ ઉપજાવી જીવનને ખારૂં અને અકારૂં બનાવી મૂક છે.

પુરૂષને જેટલું બળ ઉપયોગી છે, તેટલું જ ઉપયોગી સ્ત્રીને તેનું સૌંદર્ય છે. પરંતુ બીજી મહાન્ ઈશ્વરીય બક્ષીસોની પેઠે સુંદરતા પણ કેવળ સુખકારક જ હોય છે એમ નથી; બલ્કે તે જ કેટલીક વખત મહાન્ દુઃખનું કારણ થઈ પડે છે. કેવળ સૌન્દર્યની ખાતર જ અનેક સ્ત્રીઓ મહાન્ આપત્તિઓનો ભોગ થઇ પડેલી એવાં ઉદાહરણો ઇતિહાસ અને પુરાણોમાં ઘણાં જોવામાં આવે છે. સ્ત્રી માત્ર, જો ચાહે તો, સુંદરી થઈ શકે. એવું કહેવાય છે, કે પ્રથમનાં વીસ વરસમાં સૌંદર્યને પ્રકટાવવું એ સ્ત્રીની પોતાની સત્તાની વાત નથી; આમ છતાં પચાસ વરસની ઉમ્મરે તેના મુખ પર સૌંદર્યની ઝલક ભભકી ઉઠે નહિ તો તેમાં તેની પોતાની જ ભૂલ છે. કારણ શીલ

એ જ સ્ત્રીનું સૌંદર્ય છે અને તેને ટકાવી રાખવું તે તેના પોતાના જ હાથમાં છે. વળી સ્ત્રી વીસ વરસની ઉમ્મરે ગમે તેટલી સુંદર હોય તો તે પરથી એવું તો અનુમાન શી રીતે કરી શકાય, કે તે વધતા જતા દિવસોમાં પણ સુંદરી રહી શકશે ?

કારણ સ્થૂલ સૌંદર્ય—બહારના રૂપનું સૌંદર્ય—ચીરકાલ ટકતું નથી. જે ચીરકાલ ટકે છે અને જેના નૂરની ઝલક વધતા જતા દિવસોમાં પૂર જોરથી દીપી ઉઠે છે તે સૌંદર્ય બહારનું નહિ પરન્તુ અન્દરનું છે—સ્ત્રીની શીલતાનું છે, અને તેને પ્રાપ્ત કરવું તે સ્ત્રીના પોતાના હાથમાં છે.

પ્રત્યેક દેશના લેખકો અને કવિઓએ સ્ત્રીઓની પ્રશંસા મુકત કંઠે કરેલી છે. આમ છતાં રમણી હૃદયનું જે સર્વાંગ સંપૂર્ણ અને અદ્વિતિય ચિત્ર, મહાનુભાવ વેદવ્યાસ મહાભારતમાં આલેખી આપણી સમીપ રજુ કરે છે તે ભાગ્યે જ બીજે શોધ્યું જડે તેમ છે. ખરેખર ! મહાભારતની જગતવંદ્ય સુપ્રસિદ્ધ નાયિકા અને મહાન્ વીરાઙ્ગના દ્રૌપદિ, સ્ત્રીહૃદયનો અપૂર્વ અને મહાન આદર્શ રજુ કરી આજ પણ દુનિયાને ચકિત કરી સ્ત્રી પ્રતિની પૂજ્યતાને પોષી રહી છે ! તેના સંબંધના સઘળા જ પ્રસંગો તેના હૃદયના કંઈ ને કંઈ ઉત્તમ ગુણને પ્રકાશમાં આણી મુગ્ધ કરી નાખે તેવા છે. જ્યારે નરપિશાચ

દુર્યોધને દુર્બુદ્ધિથી તેને ભરી સભામાં પકડી મંગાવી તેની લાજ લેવાની આજ્ઞા કરી તે સમયનું તેનું બુદ્ધિચાતુર્ય, ઈશ્વર પ્રત્યેની અટલ શ્રદ્ધા, તેના હૃદયનું અનુપમ ધૈર્ય અને સ્ત્રીધર્મ-પરાયણતાથી પેદા થયેલું તેનું આત્મબળ જે પરિણામ લાવી મૂકે છે તે ખરેખર ! અલૌકિક અને સ્ત્રી પ્રતિની પૂજ્યતામાં ઑર વધારો કરનાર છે. દ્રૌપદિના શ્રદ્ધાળુ અને સબળ અંતઃ-કરણમાંથી સરી પડતા આર્ત્તનાદથી ભગવાન શ્રીકૃષ્ણે જાતે તેનાં વસ્ત્રોમાં પ્રવેશ કરી તેના સ્ત્રીધર્મનું રક્ષણ કર્યું !! દુર્યોધનની આજ્ઞાથી તેની લાજ લેવાના ઇરાદે ભર સભામાં ચીર ખેંચતો દુઃશાસન મૂઢ જ બની ગયો કે, ' આતે સાડીમાં નારી છે, નારીમાં સાડી છે ! '

વળી સ્ત્રીઓની પ્રશંસા કરતાં સોલોમને પણ કહ્યું છે, કે શું કોઈ બહુમૂલ્ય એવા ખનીજ પદાર્થોથી નારી જેવા અમૂલ્ય રત્નની ખરીદી થઇ શકે એમ છે ? પતિ પોતાના સર્વસ્વ વિશ્વાસરૂપ રત્ન—હૃદયને—પોતાની પત્નીને સોંપી દેછે,અને ચોરાઇ જવાના ભયથી નિઃશંક બને છે. પત્ની પોતાના જીવનપર્યંત પતિની હિત—કામના કરતી રહે છે. તે તેના ઘરનાં કામકાજ કરતી થકી તેના નામે ગરીબોને દાન દે છે. હૃદયબળ અને પાતિવ્રત તેનાં આભૂષણ છે, અને અનુકમ્પા એ તેની જીહ્વા છે.

તે પોતાના ઘરના અસલી રીવાજો સારી રીતે સાચવે છે અને આળસુ બની પોતાનું પેટ ભરતી નથી." આવી સ્ત્રીઓ જ સર્વથા અભિનન્દનીય અને માનને પાત્ર નીવડે છે. જો સ્ત્રીઓમાં આ પ્રકારે મનુષ્યોને હિત વા અહિતમાં ઉત્તેજવાનું બળ છે તો પછી તેને અબળા શી રીતે કહી શકાય ?

પ્રત્યેક મનુષ્ય જો ચાહે તો મહાત્મા થઇ શકે. અને જો સાચું જ કહેવરાવો તો પ્રત્યેક મનુષ્ય મહાન્ છે. માત્ર એટલું જ સંભાળવાનું છે, કે તેણે પોતાની જાતને નીચ બનાવવાની ઇચ્છા કરવી નહિ. આપણને પ્રાપ્ત થતા શુભ પ્રસંગો, અધિકાર, હક અને આશીર્વાદોનો જો આપણને સદુપયોગ કરતાં આવડે તો આપણે મહાન્ જ છીએ. આમ છતાં તેના દુરુપયોગ વડે મનોવિકાર, તૃષ્ણા અને પ્રલોભનના ભોગ થઈ પડીએ તો સ્વાભાવિક જ છે, કે આપણે નીચ બની જઇએ. **મનુષ્ય** થવું એ રાજા થવા કરતાં અધિક છે. **દેશાધિપતિ થવા કરતાં આત્માધિપતિ થવામાં જ શ્રેય છે.**

સંસારમાં એવી કયી બાબતો છે, કે જે મનુષ્યને મનુષ્ય બનાવે છે ? પદવી, ગૃહ, ધન, વસ્ત્ર આદિ સાધનો મનુષ્યને કદિ પણ મનુષ્ય બનાવી શકતાં નથી. પોતાના ઉચ્ચ ચારિત્ર્યથી જ મનુષ્ય, મનુષ્ય થઈ શકે છે. સમયના પરિવર્તન સાથે

જીવન પણ બદલાતું જાય છે. એમ કહેવાય છે, કે "બાળક એ મનુષ્યનો પિતા છે"–બાળપણ જ ભાવિ જીવનનું સુપ્રભાત છે; પરંતુ આ કથન સર્વથા સાચું જ નીવડે છે એમ નથી. કારણ કે કેટલીક વખત એવું જોવામાં આવે છે, કે બાળ-જીવન અને મનુષ્ય-જીવન વચ્ચે કંઇક સંબંધ રહેલો છે એમ માનવું પણ મુસ્કેલ થઇ પડે છે. બાળપણમાં જોયેલા બાળકને મોટપણે જોતા ઘણી વખત એમ થઈ આવે છે, કે જેને બાળપણમાં જોયો હતો તે જ આ બાળક છે કે કોઈ બીજો ? આટલા માટે આપણે આપણા જીવનને બાલ્યકાળથી એવા પ્રકારનું બનાવતા જવું જોઇએ કે, જેમાં દરરોજ કોઈ એક સદ્‌ગુણ મરણપર્યંત આપણામાં વૃદ્ધિ પામતો રહે.

જીવન, એક મહાન્ ભૂલભૂલામણી છે. એક મહાન્ લેખક લખે છે, કે મારો જન્મ શા માટે થયો છે, હું સંસારમાં કેવી રીતે અસ્તિત્વ ધરાવું છું અને હું શા માટે અને કેવી રીતે મરૂં છું તેની મને ખબર નથી." આપણા સંબંધમાં પણ એવું જ છે. કુદરતમાં સર્વથી અદ્‌ભુત વસ્તુ તે મનુષ્ય પોતે જ છે. મનુષ્યને પોતાને ખબર નથી કે તેનું પોતાનું શરીર કેવી રીતે બનેલું છે અને આત્મા એ શી વસ્તુ છે. ઉપરાંત શરીર અને મનનો–જડ અને ચેતનનો–કેવો સંબંધ

છે તે વિષે તેને જોઇએ તેવું ચોકસ જ્ઞાન નથી. આમ નવાઇની વાત તો એ છે, કે મનુષ્યની અજ્ઞતા સંસારના અન્ય વિષયમાં નહિ, પરંતુ પોતાની જાતના જ સંબંધમાં છે!

જો મનુષ્યને દેવ ગણવામાં આવે તો તે સંપૂર્ણપણે તેવો નથી. જો કે માણસમાં દૈવી અંશ છે, પરંતુ તેની આડે પાર્થિવ શરીરનું પડ છે અને તેટલા માટે તેને દેવ નહિ, પરંતુ દેવનો અવતાર ગણવામાં આવે છે. તેનામાં જેમ દૈવી તેમ આસુરી સંપત્તિ પણ બિરાજમાન છે. તેની દૈવી પ્રકૃતિ પોતાની મહાન જવાબદારીઓ–કર્તવ્યો પ્રતિ દોરે છે જ્યારે આસુરી પ્રકૃતિ પોતાને અનુકૂળ એવી મોહજાળમા ફસાવે છે. આથી કેટલાક પ્રસંગોમાં મનુષ્ય મહાન્ તો ઘણા પ્રસંગોમાં શારીરિક અને માનસિક બન્ને બાબતોમાં કેવળ કંગાલ જેવો ભાસે છે.

એક અર્થમાં આપણે સ્વીકારવું જોઇએ, કે માણસ કંગાલ, નિર્બળ અને ક્ષુદ્ર પ્રાણી છે. આમ છતાં તેણે પૃથ્વીનું માપ કાઢયું છે; પર્વતોની ઉંચાઇ નક્કી કરી છે; સમુદ્રનો તાગ આણ્યો છે; સૂર્ય, ચંદ્ર આદિ આકાશી પદાર્થોનું અંતર નક્કી કરી તેમનાં મહત્વ, ગતિ, સ્થિતિ અને રાસાયણિક બંધારણ નક્કી કરેલાં છે; જડ મનાતા પદાર્થોમાં ચેતન હોવાના અખતરા કરી બતાવ્યા છે; વરાળ, વાયુ અને વીજળીને વશ કરી તેમના દ્વારા દીંગ

કરી મૂકે તેવાં અગણિત સુખનાં સાધનો યોજી દીધાં છે. આ સર્વ તેની અંદરની મહાન્ શક્તિનું સૂચન કરે છે. આથી પણ કંઈક આગળ વધતાં મનને તાબે કરી સ્થૂલતાની પાર પોતાની દૃષ્ટિને લંબાવતાં આત્મસાક્ષાત્કાર વડે પરમાત્મ પદને પહોચવાની પણ તે શક્તિ ધરાવે છે. પણ આ સઘળાનો આધાર માત્ર તેના મન ઉપર છે.

ખરેખર! મન, પોતે પોતાને ત્રિકારો અને સાંસારિક અપવિત્રતાઓથી ઉંચે લઇ જઈ શકે. પરંતુ આ કામ આપણે ધારીએ તેટલું સહેલું નથી. આત્માને મુક્ત કરવાનું કામ જેટલું કઠિન છે તેટલું જ કઠિન કામ શરીરને પાર્થિવ અસ્તિત્વની મર્યાદામાંથી મુક્ત કરી ઉંચે લઈ જવાનું છે. જો કે આ કામ આટલું બધું કઠિન છે, છતાં અશક્ય તો નથી જ નથી. કાશીના કરવત અને શૂળીની અણી ઉપર પોતાના મનની એક સરખી શાન્ત સ્થિતિ જાળવી રહેલા મહાપુરૂષોનાં દૃષ્ટાન્તો આપણી સમીપ મોજુદ છે. મન ગમે તેટલું ચંચળ છતાં તેને વશ કરવાની શક્તિ મનુષ્યનામાં છે. અને આ મર્ત્ય ભૂમિ ઉપર સ્થૂલ દેહે વિચરતા છતાં તેનાં બંધનોની લેશ પણ અસર વિનાના એવા મુક્તનું જીવન ગાળવું તેને માટે શક્ય છે એમ અનેક મહાત્માઓએ આપણને સિદ્ધ કરી બતાવ્યું છે. આપણે

સઘળા આટલી હદે ન પહોંચીએ તોપણ આપણે ઘણું કરી શકીએ તેમ છે. જો આપણે એ દિશામાં આપણાથી બનતું સઘળું કરીએ તો સંભવિત છે, કે **મીલ્ટનના** કથન મુજબ વિદ્યાના અભ્યાસ અને સદ્‌ગુણ પ્રતિની પ્રીતિથી જાજવલ્યમાન બનેલા આપણે, "ઈશ્વરના પ્રીતિપાત્ર અને સર્વ કાળને વિષે પૂજ્ય એવા મહાન્ દેશભક્ત અને વીર પુરૂષ બનવાની મહત્વાકાંક્ષાઓથી ઉત્ફુલ્લ બનેલા" થઇશું.

પણ, આ સઘળાનો આધાર આપણા મન ઉપર છે. આથી મનના વ્યાપારોની બારીક તપાસ કરવાની અને તેમાં જ્યાં જ્યાં ખામી જણાય ત્યાં ત્યાં દઢતા અને આગ્રહપૂર્વક સુધારો કરવાની આપણી આવશ્યક અને મુખ્ય ફરજ છે. જેવું જેનું **મન અથવા જેવી જેની ભાવના તેવાજ સ્વરૂપે તે સૃષ્ટિમાં દેખા દે છે અને સૃષ્ટિ પણ તેને તેવા જ રૂપે ભાસે છે.** ચિંતન એ ચિંતામણી રૂપ છે. તેથી જેનું જેનું આપણે ચિંતન કરીએ છીએ તેની તેની આપણને પ્રાપ્તિ થાય છે. **यं यं चिन्तयति मनो तं तं प्राप्नोति निश्चितं ।** જો આપણે દુઃખના જ જાપ જપ્યાં કરીએ, દારિદ્રયની જ ઉપાસના કર્યાં કરીએ, રોગ, શોક, ભય અને ચિંતાનું જ આહ્વાન કર્યાં કરીએ તો સ્વાભાવિક રીતે જ તે સઘળાં આપણી આસપાસ આવી

આપણને ઘેરી લેશે. આથી ઉલટું સુખ, આનંદ, નીડરતા, વીરતા, ધૈર્ય આદિ સદ્વૃત્તિજનિત ભાવોને પોષીશું તો તેનાં તેવાં જ કલ્યાણકારી ફળો આવી મળશે. આમ થવાનું કારણ એ છે, કે જેનું આપણે વારે વારે અને ઉંડી લાગણીથી ધ્યાન ધરીએ છીએ તેના આપણા મન ઉપર ઉંડા સંસ્કારો પડે છે. આ સંસ્કારો બીજ રૂપ હોઈ ઉગી નીકળે છે અને જો તેની વૃદ્ધિને અટકાવવામાં આવે નહિ તો તેમાંથી તેની જાતિનાં ફળો પેદા થાય છે. આથી સુખી થવા ઇચ્છનાર દરેકે પોતાના મનને નઠારા વિચારોથી અટકાવી હંમેશાં શુભ વિચારોમાં જ વાળવું ઉચિત છે. મનમાં કદિ પણ ક્લેશ અને કાર્પણ્યના વિચારોને સ્થાન આપવું નહિ. આમ છતાં તેના *સ્વભાવ પ્રમાણે તે કદાચ ચલાયમાન થઇ એવા વિચારો તરફ દોરાય તો **वितर्क बाधने प्रतिपक्षभावनं ।** એ ભગવાન પતંજલીના ઉપદેશાનુસાર તેનાથી વિરૂદ્ધ ભાવો ખડા કરી દેતાં નઠારા વિચારો એકદમ દૂર થઇ હંમેશાં મનમાં સારા વિચારો જ ઉદ્ભવ પામશે. આ સદ્-

* " મન ચંચળ જેમ વાંદરૂં,
સ્થિર કરે ના ઠામ;
મોક્ષ મળે બંધન પડે,
એ મનનું પરિણામ. "

વિચારોથી પ્રથમ અંતઃકરણમાં સુખદ અને અનુકૂળ સ્થિતિઓ ઉત્પન્ન થશે અને પછી ક્રમે ક્રમે તે આપણાં શરીર, મન અને ચારિત્ર્યમાં સ્થૂલરૂપે પ્રત્યક્ષ થશે.

આમ કેવળ સુખ મેળવવાનો જ નહિ; પરંતુ જે પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાનો મુખ્ય આધાર આપણા મન અને તેના વ્યાપારો ઉપર છે અને તેટલા માટે જ ધર્મશાસ્ત્રોમાં તેને બંધમોક્ષનું–સુખદુઃખનું–કારણ જણાવવામાં આવ્યું છે. સુખદુઃખના કારણરૂપ આ મનથી બહુ સાવધ રહેવું, તેના વ્યાપારોનો અભ્યાસ કરવો અને તેને તાબે ન થતાં તેના પર આધિપત્ય સ્થાપવા માટે સત્સંગ સેવવો એ સુખી થવા ઇચ્છનારને માટે મુખ્ય અને ઘણું જ જરૂરનું છે.



# પ્રકરણ ત્રીજું.

## અભિલાષા.

મર્હૂમ સર જેમ્સ સ્ટીવ્હને એક વખતે યુવક વર્ગ સમીપ પોતે આપેલા એક ભાષણમાં કહ્યું હતું કે, મારે તમને જે સૂચનાઓ કરવાની છે તે સર્વનો સાર માત્ર એક જ શબ્દમાં આવી જાય છે અને તે એ, કે (Aspire) ઉચ્ચાભિલાષી બનો.

આ ઉપદેશ ઉત્તમ છે તેમાં લેશ પણ સંદેહ નથી; પરંતુ પ્રશ્ન એ થાય છે, કે આકાંક્ષા કરવી કોની ? જગતમાં એવી કયી વસ્તુ છે, કે જે માટે આપણે આકાંક્ષા રાખવી ? પ્રત્યેક પાર્થિવ પદાર્થની અભિલાષા, મનુષ્ય માત્રના સ્વામી બનવાની અભિલાષા આકાશને પહોંચવા સમાન છે. ગમે તેનું લૂંટી ઝુંટી લેવાની લાલસા અને સર્વોપરિ થઇ બેસવાની આકાંક્ષા એ કંઇ વાસ્તવિક અભિલાષા ગણી શકાય નહિ. "અભિલાષા એવી વસ્તુની કરવી જોઇએ, કે જેથી આપણે આપણી જાતના સ્વામી બની શકીએ. બીજાઓના ઉપરી થવાની અથવા અન્યના ઉપર આધિપત્ય સ્થાપવાની અભિલાષાનો ત્યાગ કરી

તેઓના સાથમાં—સમાન કક્ષામાં—રહી ઉચ્ચ અભિલાષા રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. બીજાઓને પોતાથી હલકા ગણુવાની અને એ રીતે તેમના વિચારોને અને અભિપ્રાયોને તુચ્છ ગણી કાઢવાની વૃત્તિ અત્યંત નિંદ્ય છે. અન્યના વાસ્તવિક અભિપ્રાયોની અવગણુના કરી જેઓ એવો ડોળ બતાવે છે, કેઃ—હું ક્યાં જગતના અભિપ્રાય ઉપર જીવું છું ? લોકો ભલે ને મારે માટે ગમે તેવા અભિપ્રાયો જાહેર કરે, પણુ મને તેની શી દરકાર છે ?" તેઓ ખરી રીતે સારા અભિપ્રાયોને માટે યોગ્ય જ હોતા નથી. જગતની ખોટી મોટાઇ અને મિથ્યા કીર્તિની મનમાં લાલસા ધરી તેને માટે ફાંફાં મારવા છતાં બહારથી નિર્લેપ હોવાનો ડોળ ધારણુ કરી સંસારની સમાલોચનાનો—જગતના અભિપ્રાયોનો—તીરસ્કાર કરનારા જગતની પ્રશંસા પામવાને બીલકુલ યોગ્ય હોતા નથી.

આપણે એવી અભિલાષા રાખવી જોઇએ, કે કદાચ તે નિષ્ફળ નીવડે તોપણુ આપણે સામાન્ય મનુષ્યથી કંઇક ઉંચે રહી શકીએ. મનુષ્ય એટલે જ ભૂલોની પરંપરા, અને તેથી માણુસ ભૂલ ન જ કરે એ વાત અસંભવિત છે; છતાં ભૂલથી બચવાને પોતાથી બનતું સઘળું થઇ શકે એ સર્વ રીતે સંભવિત છે. કેટલાક એવું ધારતા જણુાય છે, કે શુભ પ્રસંગો

એની મેળે આપણી શોધ કરતા આવશે. આપણે તેને શોધતા ફરવાની જરૂર નથી. પરંતુ આ ધારણા કેવી ભૂલ ભરેલી અને અસત્ય છે ! અનુકૂળતાઓને માટે રાહ જોઇ બેસી રહેવાથી કંઇ જ વળતું નથી; પરંતુ તે પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવાની જરૂર છે.

ત્યારે હવે ફરીને એ જ મૂળ પ્રશ્ન આપણી સામે ખડો થાય છે, કે આપણી અભિલાષા કેવી હોવી જોઇએ ? આપણે જેમ આપણો તેમ બીજાઓનો પણ વિચાર કરવાની જરૂર છે. પોતાનું તેમજ અન્ય સર્વનું હિત કરવાની હૃદયમાં ઇચ્છા ઉત્પન્ન થાય તે જ સાચી અભિલાષા ગણાય. આપણે એક મહારાજ્યના નાગરિક છીએ, એ તરીકે " યૂનાની શપથ "નું સ્મરણ રાખવું જોઇએ. યુનાની પ્રજા જીવનમાં પ્રવેશ કરતા પહેલાં શપથ લેતી હતી કેઃ—" હું મારા પવિત્ર ધર્મને ( Shield ) કદિ પણ દૂષિત કરીશ નહિ; હું રણ-ક્ષેત્રમાં મારા સાથીઓને છોડી દઇ પલાયન કરી જઇશ નહિ; હું મારા દેશ અને ધર્મપીઠોની ખાતર સસહાય અથવા અસહાય ઘોર યુદ્ધ કરીશ; હું મારા દેશને જે સ્થિતિમાં અત્યારે મને સોંપવામાં આવે છે તેથી ઓછી નહિ, પણ વધારે ઉન્નત અવસ્થામાં છોડી જઇશ."

**न वै सन्तोष्टव्यं-निज निज [illegible] वशात् ।**
**परं प्रत्येकेन प्रतिजन विधेयोन्नति विधौ ॥**

અર્થાત્ પ્રત્યેક માણુસે પોતાની જ ઉન્નતિથી રાજી થવું નહિ, પરન્તુ હરેક માણુસની ઉન્નતિમાં જ આપણી ઉન્નતિ છે, એમ સમજી સામાન્ય હિતની અભિલાષા રાખવામાં જ સુખ સમાયેલું છે.

ખરેખર ! આપણે આપણા દેશીઓ અને સમકાલિકો તરફથી સન્માનની ઇચ્છા કરવી જોઇએ; પરંતુ કીર્તિ માટેની હદપારની લાલસા પ્રલોભ અને ભયાસ્પદ છે. સીસરો કહે છે, કે–"મેં હમણાં કહ્યું તેમ કીર્તિ માટેની નિરંકુશ અભિલાષાથી સાવચેત રહેવું જોઇએ. કારણુ કે, મહાનુભાવી પુરૂષોનું પરમ પ્રાપ્તવ્ય જે "સ્વાધીનતા" તેનો તે નાશ કરે છે. અભિલષિત વસ્તુઓમાં "પ્રભુતા." પણ ઇષ્ટ નથી. કારણુ કે "પ્રભુતા" કોઇ વખત મહાન્ અનર્થકારક નીવડે છે. વળી આપણે માનસિક વ્યગ્રતા, નાશકારક ઇંદ્રિય લોલુપતા અને ભય, પ્રબળ મનોવિકૃતિ, આસક્તિ, ક્રોધ અને મોહથી બચવું જોઇએ કે જેના પરિણામે આપણે "શાન્તિ" અને "સુખ" પ્રાપ્ત કરી શકીએ."

ઘણા લોકો ધનવાન અને બળવાનની અદેખાઈ કરે છે.

તેઓ તેમને ભાગ્યશાળી ધારે છે, એવા વિચારથી કે તેઓ જે ઇચ્છે છે તે મેળવી શકે છે અને ફાવે તે કરી શકે છે. પણ યાદ રાખવું ઘટે છે, કે ધનવાન હોવું એ સુખી થવાને જરૂરનું નથી. આપણી જાતના ઉદ્યોગથી ઉન્નત થવામાં જે સંતોષ અને સુખ સમાએલાં છે તે સ્વાભાવિક પ્રકારે થયેલી ઉન્નતિમાં હોતાં નથી. જો આપણને સંસારમાં કાંઇ ઇચ્છવા જેવું રહેત નહિ અથવા આકાંક્ષા કરવા જેવી કોઇ વસ્તુ બાકી હોત નહિ તો જીવનનાં ઉત્સાહ અને અભિરૂચિ એકદમ નષ્ટ થઇ જાત. **ઉલ્લાસ પ્રાપ્તિમાં નહિ, પણ પ્રયત્નમાં રહેલો છે**

એ વાત સાચી છે, કે ધનવાનોને અનેક લાભ છે; પરંતુ તે લાભ તેમને બહુ મૂલ્યે ખરીદવો પડે છે. તેઓને ઇચ્છા કરવા જેવું કંઇ હોતું નથી; પરંતુ ડરવાનું તો ઘણું જ હોય છે. તેઓનો અમૂલ્ય સમય નિરવધિ અને કંટાળા ભરેલા દુનિયાદારીના ઝઘડાઓમાં; વારંવાર વસ્ત્ર બદલવામાં; હળવા મળવામાં; જાહેર સભા, લેવી કે રાત્રિની મિજલસોમાં ભાગ લેવામાં; રાજદરબારમાં જઈ રાજા અગર તેના અધિકારી મંડળ સાથે વૃથા ખુશામદ કરવા કરાવવામાં; કેવળ 'હાજી હા' કરનાર ખુશામતીઆઓની વચ્ચે બેસી આનંદ માનવામાં નષ્ટ થાય છે. તેઓને માત્ર ખુશામતીઆ અને મહાન્ પ્રલોભનોથી

બચવાને પ્રયત્ન કરવાનો હોય છે એટલું જ નહિ; પરંતુ તેઓની ચિંતા અને જવાબદારીઓને અંગે ઉપજતી ઉદ્વિગ્નતા પણ અપરિમેય હોય છે. શૅક્સપીઅરે બરાબર જ કહ્યું છે, કે "રાજ-મુકુટધારીઓનાં મસ્તકો ચિંતાઓથી વ્યાપ્ત હોય છે." જે મસ્તક ઉપર મુકુટ ધારણ કરવામાં આવે છે તેને હંમેશાં કટારની તીક્ષ્ણ ધાર સહન કરવાને પણ તૈયાર રહેવું પડે છે. ધનવાનોને માટે વિવિધ તૃષ્ણાઓનાં દ્વાર ખુલ્લાં હોય છે; પરંતુ નિર્ધનો તેમાંથી સદાને માટે મુક્ત છે. વળી દુનિયાના ઇતિહાસનાં પાનાં ઉથલાવી જોશો તો જણાશે, કે આજ-સુધીમાં કેટલાય રાજાઓને પદભ્રષ્ટ કરવામાં આવ્યા છે; કેટલાયને દેશપાર કરવામાં આવ્યા છે અને કેટલાયના પ્રાણનો નાશ કરવામાં આવ્યો છે. જો કે આમાંના કેટલાકને પોતાના દોષને લીધે એવી આપત્તિઓ સહન કરવી પડી છે; પરંતુ મોટો ભાગ તો કેવળ રાજા હોવાના સબબે જ નિરપરાધે કાવતરાખોર અને મારાઓને હાથે માર્યો ગયેલો માલૂમ પડશે!

એક વખતે કોઈ એક રાજાએ એક તત્ત્વજ્ઞાની મહા-પુરૂષને પોતાના કુંવરોને શિક્ષણ આપવાની બાબતમાં સલાહ આપવાને પત્ર લખ્યો ત્યારે તે મહાપુરૂષે તે પત્રના ઉત્તરની શરૂઆત આ પ્રમાણે કરી હતીઃ—"રાજન્! જો મને જન્મથી

જ રાજકુમાર હોવાનું દુર્ભાગ્ય સાંપડયું હોત તો......”

ધનવાનોના સંબંધમાં વિદ્વાનો કેવા અભિપ્રાય ધરાવે છે તે ઉપરના શબ્દોથી બરાબર સમજી શકાય તેમ છે. પવિત્ર અંતઃકરણયુક્ત શાન્ત ચિત્તે કારાગૃહમાં વાસ કરવો તે ઉત્તમ છે; પરંતુ ચિંતા અને ઉદ્વેગપૂર્ણ હૃદયે રાજસિંહાસન ઉપર બેસવાનું પ્રાપ્ત થાય તોપણ તે મહાન્ દુઃખપ્રદ છે. વળી જો એ રાજસિંહાસન બળ વા કપટયુક્ત નીતિથી મેળવવામાં આવ્યું હોય છે તો તો દુઃખનો પાર જ રહેતો નથી. એક વિદ્વાને યથાર્થ જ કહ્યું છે, કે “ પાષાણપ્રાચીર વા લોહ-નિર્મિત ગૃહ મનુષ્યને કેદખાનું થઇ શકતું નથી. કારણ કે પવિત્ર અને શાન્ત અંતઃકરણવાળા મહાપુરૂષો તેને પણ પુણ્યાશ્રમ બનાવી લે છે. જો મારા પ્રેમમાં સ્વાધીનતા અને અંતઃકરણમાં સ્વતન્ત્રતા હોય તો મારા જેવું એ મહાન્ પદ કેવળ દેવોને જ લભ્ય થઇ શકે છે. ”

વળી જો ઉન્નતિ ચિંતાયુક્ત છે તો અવનતિ દુઃખપૂર્ણ છે, અને તેથી મિલ્ટનના કથન પ્રમાણે ઘણાં માણસો નિર્ધન થતા પહેલાં પોતાની હયાતિનો જ અંત આણે છે.

“ ચઢે તે પડે ” એ કહેવત પ્રમાણે જે શિખરની ટોચ પર વિરાજે છે તેને પડવાનો પણ ભય છે. ઘણી સીધી અને

સીધા ચઢાવવાળી ટેકરીની ટોચ પર ઉભા રહેતાં આંખે અંધારાં આવી કેવી ચકરી આવે છે તે આપણે જાણીએ છીએ; અને છતાં પણ ત્યાં પહોંચવાની કેવી ઉત્કટ અભિલાષા આપણને થઈ આવે છે! બીજાઓ ઉપર અધિકાર પ્રાપ્ત કરવાની જીવનની ઉચ્ચ લાલસામાં પણ મગજ ઉપર કંઈ આવી જ અસર થઇ આવે છે. ઘણાં મનુષ્યોએ કેવળ સત્તાધારી હોવાના સબબે જ પોતાનો નાશ કર્યો છે. આથી ઉલટું જો તેઓ સામાન્ય મનુષ્યોની પંક્તિમાં હોત તો પોતાનાં કાર્યો તેઓ ઘણી જ સહીસલામતીથી અને માનભરી રીતે પૂરાં કરત.

જો કે એ કહેવું શંકા ભરેલું છે; છતાં ખરૂં હોઇ શકે, કે "ઉજમાળા—પવિત્ર—જીવનમાં રસબોળ થઈ રહેલો એક કલાક એક અનામી યુગ તુલ્ય છે." અને મહાન્ દુઃખરૂપી વાવાઝોડા ઉપર સવારી કરી આપત્તિઓ રૂપી તોફાનોને તાબે કરવાં એ વિચાર ઘણો ભવ્ય અને શોભાસ્પદ છે.

વળી જીવનના મહાન ભોગે તો હરકોઈ ધનવાન થઇ શકે. પરંતુ ધનવાન બની બીજાઓના ઉપર અધિકાર જમાવવાને માટે પોતાનો અમૂલ્ય સમય, પોતાની જાતના સંબંધનાં ઉપયોગી કાર્યો અને પોતાની જાત ઉપરનો કાબુ ખોઇ દેવો એ મૂર્ખતા જ છે. સ્વતંત્રતા ગુમાવી સત્તા મેળવવાની, બીજાઓ

ઉપર અધિકાર મેળવવામાં આત્મસત્તા ખોવાની લાલસા બેશક, નવાઇ ઉપજાવે તેવી છે.

વળી ધન, માન અને સત્તા માટેની હદપારની લાલસા મનુષ્યોને જીવનનાં સાચાં સુખોનો ઉપભોગ કરવાને નાલાયક બનાવે છે. જેઓ સત્તા મેળવવાની આકાંક્ષા ધરાવતા હોય તેઓએ શાન્ત જીવનની આશાનો ત્યાગ કરવો જોઇએ. આથી ઉલટું જેઓ શાન્ત અને ઉપાધિ રહિત જીવન ગાળવાનું ઇચ્છતા હોય તેઓએ મોટાઇની પાછળ ફાંફાં મારવાં નહિ. સૅનેકા કહે છે, કે "પૃથ્વી પરથી સ્વર્ગમાં પહોંચવાનો એકે સરલ-મુશ્કેલી વગરનો માર્ગ નથી." જગતમાં "મોટા" કહેવરાવવા જેવું એકે દુઃખપ્રદ કાર્ય નથી. કાર્ય ભાગ્યે જ શરૂ કરાયું હોય છે તે પહેલાં તો જીવનનો અંત આવી જાય છે. આમ છતાં યાદ રાખવું ઘટે છે, કે નિષ્ફળતાનો આધાર કાર્યની કઠિનતા ઉપર નથી; પરંતુ સાફલ્ય માટેની અત્યંત ચિંતા જ પોતાના ઉદ્દેશને નષ્ટ કરે છે. એક મહાપુરૂષ કહે છે. તે પ્રમાણે "તમારે મોટાઇની આકાંક્ષા કરવાની તેમજ તેની પાછળ ફાંફાં મારવાની જરૂર નથી. જો તમે ડાહ્યા અને સદ્દગુણી હશો તો તમારી અનિચ્છા છતાં પણ મોટાઈ પોતાની મેળે જ તમારી પાછળ પાછળ ભમ્યા કરશે." જે જાતે જ અસ્થિર છે અને જેના આધારે આપણે

**સ્થિર રહી શકીએ તેમ નથી એવા સંપત્તિ રૂપી બરફના ઢગ ઉપર ઉભા રહેવા કરતાં સદ્‌ગુણના અભેદ્ય અને સુદૃઢ ખડક ઉપર ઉભા રહી જાતને સહીસલામત બનાવવી એ જ વધારે શ્રેયસ્કર છે.**

સફળતાને માટે બહુધા સઘળા વિષયોમાં સખત પરિશ્રમ ઉઠાવવાની જરૂર છે. આમ છતાં પરિશ્રમ પ્રતિના ઓચિંતા ઘસારાથી અથવા એકાદ દિવસની તનતોડ મહેનતથી તે પ્રાપ્ત થતી નથી. હિમાલય જેવા અતિ ઉચ્ચ પર્વતની ટોચે પહોંચવાની અભિલાષાથી તે પર ચઢનારાઓ બહુ ઉતાવળથી વા મંદતાથી નહિ તેવી એક સરખી ગતિથી દૃઢ અને નિશ્ચિત પગલાં ભરતા ભરતા આગળ વધે છે, તો જ તે ટોચે પહોંચી શકે છે. **શાન્ત, નિશ્ચિત અને એકાગ્ર ઉદ્યોગ એ ઉન્નતિની સરણિ છે, તેમજ ધૈર્ય એ સિદ્ધિનો ગુપ્ત મન્ત્ર છે.**

જો તમે તમારાં બાળકોને માટે વારસામાં દોલત વા ઉંચી પદવી મૂકી જઈ શકો નહિ તો ઓછામાં ઓછું તમે તેઓને માટે તમારા સદ્‌ગુણો તો ખાસ કરીને મૂકી જઈ શકો. આટલા માટે જો મનુષ્ય છટાદાર વક્તા કે રણવીર બની શકે નહિ, તો તેણે ન્યાયી, પ્રતિષ્ઠિત, ઉદાર, નમ્ર અને સંયમશીલ થવાને તો તેનાથી બનતું સઘળું અવશ્ય કરવું જોઇએ. કારણ કે તે દરેક

મનુષ્યથી બની શકે તેવી વાત છે. જો મનુષ્યમાં આટલા સદ્દગુણો હોય તો તેથી અધિક એવા બીજા કશાની તેને જરૂર રહેશે નહિ. અર્થાત્ તેના બાકીની સઘળી જરૂરિયાતો આપોઆપ પૂરી પડશે. માતાપિતા પોતાનાં સંતાનોને માટે તેમની જાતનાં સત્કાર્યો અને સદ્દગુણોની ખ્યાતિરૂપ સંપત્તિનો જે વારસો મૂકી જઇ શકે તેનાથી અધિક વા બીજી ઉત્તમ સંપત્તિ કયી છે વા હોઈ શકે ? જે વારસાથી પોતાના કુળની સમુજ્જવલ કીર્તિને કલંક લાગે તેમ હોય તેને આસુરી અને નીચ સંપત્તિ તરીકે લેખવી જોઈએ.

સાર્વલૌકિક કાર્ય કરવાનો કોઇને કાંઈ જન્મસિદ્ધ હક મળેલો હોતો નથી. મનુષ્ય ગમે તેટલો નિર્ધન કે નિર્બળ હોવા છતાં જો તે પોતાના જીવનમાં પોતાનાથી બનતું સઘળું કરવાને પ્રયત્નશીલ રહે તો તે જગતને કંઈ ને કંઈ ઉન્નતિના રાહ પર મૂકી જઈ શકે. અર્થાત્ પોતાની જાતનું કંઈ ને કંઈ સારૂં દૃષ્ટાન્ત જગતને પૂરૂં પાડી શકે. આથી ઉલટું ઘણાં પૈસાદાર અને સત્તાવાળાં મનુષ્યો સ્વચ્છંદી અને દુરાચારી નીવડી પોતાની જાતના ખોટા દૃષ્ટાન્તથી જગતનું હિતને બદલે વધારે અહિત કરે છે.

જગતમાં પ્રત્યેક મનુષ્યની સ્થિતિ એક સરખી જોવામાં

આવતી નથી. કેટલાકને સંપત્તિનો પાર હોતો નથી તોઘણાં
કંગાલ દશામાં રડવડતાં નજરે પડે છે. કોઈ અઢળક જમીન,
જાગીર અને ધનના માલીક થઈ બેઠેલા નજરે પડે છે તો
કેટલાકને પગ મૂકવા જેટલી જમીન કે એક પાઇને માટે પણ
ફાંફાં મારવાં પડે છે. સંપત્તિની આવી અસમાન વહેંચણી
અને તેથી પેદા થતો મનુષ્ય અંતઃકરણમાંનો ભેદભાવ જ સર્વ
પ્રકારનાં અનિષ્ટો અને દુઃખોનું મૂળ છે એવો વિચાર ધરાવનાર
એક વર્ગ પશ્ચિમના દેશોમાં ઉપસ્થિત થયો છે, અને તે
સમષ્ટિવાદી ( Socialists )ના નામે ઓળખાય છે. આ
વર્ગ એવો વિચાર ધરાવે છે, કે જગત પરની આધુનિક વસ્તુ-
સ્થિતિ અસંતોષકારક અને અવ્યવસ્થા ઉત્પન્ન કરે તેવી છે.
આ અવ્યવસ્થા થતી અટકે અને સર્વત્ર સંતોષકારક સ્થિતિ
ઉત્પન્ન થાય તેના ઉપાય તરીકે તે વર્ગ જે વિચાર ધરાવે છે
તે એ છે, કે જગત પરની સઘળી મીલકત એકત્ર કરી તેમાંનાં
સઘળાં મનુષ્યોને તે સરખે હિસ્સે વહેંચી આપવી. આ વિચારને
અમલમાં મૂકતા પૂર્વે તેના પરિણામનો આપણે વિચાર કરવો
ઘટે છે. ઉપર ઉપરથી જોતાં એ યોજનાનું બાહ્ય સ્વરૂપ
ઘણું સુંદર લાગે છે; છતાં તેના આંતરમાં મહાન્ અનિષ્ટો
સમાયેલાં છે. સઘળાને સમાન પંક્તિમાં મૂકતાંની સાથે જ

વ્યક્તિગત સાહસ અને વ્યક્તિગત સ્વાતન્ત્ર્યનો એકદમ સમૂળો ઉચ્છેદ જ થવાનો. સમાનતાનું ધોરણ દાખલ થતાંની સાથે સમાજની પ્રત્યેક વ્યક્તિ એમ જ વિચારવાની કે આપણે કમાઇએ કે ન કમાઇએ, મહેનત કરીએ કે ન કરીએ તોપણ બીજાની કમાણી અને મહેનતમાંથી આપણને સરખો હિસ્સો મળવાનો છે જ. આવા વિચારને પરિણામે સમાજમાં પ્રમાદ પ્રવેશ કરી જાય, કામધંધા મંદ પડી જાય અને ખોરાક આદિ જીવનની બીજી જરૂરિયાતની વસ્તુઓમાં ઘટાડો થઈ જાય એ સ્વાભાવિક છે. જ્યારે આમ બને ત્યારે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ કબૂલ કરી શકાય કે એ વાદ નિષ્ફળ થવાને જ સરજાયો છે.

વળી આ કરતાં પણ જે વધારે અનિષ્ટકારક તત્ત્વ આ વાદમાં સમાએલું છે તે એ છે, કે તેથી આપણા સઘળા વ્યવહારની બાબતોમાં આપણે રાજ્યના અધિકારી વર્ગના હૂકમોને સર્વથા મૂગે મોઢે તાબે થવાની ફરજ પડશે. આપણને ખોરાક, લૂગડાં અને ઘર પૂરાં પાડવાની સત્તા રાજ્યના હસ્તક આવતાં આપણને રાજ્ય તરફથી જે પૂરૂં પાડવામાં આવે તે જ ખાવું અને પહેરવું પડશે. આપણને જ્યાં રાખવામાં આવે ત્યાં જ રહેવું પડશે, તેમજ આપણને જે કહેવામાં આવે તે જ કરવું પડશે. વળી આપણા પોતાને માટે અથવા આપણાં

બાળકો માટે કોઇ પણ ચીજ વા ધંધાની પસંદગી કરવાનો આપણો જન્મસિદ્ધ હક આપણા બદલે સ્થાનિક મંડળના એક કારકુન અથવા એવા જ બીજા હરકોઇ નોકરના હાથમાં જઇ પડશે અને તે એક દેખીતી ગુલામી જ છે. આવી નીતિ એ સ્પષ્ટ રીતે ગૃહવ્યવસ્થાની ઉત્પત્તિ, પ્રગતિ અથવા સ્વાતન્ત્ર્યનો વિચ્છેદ કરનારી છેઃ આટલા માટે તે દિશામાં આપણી ઉન્નતિને માટે આશા રાખવી એ કેવળ નિરર્થક છે. આપણી ઉન્નતિને માટે આપણે તે સિવાય કોઇ અન્ય માર્ગ ગ્રહણ કરવો એ જ સર્વથા યોગ્ય છે.

પ્રાચીન કાળમાં લોકોની માન્યતા એવા પ્રકારની હોવાનું જણાય છે, કે ભૂતકાળમાં જ સતયુગ પ્રવર્તતો હતો. આ માન્યતાને અનુસરી હાલમાં પણ ઘણાઓ તરફથી એવું કહેવાતું સાંભળવામાં આવે છે, કે અત્યારે તો જગતમાં કલિયુગ પ્રવર્તે છે અને દિવસે દિવસે તેની સત્તાનો ફેલાવો થતાં એવી અધમ દશાનો અનુભવ થતો જશે, કે અંતમાં સર્વ પદાર્થો નાશના મુખમાં જઇ પડતા જણાશે. આ સ્થિતિ અવશ્ય અને અનિવાર્ય છે અને તેથી નાહક ફાંફાં મારવાથી શું વળે તેમ છે? ખરેખર! આ માન્યતાએ મનુષ્ય હૃદયમાં ઘણા દીર્ઘ કાળથી સ્થાન મેળવ્યું છે અને તેના પરિણામે જ મનુષ્યોમાં નિરાશા

અને પ્રારબ્ધ સંબંધી અનેક વહેમી અને અજ્ઞાની વાતો ઘર કરી ગયેલી છે. આ નિરાશા અને પ્રારબ્ધવાદ આપણા દિલમાં ભવિષ્યને માટે ઉપજવી જોઇતી અભિલાષાનો ધ્વંસ કરનાર અને આપણામાં શિથિલતા પ્રકટાવનાર છે. શિથિલતા દુઃખ અને અશાંતિ જન્માવે એ સ્વાભાવિક જણાશે. પરંતુ હાલમાં એ પરિસ્થિતિ બદલાતી જતી જણાય છે. આપણી ઉપરની માન્યતામાં ફેરફાર થયાનાં ચિહ્નો દૃષ્ટિગોચર થતાં જાય છે. આપણે કેવળ ભૂતકાળમાં જ સત્યુગ પ્રવર્તતો હતો એમ નહિ; પરંતુ ભવિષ્યમાં તેનો ઉદય થશે એવી આશામાં તે તરફ વેગ ભરી ગતિ કરવા લાગ્યા છીએ. જોકે એક તરફ પ્રારબ્ધ અને નિરાશાવાદીનું ઝુંડ ઘણું મોટું છે તોપણ બીજી તરફથી પુરૂષાર્થને પ્રાધાન્ય આપી હૃદયમાં ઉચ્ચાભિલાષો ધારણ કરી રહેલાની સંખ્યામાં દિનપરદિન સંતોષકારક રીતે વધારો થતો જોવામાં આવે છે. જેઓનું ધ્યાન આધુનિક પ્રગતિ તરફ ખેંચાયું છે, જેઓએ જગતના ઇતિહાસ અને તેમાંની ઘટનાઓ પર બારીકાઇથી લક્ષ આપ્યું છે અને જેઓએ અનેક દેશોને અવનત થવાને બદલે ઉન્નત થતા જોયા વા સાંભળ્યા છે તેઓના દિલમાંથી નિરાશાના ભાવોનો સહસા લોપ થયો છે અને તેને સ્થાને ઉચ્ચાભિલાષો દાખલ થઇ ચૂક્યા છે.

આ આશાવાદ આપણામાં ઉત્સાહ પ્રેરે છે અને એવું મનાવે છે, કે હજી સત્યુગ આવ્યો નથી; પરંતુ તેનું આગમન ભવિષ્યમાં થશે; માટે નિરાશાનો ત્યાગ કરી આશાભર્યા હૃદયે અધમ દશામાંથી ઉદ્ધાર કરી એ મહિમાવંત યુગની નજીક જેમ બને તેમ જલદી પહોંચી જવાય તેવી વેગભરી નિશ્ચિત ગતિથી આગળ વધવું આવશ્યક છે. ઘણાં હૃદયો આવી માન્યતાનો સ્વીકાર કરી પોતાને યોગ્ય જણાતી દિશામાં ગતિ કરી ચૂકયાં છે. પરિણામે આપણે જોઇએ અને જાણીએ છીએ તેમ ગત સદિમાં થયેલી વિજ્ઞાનની પ્રગતિએ સ્પષ્ટ કરી બતાવેલા અનેક નૂતન આવિષ્કારો અને સુખનાં સાધનોની અદ્‌ભુત શોધો આશ્ચર્યમાં ગરકાવ કરી જગતને દીંગ કરી રહ્યાં છે.

વિજ્ઞાને આપણને માત્ર આકાશીય ગૃહોનાં તોલ અને માપ લેતાં જ શિખવ્યું છે એમ નહિ; પરંતુ તેણે આપણને નક્ષત્રોનું પૃથક્કરણ કરવાને, ભૂગર્ભ ભાગો અને સમુદ્રતળને અવલોકવાને, પર્વતોનાં સમુત્થાન અને ખાણોનાં બંધારણ પારખવાને અને નદીઓનું અમુક એક જ દિશામાં વહન થવાનું કારણ જાણવાને લાયક બનાવ્યા છે. વિજ્ઞાનની પ્રગતિથી માર્ગની કોઇપણ પ્રકારની નિશાની વગરના સમુદ્ર ઉપર મુસાફરી કરવાને માર્ગદર્શક નીવડે તેવાં સાધનો હાથ લાગ્યાં છે.

વિજ્ઞાનની સહાયથી મુસાફરીની ઝડપ વધારનારાં અને દૂતત્વના કાર્યમાં ઘણી જ સુગમતા કરી આપનારાં અદ્ભુત સાધનો યોજી હજારો માઇલનાં અંતરોને નાબુદ કર્યા છે, તેમજ દૂરના મુલકોમાં પરસ્પરના વ્યવહારને છેક જ નજીકમાં આણી મૂકાયો છે. ગૅસ અને વિજળીના દિવાઓ, અનેક ભયંકર અને હઠીલાં દરદોના અસરકારક ઉપાયો અને જીવનદોરીને લંબાવનારાં વિવિધ સાધનો પૂરાં પાડનાર તેમજ બીજાં અગણિત સાધનોની યોજના વડે જીવનમાં રસ ઉત્પન્ન કરનાર વિજ્ઞાન જ છે. વળી પુરાતન યુગોના આપણા જ્ઞાનને માટે તેમજ ભાવિ યુગમાં થનાર આપણી પ્રગતિના વિચારો માટે પણ આપણે વિજ્ઞાનને જ આભારી છીએ. ટુંકામાં વિજ્ઞાનની પ્રગતિથી આપણે ત્રિકાળદર્શી થવાને યોગ્ય બન્યા છીએ.

છેલ્લી સદિ અત્યન્ત મનોરંજક, અનપેક્ષિત અને અદ્ભુત આવિષ્કારોથી પૂર્ણ છે. આગગાડીઓ અને આગબોટો; તાર અને છબી પાડવાની કળા; ગૅસ, પેટ્રોલીયમ અને વીજળીના દીવા; સૂર્યનાં કિરણોમાંના રંગનું પૃથક્કરણ ( રશ્મિવર્ણ વિશ્લેષણ ), રૉન્જન કિરણો, ઠેઠ રેડીયમ સુધીનાં ઘણાં સાદાં તત્ત્વોની શોધ; ટેલીફોન અને ફોનોગ્રાફ; હવાનું અને તેમાંના તત્ત્વ હાઇડ્રોજનનું પણ પ્રવાહીકરણ; ડાર્વીનના અદ્ભુત

આવિષ્કારો; ભૂગર્ભશાસ્ત્રની રચના અને ક્લોરોફાર્મ આદિ ઉપચારોની શોધ—આ સર્વ છેલ્લી સદિને અનુપમ બનાવનાર એવા અદ્દ્ભુત આવિષ્કારોનો મહાન્ તેજસ્વી અને જગપ્રસિદ્ધ સમુદાય છે. વળી ભૌતિકશાસ્ત્રની પેઠે નૈતિક, માનસિક અને તત્ત્વજ્ઞાનના પ્રદેશોમાં પણ તેટલી જ આગળ ગતિ કરાયેલી છે. અબાધિત વ્યાપારની અને ઉંચા પ્રકારના શિક્ષણની યોજનાઓ એ છેલ્લી સદિમાં જ કરાયેલી છે-ભૂત, ડાકણ, જંત્ર, મંત્ર, જાદુ આદિ અનેક પ્રકારના ખોટા વહેમોની અંદર રહેલું જૂઠાણું પણ એ કાળમાં જ ઉઘાડું પડી આવ્યું છે. કળાકૌશલ્ય અને સાહિત્ય પ્રતિની અભિરુચિ પણ ઘણા મોટા પ્રમાણમાં ગત સદિમાં જ વધતી ચાલી છે. કેટલીક વખત એમ કહેવામાં આવે છે, કે વિજ્ઞાન ગધની માફક નીરસ છે; પરંતુ ભૂગર્ભશાસ્ત્રીઓએ આપણને હોમર અને કાળિદાસે જે કલ્પનાઓ કરી છે તેના કરતાં પણ વધારે અદ્દ્ભુત વસ્તુઓ પૃથ્વીના ઉંડાણમાં બતાવી છે, અને ધરતીકંપ થવાના વાસ્તવિક કારણના આધુનિક વિચારોએ માત્ર શેષનાગના ફરકવા કરતાં વધારે આશ્ચર્યજનક વિચારો પ્રદર્શિત કર્યા છે.

છેલ્લી સદિના આ અતિ આશ્ચર્યજનક આવિષ્કારો પરથી આપણા દિલમાં એક એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન

થાય છે, કે આ ચાલુ સદિમાં પણ એવી જ બીજી અદ્‌ભૂત શોધો ઉદયમાં આવશે કે નહિ? કેટલાક કદાચ નકારમાં જવાબ વાળે તો સંભવિત છે; પરંતુ જેઓ આશાવાદી છે અને જેઓનાં દિલ ઉચ્ચાભિલાષોથી ભરપૂર છે તેઓને આશા ભરી નજરે નિહાળવાનાં સબળ કારણો જડી આવશે. ખરેખર! જો આપણે જગતના દરેકે દરેક વિષયના જ્ઞાનથી પારંગત થઇ ગયેલા હોત, જો આપણે જે જાણવાનું અને શિખવાનું બાકી છે તેના પ્રમાણમાં ઘણું વધારે જાણી અને શીખી ચૂકયા હોત તો આશાવાદીને તેની પોતાની માન્યતા બદલવી પડત; પરંતુ તેવું તો કંઇ છે જ નહિ. કારણ કે, અત્યારે આપણે જે જાણીએ છીએ તે આપણે જે જાણતા નથી તેવી બાબતોનો એક અલ્પાંશ માત્ર છે. કુદરતમાં એવો એકે પદાર્થ નથી કે જેના ઉપયોગ અને ગુણથી આપણે સંપૂર્ણપણે જાણીતા થઇ ચૂકયા હોઇએ. જગતમાં એવાં એવાં પ્રાણીઓ અને વનસ્પતિઓ આવી રહેલાં છે, કે જેના સંપૂર્ણ વિકાસ-ક્રમથી હજી આપણે કેવળ જ બેમાલૂમ છીએ. આપણી આસપાસ સર્વત્ર એવી શક્તિઓ અને સત્તાઓ વ્યાપી રહેલી છે, કે જેને જાણવાનું તો બાજુપર રહ્યું; પરંતુ તેનો ઝાંખો ખ્યાલ સરખો પણ હજી આપણને આવ્યો નથી. આપણે જે

જગતમાં વસીએ છીએ તે અનેક જાતનાં રહસ્યોથી ભરપૂર છે. જગતનાં આ રહસ્યોને વાણીમાં પ્રદર્શિત કરવાનો પ્રયત્ન કરતાં આપણે એવા સંજ્ઞાવાચક શબ્દોનો પ્રયોગ કરીએ છીએ, કે જેને આપણે ભાગ્યે જ સરળ અર્થમાં સમજાવી શકીએ. આનું પરિણામ એ આવે છે, કે તે સ્પષ્ટ થવાને બદલે ઉલટાં વધારે ગૂઢ થતાં જાય છે.

વળી આ કારણેની સાથે ખાસ ત્રણ કારણો એવાં છે, કે જે આશાવાદીના આંતરમાં ભાવિને માટે સ્વતઃ પેદા થતી અભિલાષાઓને પૂર્ણતઃ સત્ય ઠરાવતાં જણાય છેઃ (૧) આપણી માનસિક શક્તિઓને વિકસીત કરનાર આપણાં ઓજારો અને ઉપકરણોમાં સતત થતો જતો સુધારો વધારો તેમજ શોધખોળનાં નવીન સાધનોનું અન્વેષણ; ( ૨ ) એ દિશામાં કાર્ય કરનાર વિદ્વાનોની વધતી જતી સંખ્યા; અને (૩) જેમ શોધખોળ રૂપી સૂર્યનો પ્રકાશ અજ્ઞાનરૂપી વાદળાંને ભેદી પ્રકાશે છે, જેમ જેમ વિજ્ઞાનના જળહળિત પ્રકાશની સતત વધતી જતી મર્યાદા આપણી આસપાસનાં રહસ્યોને ખુલ્લાં કરે છે તેમ તેમ આપણા અંતઃકરણમાં નિરંતર વધતી જતી ભાવિમાં થનાર વિશેષ પ્રગતિની સંભાવનાઓ. પ્રત્યેક શોધખોળ નવીન શોધની રૂપરેખાઓનું સૂચન કરે છે અને તેનાથી વધારે અદ્ભુત

તેમજ અણધાર્યા આવિષ્કારોનાં દ્વાર ખુલ્લાં કરી સિદ્ધિનાં માર્ગને સરળ બનાવે છે.

વર્તમાન સમયમાં આપણાં બાળકો ઉત્તમ શિક્ષકોની દેખરેખ નીચે પોતાની જીંદગીની શરૂઆત કરે છે અને તેમની સમીપ શોધખોળના માર્ગમાં આગળ વધવાના મહાન્ લાભો અને પ્રસંગો ઉપસ્થિત થયેલા છે. ખરેખર, જેઓ આશાવાદી છે અને ભાવિમાં થનારૂં વિજ્ઞાનની મહાન્ પ્રગતિને આગળથી જોઈ શકે છે, તેઓ પોતાના દિલમાં ઉંડી શ્રદ્ધા અને આશા રાખી શકે, કે આપણાં આ સૌથી વધારે વ્હાલાં અને અંતરની ઘણીજ નજીકનાં બાળકો-બંધુઓ—મિત્રો-રે! ભવિષ્યના મહાન્ નાગરિકો-અત્યારે આ ધમધોકાર પ્રગતિ કરી રહેલા વિજ્ઞાનની પ્રગતિમાં યોગ્ય સહાયક નીવડવાનું માનભર્યું પદ પ્રાપ્ત કરશે અને માનવ જાતિના જ્ઞાનના ભંડારમાં કેટલોક વિશેષ ઉમેરો કરશે.

વિજ્ઞાન આપણા જીવનમાં જીવ જેવું જરૂરનું છે. અર્થાત્ વ્યવહારમાં તે અત્યંત ઉપયોગી છે. કાલ્પનિક કથાઓમાં વર્ણવેલી અપ્સરાઓની કૃતિઓથી તે વિશેષ ચમત્કારી અને નવલકથાં કરતાં વધારે મનોરંજક અને રસિક છે. આ વિજ્ઞાનના પ્રદેશમાં જેમ જેમ આગળ અને આગળ ગતિ કરવામાં

આવે છે તેમ તેમ જેની કલ્પના પણ ન થઈ શકે એવા નવનવા આવિષ્કારો ઉદયમાં આવે છે અને તે આપણને અદ્દભુત સ્વરુપે દેખા દઇ આશ્ચર્યચકિત બનાવે છે. જે જગતમાં આપણે વસીએ છીએ તેની અંદરનાં અનુપમ સૌંદર્યો અને અપૂર્વ ચમત્કારોને ખુલ્લાં કરી તે આપણા અંતરમાં અનેરો ઉત્સાહ પ્રકટાવે છે. જીવન—વ્યવહારમાં અતિ ઉપયોગી અને પરમ લાભકારક એવી આ નવી શોધો પ્રતિ જેઓ ઉપેક્ષા વૃત્તિ ધારણ કરે છે તેઓ જીવનના મહાન્ લાભો અને સગવડોનો જ અનાદર કરે છે, તેમજ પરમાત્માએ અર્પેલાં મહાન્ બક્ષીસરૂપી અમૂલ્ય રત્નોને ધૂળમાં મેળવે છે એમ કહેવું યથાર્થ લેખાશે.

પણ એ વાત સાચી છે, કે આવી અદ્દભુત શોધખોળ કરનારાઓને સમાજ તરફથી બીલકુલ ઉત્તેજન મળતું નથી. ઉત્તેજનની વાત તો બાજુ પર રહી, પરન્તુ જે માણસે પ્હેલ વહેલી દુર્બીનની શોધ કરી આકાશીય પદાર્થોનું નિરીક્ષણ કરાવ્યું હતું તેને ઇનામમાં કારાગૃહ સેવવું પડયું હતું; જેણે સૂક્ષ્મદર્શક યંત્ર શોધી કાઢયું હતું તેને ઘરબાર છોડી ભૂખમરાથી પોતાની જીંદગીનો અંત આણવો પડયો હતો! બેકન કહે છે, કે વહાણ સંબંધીની શોધ મહાન્ અદ્દભુત ગણાય

છે. તે વડે એક સ્થળનો માલ અત્યંત દૂરના અન્ય સ્થળે લઇ જઈ શકાય છે, અને એ રીતે દૂરદૂરના દેશો એકબીજાના પ્રયત્નના ફળના સહભાગી થઇ શકે છે. જો આમ જ છે તો પછી વિદ્યારૂપી વહાણુ કે જે અનંતકાળરૂપી વિશાળ મહાસાગરની સપાટી પર ભ્રમણુ કરી જુદા જુદા યુગોને પરસ્પરનાં જ્ઞાન, પ્રકાશ અને શોધોના સહભાગી બનાવે છે તે કેટલું બધું વધારે ભવ્ય અને અદ્ભુત ગણુાવા યોગ્ય છે.

આમ દિન-પરદિન ઉન્નતિ થતી જતી જણુાય છે અને ભાવિમાં મહાન્ ઉન્નતિ થવાની આશા રાખવામાં આવે છે; છતાં આપણે વિચારવું ઘટે છે, કે ઉન્નતિ એટલે શું ? દેશની સાચી ઉન્નતિ કોને કહે છે ? અને સાચી ઉન્નતિને માટે કયી બાબતો વિશેષ અભિલાષા કરવા યોગ્ય છે ? દેશની આયાત નિકાશમાં પ્રતિદિન થતો જતો વધારો, વ્યાપાર રોજગારમાં થતી જતી અભિવૃદ્ધિ, યાંત્રિક સાધનોની નવીન શોધખોળ, આગગાડી, આગબોટ, તાર, ટપાલ આદિ સુખ અને સગવડનાં સાધનોમાં થતો જતો સુધારોવધારો અને આ સર્વ ઉપરાંત જયવિજય મેળવવાનાં અગણિત સાધનોની બાબતમાં થતી જતી ઉન્નતિ તે કંઇ દેશની વાસ્તવિક ઉન્નતિ નથી. **દેશની સાચી ઉન્નતિ તો તેમાંની પ્રત્યેક**

વ્યક્તિનાં સુખ, સ્વાસ્થ્ય, સચ્ચારિત્ર્ય, સુજનતા અને સાચી દેશજનતામાં સમાયેલી છે. દેશની આવી સાચી ઉન્નતિ કરવાના ઉમદા હેતુને સિદ્ધ કરવામાં આપણે આપણા જીવનને બની શકે તેટલી હદે ઉપયોગી બનાવવાની આપણી અભિલાષા તે જ સાચી અને ઉચ્ચ અભિલાષા છે-તે જ મહાન્ સ્વતંત્રતા છે. ચાલો ત્યારે આપણ સર્વ એ જ લાલસા, આકાંક્ષા વા અભિલાષા કરીએ અને તેને પૂર્ણ કરવાના માર્ગમાં સતત અને નિશ્ચિત પગલે ગતિ કરવા મંડી પડીએ.



# પ્રકરણ ચોથું.

## સંતોષ.

**संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसां ।**
**कुतस्तद्धनलुब्धानामितस्ततश्च धावतां ॥**

ભાવાર્થ:—સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા શાંત ચિત્તવાળાઓને જે સુખ છે, તે સુખ ધનના લોભથી અહીં તહીં દોડનારાઓને ક્યાંથી હોય?

* * *

" સંતોષી નર સદા સુખી. "

* * *

" બીનુ સંતોષ ન કામ ન સાહીં,
કામ અછત સુખ સપને હુ નાહીં. "

સંતોષ એ જ સુખનું મૂળ છે. છતાં સંસારમાં એવી બાબત ભાગ્યે જ દૃષ્ટિગોચર થઇ શકે છે, કે જેના સંબંધમાં મનુષ્ય કંઇને કંઈ અસંતોષ પ્રકટ કરતાં હોય નહિ. સૂર્ય

ગમે તેટલો પ્રકાશિત અને આનંદજનક જણાતો હોય તોપણ આપણે કહી શકીએ કે, તેની પાછળ અંધકાર અને ઉદાસી અવશ્ય હોવાં જ જોઇએ. અને વસ્તુસ્થિતિ છે પણ તેવી જ. પ્રકાશ પાછળ અંધકાર અને અંધકાર પાછળ ઉજાસ એ જગતનો સ્વાભાવિકક્રમ જ છે. અંધકાર અને ઉજાસ જેમ એક બીજાને વળગી રહ્યાં છે તે પ્રમાણે સુખ સાથે દુઃખ અને દુઃખ સાથે સુખ પણ નિરંતર જોડાયેલું છે. લોક-વિચારની આ સરણિને અનુસરતાં એક વિદ્વાન્ કહે છે કેઃ—

" સંસાર સાગરે નિત્યે, મોજાં સુખદુઃખનાં;
ઉંચાં નીચાં ક્રમે થાતાં, સ્પર્શતાં પ્રાણી માત્રને. "

આ વાત સત્ય છે, અને છતાં પણ તે વિદ્વાન્‌ના તાન સાથે તાન લગાવી,

"અર્પે છે સુખ જે વિશ્વે, દીનાનાથ દયાનિધિ;
જોડે છે તેહની સાથે, દ્વિગુણિત દુઃખો મહા. "

એમ કહેવાને તૈયાર થઇ જવું એ તો કેવળ અકૃતજ્ઞતા જ ગણી શકાય.

કોઇ એક તત્ત્વચિંતકે એક માણસને તહેવારનો દિવસ ઉજવવાની અને તેનાથી થવાના આનંદને પ્રાપ્ત કરવાની ભારે તૈયારી કરતો જોઇને કહ્યું કે શું સજ્જનને માટે પ્રત્યેક

દિવસ એક ઉત્સવ સમાન નથી ? ખરેખર ! જો આપણે વિચારશીલ અને સુશિખિત હોઇએ તો પ્રત્યેક દિવસ આપણે માટે એક ઉત્સવ—રે ! ઘણા મહાન્ ઉત્સવ—સમાન છે. કારણ કે જે વિશ્વની સાથે મનુષ્ય જન્મથી પરિચયમાં આવે છે તે એક મહાન્ પવિત્ર અને ઈશ્વરીય મંદિર છે. આપણું મનુષ્ય યોનિમાં અવતરવું અને આ પરમ અદ્ભુત અને સુંદર જગત્‌ના સંબંધમાં જોડાવું ક્યા મહાન ઉદ્દેશને લીધે થયું છે તે જેઓ સારી રીતે સમજે છે યા સમજવા યત્ન કરે છે તેને મન સદાયે દિવાળી છે. વારૂ, ત્યારે મનુષ્યને આ વિશ્વના સંપર્કમાં નિયોજવાનો કયો મહાન્ હેતુ હશે ? શું કેવળ કૃત્રિમ અને ચેતનહિન દૃશ્યો નિરખવાને માટે જ મનુષ્ય સરજાયો છે ? નહિ, કદાપિ નહિ. મનુષ્યના સૃજનમાં ઘણો મહાન અને નિગૂઢ હેતુ રહેલો છે. જે કેવળ મનનો જ વિષય છે, જેમાં જીવનના સિદ્ધાન્તની સ્વાભાવિક રીતે જ ઓતપ્રોત ગુંથણી થયેલી છે અને જે ઈશ્વરીય મૂર્ત્ત સ્વરૂપે માનવ-દૃષ્ટિ સમિપ ઉપસ્થિત કરાયેલા છે તેવા અલૌકિક અને રંગવિરંગી સ્વાભાવિક પદાર્થોના—સૂર્ય, ચંદ્ર, તારાઓ, સ્વચ્છ અને મધુર જલથી ભરપૂર એવી કલકલ રવથી સતત ગાન કરતી સરિતાઓ તેમજ પોતાની અંદરના જીવન-

રસથી વનસ્પતિ, પ્રાણી આદિ સર્વને જીવન અર્પી રહેલી પૃથ્વી એ સર્વના—સૂક્ષ્મ નિરીક્ષણ વડે ઈશ્વરના અમીત ઉપકારોનું મનુષ્યો ભાન પામે અને તે સર્વને માટે કૃતજ્ઞ બને એવો મહાન્ હેતુ તેના સૃજનમાં રહેલો છે.

ત્યારે હવે જોઇ શકાય, કે જીવન પ્રાકૃતિક સૌંદય અવલોકવાને અને તે પરથી પ્રાપ્ત થતો ઉપદેશ ગ્રહણ કરી આપણી જાતનું અને પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે છે. આ પ્રમાણે જ્યારે આપણા સૃજનમાં આવો મહાન્ અને પરમ નિગૂઢ હેતુ સમાયેલો છે તો આપણને ઘટે છે, કે આપણે આપણા જીવનને સુખી અને સંતોષપૂર્ણ વિતાવવું જોઈએ. આમ છતાં અફસોસની વાત છે, કે ઘણાં મનુષ્યો ઈશ્વરે અર્પેલા સર્વ મહાન ઉત્સવના વિષયોની અવજ્ઞા કરી રાત દિવસ દુઃખી, ઉદાસી અને અસંતોષી રહ્યાં કરે છે ! આમ થવાનું કારણ એ છે, કે એવાં મનુષ્યો પ્રાપ્ત સ્થિતિમાં પૂર્ણ સંતોષ માનવાની, ગતકાળના ઉપકારોને સ્મરણમાં રાખવાની અને શંકા વા ભય વગર ભવિષ્યની મનોહર અને ઉજમાળી આશાઓ ફળિભૂત કરવા માટે ઉધુક્ત થવાની અન્યની સલાહો પ્રતિ લેશ પણ કાન ધરતાં નથી.

વળી આમ દુઃખ અને ઉદાસીને હૃદયમાં ધારણ કરી

દિવસો વ્યતિત કરનાર મનુષ્યોને પૂછવું જોઇએ, કે જો જીવનમાં સુખ નથી તો મૃત્યુના ભયથી ત્રાસો છો શા માટે? સુપ્રસિદ્ધ પાશ્ચાત્ય કવિ ટેનિસન કહે છે, કે માનવ-દેહ ધરી અંતઃકરણથી મૃત્યુની ઇચ્છા કરનાર એવું કોઈ પણ માણસ આજ સુધી મળી આવ્યું હોય એમ જણાવ્યું નથી. અને છતાં પણ આપણે જાણીએ છીએ તે પ્રમાણે અગણિત પુસ્તકોમાં સંસાર અને તેમાંની આપણી હયાતિ વિષે વિના કારણની ઘણી કડવી ફરીયાદો કરવામાં આવેલી હોય છે. એક લેખક લખે છે, કે જગત્ એ બીજું કંઈ જ નહિ; પરન્તુ માત્ર ચિન્તા, દુઃખ અને શોકનું મુખ્ય સ્થાન છે. એમાં જીવન ધારણ કરવું એ કેવળ દુઃખનું જ જીવતર છે. જીવન રક્ષા એટલે જ દુઃખની રક્ષા.

એક લેખક નિશ્ચિતપણે જણાવે છે, કે યુવાવસ્થા પ્રમાદ-પૂર્ણ, પ્રૌઢાવસ્થા જીવનકલહપૂર્ણ અને વૃદ્ધાવસ્થા ગત સમયનાં કાર્યો માટે પશ્ચાત્તાપ પૂર્ણ છે. આ સાથે એવી પણ એક સામાન્ય માન્યતા છે, કે બાલ્યાવસ્થા અતિ સરલ અને આનંદપૂર્ણ અવસ્થા છે; પરન્તુ જેમ જેમ ઉમ્મર વધતી જાય છે તેમ તેમ તેની સાથે સાથે દુઃખની પણ વૃદ્ધિ થતી જાય છે. યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એકબીજાથી પ્રતિકૂળ

અવસ્થા છે. એક સુખપૂર્ણ તો બીજી દુ:ખપૂર્ણ અને એક રસમય તો બીજી નીરસ દૃષ્ટિગોચર થતી લાગે છે.

શેક્સપિઅરનું કથન આ વાતનું પૂરતું સમર્થન કરતું જણાય છે. તે કહે છે, કે યુવા અને વૃદ્ધ એક બીજાથી કેવળ નિરનિરાળી અવસ્થા છે. જુવાની આનંદપૂર્ણ છે જ્યારે વૃદ્ધાવસ્થા ચિંતાથી ભરપૂર છે. જુવાની ગ્રીષ્મના ઉષ:કાળ સમાન મોદપ્રદ અને ઘડપણ શિશિર સમ હૃદયવનના ઉલ્લાસોને ઉખેડી નાખી નીરસ અને ઉજડ બનાવનાર છે. જુવાની નૂતન આશાઓથી ઉલ્લસિત અને વૃદ્ધાવસ્થા ગત કાળની નિરાશાઓના શોક સહ મૃત્યુના મુખ તરફ વળેલી હોય છે. જુવાની સુદૃઢ તેમજ ચપળતાપૂર્ણ છે જ્યારે વૃદ્ધાવસ્થા પાંગળી છે. જુવાની તેજદાર અને સાહસિક છે જ્યારે વૃદ્ધાવસ્થા ઉત્સાહ રહિત બીકણ હોય છે. યુવાવસ્થા ગમે તેવાં કઠણ કામો પ્રતિ ધસારાબંધ જીવના જોખમે પણ ગતિ કરતી હોય છે જ્યારે વૃદ્ધાવસ્થા એવા દરેક કાર્યના નામ માત્રથી પચાસ કદમ પાછી હઠતી હોય છે.

આ પ્રમાણે શૅક્સપિઅર વૃદ્ધાવસ્થા પ્રતિ ઘણા ઘૃણિત વિચારો ધરાવે છે. વિશેષમાં મૅકબેથના મુખમાં મૂકેલાં નીચેનાં વચનો પણ વૃદ્ધાવસ્થા માટેનો તેનો અણગમો સૂચિત કરે છે.

એક પ્રસંગે તેની પાસે કહેવરાવે છે, કે મારા જીવનનો અંત આવી ગયો. મારી આ અવસ્થાનાં ખાસ સહાયક એવાં સન્માન પ્રેમ, મિત્ર વગેરેની મને આશા નથી. તેઓ મારાથી દૂર ખસી ચાલ્યાં છે. ઉલટું આ સર્વને સ્થાને ચારે તરફથી તીરસ્કાર અને હડધૂતનાં વચનો કે જે કંગાલમાં કંગાલ માણસ પણ સહન કરી શકે નહિ તેની આશા કરૂં છું. પણ આપણે મૅકબેથનાં આ વચનો પર આધાર રાખવો ઉચિત નથી. આપણે સ્મરણમાં રાખવું ઘટે છે, કે મનુષ્ય પોતાનાં કરેલાં કર્મોનું ફળ ભોગવે છે. મૅકબેથ નાટકના અભ્યાસકોને જાણીતું હોવું ઘટે છે, કે મૅકબેથે પોતાની એ અવસ્થા પોતાનાં દુષ્કર્મોને લીધે જ દુઃખમયી બનાવી દીધી હતી.

ઈંગ્લાંડનો સુપ્રસિદ્ધ કવિ બાયરન પણ વૃદ્ધાવસ્થા સંબંધે ઉપરના જેવો જ અભિપ્રાય ધરાવે છે; પરંતુ વૃદ્ધાવસ્થા માટે તેના હૃદયમાં ઉપજેલાં ભય અને ધૃણાના મૂળમાં તેની ઇંદ્રિય-લોલુપતા જ મુખ્ય વાસ કરી રહેલી હોય એમ જોઇ શકાય છે. વાસ્તવિક રીતે જીવનની આ અવસ્થા સુખપૂર્ણ છે; છતાં અફસોસની વાત છે, કે મનુષ્યો જાતે જ પોતાની જુવાનીના સમયે મદાંધ બની અનેક ઉત્તમ ગુણોનો હ્રાસ કરી દે છે.

વળી કેટલાક એવો પણ વિચાર ધરાવતા જોવામાં આવે

છે, કે બાલ અને વૃદ્ધ એ બે જ જીવનની સર્વોત્તમ—પરમ સુખમય—અવસ્થાઓ છે. એક નિર્દોષતા અને સરળતાની તો બીજી વિવેક અને પુખ્ત વિચારની અવસ્થા છે. આ બન્નેમાંય વૃદ્ધાવસ્થા વિશેષ સુખમય ગણી શકાય. કારણ કે બાળપણનાં સુખોનો આધાર બહુધા બીજાના ઉપર છે, જ્યારે વૃદ્ધાવસ્થાનું સુખ તો પોતાની જાત પર જ નિર્ભર છે.

બાલ્યાવસ્થા સુખી અને શોક—ચિન્તા રહિત હોવી જોઇએ. એક કવિ બાળપણને ઘણીજ ખૂબીથી વસન્ત સમય સાથે સરખાવે છે. તેની સરખામણીમાં રહેલી અતુલિત સુંદરતા નિહાળોઃ— "**વસન્ત વર્ષનું બાળપણ છે અને બાળપણ જીવનની વસન્ત છે.**" ખરેખર! શાન્ત આવાસમાં અનુરાગિની માતા અને પુત્રવત્સલ પિતાની ગોદમાં વિહરતું બાળક આનંદમય જીવન વ્યતિત કરે છે. આવી પરિસ્થિતિમાં તે સાંસારિક શોક-ચિન્તાથી મુક્ત હોઇ દિનપ્રતિદિન શુકલ શશિસમ અધિક અધિક વૃદ્ધિંગત થતું જાય છે. તેના પ્રત્યેક અંગ પ્રત્યંગની સમાનપણે થતી ખીલવણી અને શારીરિક તંદુરસ્તી તેના રૂપ-લાવણ્યમાં અનુપમ વધારો કરવા સાથે તેના આંતરમાં પણ હર હંમેશ નૂતન વિચારો અને શક્તિઓ પ્રેરે છે. આમ દરરોજ તેના બાહ્યાંતરમાં ખીલી ઉઠતી નૂતન શક્તિઓ સાથે

તે જીવનની વસન્ત પૂર ખૂબીથી અનુભવે છે.

જીવનની વસન્તનો અનુભવ કરતો આ બાળક સુખની વચ્ચે ઉછરતો હોવા છતાં પણ તે, જે જુવાન પુરૂષના આંતરમાં મહાન્ અભિલાષાઓ રમણ કરી રહી છે, જે ઈશ્વરીય રચના પ્રતિ પૂજ્ય ભાવથી નિરખે છે, જે જીંદગીરૂપી અનુપમ બક્ષીસ અને તેની અંદરના ચમત્કારો તેમજ જીવનના રહસ્યને પિછાનવા માંડે છે અને આ સર્વના પરિણામે જે પોતાના જીવનને એક ખરા જીવન તરીકે બનાવવાની ઇચ્છા અને તૈયારીઓ કરે છે તે જેવો આનંદ અનુભવે છે તેવો આનંદ ભોગવવાથી તો વંચિત જ રહે છે.

આ કરતાંય વળી પ્રૌઢાવસ્થાનું સુખ વિશેષ ચઢીઆતું છે. જે સમયે બાળક, બાળક મટી મનુષ્ય બને છે તે સમયના સુખનો અનુભવ વધારે સાચો અને પાકો હોય છે. જે મનુષ્ય સબળ છે, જે આપત્તિઓને શુભ પ્રસંગો ગણી વધાવવાને તૈયાર રહે છે, જેને દુઃખો એ કેવળ ચેતવણી સમાન છે અને જે પ્રાપ્ત પ્રસંગનો કેવી રીતે સદુપયોગ કરી લેવો તે સારી રીતે સમજે છે તેનું સુખ યુવાવસ્થાના સુખથી પણ વધારે ચઢીઆતું છે. આમ છતાં જો સદુપયોગ કરતાં આવડે તો જીવનનો વાસ્તવિક અને સૌથી વધારે ચઢીઆતા આનંદનો

સમય તે વૃદ્ધાવસ્થા જ છે. એ અવસ્થા જો કે શરીરની કેટલીક સુંદરતા નષ્ટ કરે છે; છતાં તેને સ્થાને બીજી અનુપમ અને અગણિત સુંદરતાઓ દૃષ્ટિ સમિપ ખડી કરી દે છે. દાખલા તરીકે આનંદ અને કલ્લોલ કરતાં અગણિત બાળકોનો સમૂહ મનુષ્યની આસપાસ ખાસ કરીને વૃદ્ધાવસ્થામાં જ વીંટળાઇ વળેલો રહે છે. વળી વૃદ્ધાવસ્થામાં મનુષ્ય સાંસારિક કાર્યોથી પરવારેલો હોઇ શારીરિક પરિશ્રમો અને માનસિક ચિંતાઓથી મુક્ત બને છે અને તેથી આત્મસાધન અને પરોપકારનાં કાર્યો કરવાને તેને પૂરતો અવકાશ હોય છે. આ ઉપરાંત જો યોગ્યતા પૂરવાર કરી શકાય તો એ અવસ્થામાં સ્નેહ, સન્માન, આજ્ઞાપાલક બાળકો, સન્મિત્રો આદિ સર્વ કંઇ તેને આવી મળે છે.

જો આપણા અંતરાત્મામાં આપણને એવી પ્રતીતિ હોય કે આપણે આપણી યુવાવસ્થામાં કોઇનું પણ અનિષ્ટ નહિ કરતાં તન, મન અને ધનથી બની શકતા વિવિધ પ્રયત્નો પોતાના દેશને તેમજ માનવ બન્ધુઓને સુખી અને ઉન્નત બનાવવા માટે કર્યાં છે તો એ અવસ્થામાં બેશક, સુખ અને આનન્દ અવશ્ય પ્રાપ્ત થઈ શકે.

વૃદ્ધાવસ્થાને નિન્દનારની એક દલીલ એવી છે, કે મૃત્યુના

સુખમાં આવી પડેલી એવી એ અવસ્થામાં સુખ વા આનંદ શી રીતે હોઈ શકે ? સહજ વિચારે સ્પષ્ટ થઈ શકે કે, તેઓની આવી દલીલના મૂળમાં મૃત્યુ વિષયે તેમના મગજમાં વાસ કરી રહેલી એક પ્રકારની અનિષ્ટમાં અનિષ્ટ કલ્પના જ કારણભૂત છે. મૃત્યુને તેના ખરા અર્થમાં સમજવાનું કામ ઘણું જ મુશ્કેલ છે, અને તેથી તે વિષયે અનેક પ્રકારની કલ્પનાઓ કરાતી જોવામાં આવે છે. ઉપલક દૃષ્ટિએ જોનારને કાળની કરાળ ફાળ બેહાલ બનાવી ભયંકરમાં ભયંકર કલ્પના પ્રતિ દોરે છે, અને પરિણામે દુનિયામાં જે કંઇ અનિષ્ટમાં અનિષ્ટ, અપ્રિયમાં અપ્રિય અને ભયાનકમાં ભયાનક નજરે પડે છે તે સર્વનું મૂળ મૃત્યુ જ છે એ પ્રકારની માન્યતા તેમના આંતરમાં દૃઢિભૂત થતી જાય છે. આવી માન્યતાવાળા જીવોને વૃદ્ધાવસ્થામાં સુખ અને આનંદની ઝાંખી થઇ શકે નહિ એ સ્વાભાવિક છે. છતાં જેઓ મૃત્યુ વિષયે કરાયેલી કલ્પના અને બંધાયેલી માન્યતા કેવળ ભૂલભરેલી હોઇ અજ્ઞાનનું જ પરિણામ છે એમ ચોકસપણે માને છે અને સમજે છે તેઓને ઉપરની દલીલમાં કંઇ પણ વજુદ હોય એમ જણાતું નથી. મૃત્યુને તેઓ અનિવાર્ય અને આવશ્યક સ્થિતિ લેખી આનંદ-સહ ભેટે છે અને મૃત્યુ તેમને લેશ પણ ક્લેશકર કે પીડાકારક જણાતું નથી.

रागद्वेषविषापूरः स्वमनो बिलमंदिरः ।
लोभव्यालो न भुंक्ते यं मृत्युस्तं न जिघांसति ॥

અર્થાત્ રાગદ્વેષરૂપી વિષથી ભરપૂર અને મનરૂપી રાફડામાં રહેનારો લોભરૂપી સર્પ જેને કરડે નહિ તે પુરૂષને મૃત્યુ નડતું નથી.

વળી જગતમાં જેમ સર્પને તેમ મૃત્યુને પણ બે બાજુ હોવી સંભવે છે. તેની એક બાજુ કેવળ અંધકારમય હોય તો તેની બીજી બાજુએ અનંત પ્રકાશ હોવો જ જોઇએ. આપણે જોઈ શકીએ તેમ જીવનકાળમાં જે દેશ, પ્રજા કે હરકોઇ વ્યક્તિના વિચારો, કાર્યો, ગુણો વા સામર્થ્યોની કદર ન કરાતાં અંધારા ખૂણામાં પડી રહેલાં હતાં તે જ દેશ, પ્રજા કે વ્યક્તિના અવસાન પછી તેમના વિચારો, કાર્યો, ગુણો વા સામર્થ્યોને જ્યાં ત્યાંથી શોધી પ્રકાશમાં લાવવા પુષ્કળ પ્રયત્નો કરાય છે—રે ! અનેક જીવનોનાં બલિદાનો અપાય છે. આપણે આપણા હરહંમેશના વ્યવહારમાં, સાધારણ વાતચીતમાં પણ ભૂતકાળની કેટલી પ્રશંસા કરીએ છીએ ? અને એ શું બતાવે છે ? મૃત્યુની બીજી બાજુ ઉજળી છે એમ નહિ કે ? આથી જોઈ શકાય કે મૃત્યુને અપ્રિયનું મૂળ માનવામાં આવે છે તો તેમાં પ્રિયનું વાસસ્થાન પણ હોવું જોઇએ. જો તેમાં અનિષ્ટ

અહિત, ત્રાસ અને ભય રહેલાં છે તો હિત, સુખ અને આનંદનું મૂળ પણ તેમાં જ હોવું સંભવે છે. આ રીતે જોતાં મૃત્યુ પણ અનેક આશીર્વાદોથી ભરપૂર છે એમ સ્પષ્ટ થશે. આપણે એ વિષયે માત્ર એટલી જ સાવચેતી રાખવી ઘટે છે, કે એ આશીર્વાદો ઝીલવાનાં દ્વારોને આપણે આપણાં યુવાવસ્થાનાં કુકર્મોથી બંધ થવા દેવાં જોઇએ નહિ. જુવાનીના અનેક સ્વચ્છંદો, કુકર્મો અને ઉન્માદથી મૃત્યુના આશીર્વાદો ઝીલવાનાં દ્વારો પ્રથમથી બંધ કરી દેવામાં આવ્યાં હોય છે ત્યારે જ માત્ર વૃદ્ધાવસ્થા દુઃખપૂર્ણ અને ઘૃણિત બને છે. બાકી એના જેવી સુખી અને આનંદપૂર્ણ બીજી એક પણ અવસ્થા નથી.

ધન, અધિકાર અને જુવાનીના સમયમાં પોતાનાં કાર્યોની હરહંમેશ નોંધ લેનાર અને "આજે મેં કયું સુકૃત્ય કર્યું છે ?" તેનો હિસાબ લેવા વડે પોતાના જીવનને ઉજમાળું અને અનુકરણીય બનાવનાર ફ્રાન્કલીનની વૃદ્ધાવસ્થા કેવી અને કેટલી સુખપૂર્ણ હતી તે ૭૯ વરસની ઉમ્મરે તેમના હૃદયમાંથી બહાર નીકળી આવેલા ઉદ્‌ગારો પરથી સ્પષ્ટ થઇ શકે છે. તે કહે છે, કે:—"આ હેવાલ ૭૯ વરસની ઉમ્મરે

લખેલો છે. આટલી ઉમ્મર સુધી, ઈશ્વરકૃપાથી આ યોજનાને લીધે (પોતાની દીનચર્યાને માટે નક્કી કરેલી યોજનાને મક્કમપણે અનુસરવાને લીધે) મેં હમેશાં સુખ ભોગવેલું છે એ વાત મારા વંશજોને જણાવવી યોગ્ય લાગે છે. હવે બાકી રહેલા મારા આયુષ્યમાં શી આફતો આવશે એ ઈશ્વર જાણે. કદાચ આફતો આવી પડશે તો મેં અત્યાર સુધી ભોગવેલા સુખના ચિન્તનથી હું ઈશ્વરની ઇચ્છાને આધીન થઇ તે સહન કરી શકીશ. મારી લાંબો વખત ચાલેલી તન્દુરસ્તી અને હજુ સુધી કાયમ રહેલો મજબુત બાંધો, મિતાહારને લીધે છે. હું નાની ઉંમરમાં પૈસો ભેગો કરી સુખી સ્થિતિવાળો થયો, લોકોને ઉપયોગી થઇ શકું એવું જ્ઞાન મેળવી શક્યો, અને વિદ્વાનોમાં કીર્તિ મેળવી શક્યો એ મારી કરકસર અને ઉદ્યોગની ટેવને લીધે છે. મારા દેશી ભાઇઓનો મારા પ્રત્યેનો વિશ્વાસ તથા મને મળેલા માનવંત હૃદ્દાઓ, મારા શુદ્ધ ભાવ અને ન્યાયને લીધે છે. મારો સ્વભાવ શાન્ત અને હસમુખો છે. મારી સોબતમાં રહેવાને હજી પણ ઘણા જણ ચાહે છે અને ન્હાનાં છોકરાંને પણ હું પસંદ પડું છું તેનું કારણ આ બધા સદ્‌ગુણ જે હું ઘણી અપૂરતી રીતે સંપાદન કરી શક્યો છું તેની એકત્ર અસરનું પરિણામ છે." આ પરથી સ્પષ્ટ જ છે, કે જેઓ

પોતાની યુવાવસ્થામાં અંતરના સદ્દગુણોને ખીલવી મનુષ્ય તરીકેનું કર્તવ્ય યોગ્ય રીતે અદા કરે છે તેઓ વૃદ્ધાવસ્થામાં પોતાનું જીવન પરમ સુખ અને શાન્તિથી વ્યતિત કરી શકે છે. **સુખશાન્તિનો આધાર અવસ્થા પર નહિ, પરન્તુ સદ્દગુણ અને સચ્ચારિત્ર પર છે.**

એ વાત સાચી છે, કે સમયના પરિવર્તનની સાથે શરીરનાં વર્ણ, રૂપ આદિમાં ફેરફાર થાય છે. આ ફેરફાર થવો સ્વાભાવિક છે, અને તેને અટકાવવા કોઇ પણ સમર્થ નથી. આમ છતાં માનસિક સ્થિતિમાં વિકારો પેદા કરનાર ચિન્તાઓને તો આપણે ધારીએ તો અટકાવી શકીએ. વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે તો પછી વૃદ્ધાવસ્થાને દુઃખરૂપ માનવાનું કંઇ કારણ નથી. હકીકત એવી છે, કે સુખદુઃખ એ શરીરનો નહિ, પરન્તુ મનનો વિષય છે. આથી વધતી જતી અવસ્થાની સાથે શરીર પર કરચલીઓ પડી દેહ સંકુચિત થવા પામે તો ભલે થાય, પરન્તુ મન લેશ પણ સંકુચિત થવા ન પામે તેની ખાસ કાળજી રાખવી આવશ્યક છે. મનં વિશુદ્ધ-વિકાર રહિત હશે તો શરીર ગમે તેટલું વિકૃત હોવા છતાં લેશ પણ હાનિ થવી શક્ય નથી.

પોતાનું જીવન સર્વ પ્રકારે સુખી બને એવી આશા પ્રત્યેક

મનુષ્ય કરે છે. આમ છતાં આપણે યાદ રાખવું ઘટે છે, કે આપણી ચિન્તાઓ અને દુઃખો આપણાં સુખો કરતાં વધારે અલ્પસ્થાયી છે. વળી વધારે વાસ્તવિક તો એ છે, કે સુખના અને દુઃખના, બન્ને પ્રકારના દિવસો સદા કાળ નભતા નથી. આટલા માટે આપણે હરેક જાતની પરિસ્થિતિમાં સંતુષ્ટ રહેવું જોઇએ. હરેક સમયમાં આપણે માત્ર એટલું જ જોવાનું છે, કે સુખ-દુઃખના સઘળા પ્રસંગોને આપણે આનંદથી વધાવી લઇએ છીએ કે દુઃખપૂર્ણ અંતઃકરણે તેને તાબે થઇએ છીએ. જેઓ જાતે જ નકામા છે તેને દુનિયાં પણ નકામી છે.

જીવનરૂપી વસ્ત્રમાં સુખ અને દુઃખ બન્ને પ્રકારના તાણા-વાણાની ગૂંથણી છે. પ્રત્યેક મનુષ્યને જેમ સુખના તેમ ચિંતા અને શોકના પ્રસંગો આવે છે. પરંતુ જે ખેદની વાત છે તે એ છે, કે મનુષ્ય જેટલો બળાપો ચિંતા, શોક અને દુઃખને માટે કરે છે તેના અલ્પાંશે પણ જે સુખોની વચ્ચે તે આઠે પહોર ઘેરાએલો રહે છે તેને માટે ઈશ્વર પ્રતિ કૃતજ્ઞતા દર્શાવતો નથી !

જીંદગી જેવી મહાન્ બક્ષિસને માટે આપણે ઈશ્વરના કેટલા બધા આભારી છીએ તેનો વિચાર કરતી વખતે મનુષ્યે પોતાનાં દુઃખોનું તોલન કરી જોવું જોઇએ, કે તેમાંનાં કેટલાં

દુઃખો ઇશ્વરદત્ત છે અને કેટલાં દુઃખો પોતાના અસંયમ આદિ દોષોથી વહોરી લીધેલાં છે. આમ તોલન કરી જોવાથી ઇશ્વર પ્રતિની આપણી કૃતજ્ઞતામાં જ વધારો થશે. કારણ કે, દુઃખોના મોટા ભાગનું મૂળ આપણા દોષો જ નજરે આવશે.

વળી નિવારી શકાય તેવી ભૂલો કે જેની ગણત્રી પાપમાં થઇ શકે નહિ, છતાં જેને આપણી જાતના જ દોષો કહી શકાય તેમાંથી, જો આપણે ડહાપણ, ધૈર્ય અને વિચારપૂર્વક કામ લીધું હોત તો બચી શકત એમ પણ આપણે સ્વીકારવું જોઇએ. જે દુઃખો વાસ્તવિક ન હોતાં આપણી કલ્પના જ માત્ર છે, જે નજીવાં દુઃખોને આપણે ઘણાં મોટાં ધારી લઇએ છીએ, જે દેખાવમાં જ દુઃખો છતાં જેની પાછળ અગણિત સુખો છૂપેલાં છે અને જે દુઃખો કદિ પણ ઉપસ્થિત થવાનાં હોય નહિ, છતાં તેની કલ્પના કરી દુઃખી બનીએ છીએ તે સઘળાં જાતનાં ઉપજાવી કાઢેલાં દુઃખોને બાજુ પર મૂકતાં આપણી ખાત્રી થશે, કે ઇશ્વર જેટલાં સુખ અને આનંદ આપી રહ્યો છે તેનો એક અંશ માત્ર દુઃખ તે દેતો નથી. એ તો ચોક્કસ જ છે, કે મનુષ્ય કાલ્પનિક દુઃખોથી જ અધિક દુઃખી રહે છે. આપણે આપણી વિવેકબુદ્ધિનો થોડોક ઉપયોગ કરીએ તો તે દુઃખો એકદમ દૂર થઇ શકે.

જીવનરૂપી સૂર્યના ઉજ્વલ પ્રકાશમાં મનુષ્યની પોતાની કલ્પના રૂપી છાયા જ દુઃખરૂપી અંધકારનું કાર્ય કરે છે. રાત અને દિવસની માફક જીવનમાં પણ અંધકાર અને ઉજાસ ક્રમશઃ આવજા કર્યા કરે છે. કોઇક સમયે બન્ને એકી સાથે પણ ઉપસ્થિત થતાં જોવામાં આવે છે. આપણી વિષમ સ્થિતિમાં કેટલીક બાબતો સારી તો કેટલીક નરસી થઇ પડે છે. આનંદ અને શોક; ઉન્નતિ અને અવનતિ; ઘરમાં શાન્તિ અને બહાર કલહ અથવા ઘરમાં કલહ અને બહાર શાન્તિ; સ્વાસ્થ્ય અને ગરીબાઈ અથવા સંપત્તિ અને વિપત્તિ અવાર નવાર આવજા કર્યા કરે છે. અને કેટલીક વખતે તો તે સઘળાં એકત્ર મળી આવી લાગે છે. વસ્તુસ્થિતિ જ્યારે આવી છે ત્યારે આપણે માત્ર એટલું જ સ્મરણમાં રાખવું ઘટે છે, કે જે બાબતનો આપણે વધારે ને વધારે વિચાર કર્યાં કરીએ છીએ તે અવશ્ય આવી લાગે છે. यादृशीर्भावना यस्य सिद्धिर्भवति तादृशीः રાત દિવસ દુઃખની ભાવના કરતાં જીવન દુઃખમય અને સુખની ભાવના કરતાં જીવન સુખમય બની રહે છે. મતલબ કે સુખ દુઃખ વિચારાધીન છે. સુખ માત્ર સમજણમાં, વિવેકમાં અને પ્રાપ્ત સ્થિતિને સંતોષ અને પ્રસન્નતાથી વધાવી લેવામાં છે.

"વનમાં પણ માયા વળગે રે, સુખ રહ્યું છે સમજણમાં,

સંપત બુદ્ધિ બળ સળગે રે, સુખ રહ્યું છે સમજણમાં,
ગેરૂ પણ બટ્ટો લગાડે રે, સુખ રહ્યું છે સમજણમાં,
પાઘડી નરકમાં પાડે રે, સુખ રહ્યું છે સમજણમાં,
ચંચળ પણ નરકે ચાલે રે, સુખ રહ્યું છે સમજણમાં,
જડ જમનો મારગ ઝાલે રે, સુખ રહ્યું છે સમજણમાં,
કંઇ પંડિત પાપી પુરા રે, સુખ રહ્યું છે સમજણમાં,
કાંઇ મુરખ છળમાં શુરા રે, સુખ રહ્યું છે સમજણમાં,
કંઇ ઘરબારી ઘોજારા રે, સુખ રહ્યું છે સમજણમાં,
કંઈ ભેખ સરપના ભારા રે, સુખ રહ્યું છે સમજણમાં,
કંઈ ભુપતિ જનને ભેઠે રે, સુખ રહ્યું છે સમજણમાં,
કંઇ ભિખારી જમપુરિ વેઠે રે, સુખ રહ્યું છે સમજણમાં,
રૂષિરાજ ગુરૂગમ રહેણી રે, સુખ રહ્યું છે સમજણમાં,
એ તો સંકટ ઉપર શેણી રે, સુખ રહ્યું છે સમજણમાં."

આમ છતાં સંસારમાં એવાં પણ ઘણાં મનુષ્યો જોવામાં આવે છે કે જે પ્રસન્નતા શી વસ્તુ છે તે પણ જાણતાં નથી. ગમે તેવી સુખદ સ્થિતિમાં પણ તેમના દિલમાં પ્રસન્નતા પેદાં થતી નથી. એક તત્ત્વવેત્તા કહે છે, કે હું એકાન્તને પસંદ કરતો નથી; કારણ કે તે મરૂભૂમિવત્ છે; તેમ મને મનુષ્ય સમુદાય પણ ગમતો નથી, કારણ કે તે ધમાલરૂપ છે. આવા

માણસને પ્રસન્ન રાખવાનું કાર્ય કેટલું બધું મુશ્કેલ છે? આમ છતાં તે જ તત્ત્વવેત્તાએ એક બીજે સ્થળે ઉપદેશ આપતાં જે વિચારો પ્રદર્શિત કર્યા છે તે વિચારણીય છે. તે કહે છે, કે જો તમે સુખ અને શાન્તિ મેળવવા ઇચ્છતા હો તો તમારી પોતાની ઇચ્છાને અનુકૂલ કાર્યોને માટે ફાંફાં મારો નહિ; પરંતુ જે સન્મુખ આવી ખડું થાય તેને કરવા મંડો. જગત્ના સઘળા જ બનાવો આપણી મરજી મુજબ બને એમ ઇચ્છવું તે દિલમાં અશાન્તિને જન્મ આપવા જેવું છે. શાન્તિ ઇચ્છિનારને માટે માત્ર એક જ સરલ અને સહેલો ઉપાય છે, અને તે એ, કે જગત્ને પોતે જેવા સ્વરુપે જોવા ઇચ્છતો હોય તેવા પોતે થવું. આખી પૃથ્વી પર ચામડું મઢાય એ સંભવિત નથી; પોતે જાતે જ જોડા પહેરી લેવા એ જ એનો આબાદ ઉપાય છે.* તે જ પ્રમાણે જગત્માં સર્વત્ર શાન્તિ જોવા ઇચ્છિનારે પોતાના ચિત્તમાં જ શાન્ત વૃત્તિનું સેવન કરવું ઉચિત છે. શાન્ત વૃત્તિનું સેવન કરનાર સર્વત્ર શાન્તિ જ અનુભવે છે અને ગમે તેવી દુઃખમય પરિસ્થિતિ તેની શાન્તિનો ભંગ

---

* જે સંતોષી જન છે, સંપત સર્વે ખરેજ તેને છે;
પગ જેનો જોડામાં, તેને મન ભૂ મઢી જ ચર્મે છે.
—હિતોપદેશ. ભા. ક. ૨. ઉ.

કરવા સમર્થ નીવડી શકતી નથી. જગતમાં સુખદુઃખનું જોડકું પરસ્પર એટલું બધું સંબદ્ધ છે કે તેને કોઇપણ ઉપાયે છૂટું પાડી શકાય તેમ નથી. સુખના મૂળમાં દુઃખ અને દુઃખના મૂળમાં સુખ હંમેશાં વાસ કરી રહેલું છે, અને તેથી દુઃખ આવી પડતાં રોવા બેસવાથી કંઈ જ વળતું નથી. એવે પ્રસંગે હિંમત અને ધીરજ રાખી સહન કરવાથી જ તેનું સુખમાં પરિવર્તન કરી શકાય છે. હરકોઈ જાતના પ્રસંગને ઉત્તમ બનાવી લેવામાં જ ડહાપણ સમાયેલું છે, નહિ કે બગાડી મૂકવામાં. સઘળાં નહિ તો આપણાં દુઃખોનો મોટો ભાગ આપણાં કરેલાં કૃત્યોનાં ફળરૂપ જ હોય છે.

ઘણી વિપત્તિઓ અથવા ઉપરથી દેખાતાં દુઃખોના મૂળમાં જ ખરૂં સુખ છૂપેલું હોય છે. આપણી શક્તિ પરિમિત છે અને ક્ષીતિજની પાર નિહાળી શકવાનું આપણામાં સામર્થ્ય નથી. આથી દુઃખના મૂળમાં છૂપેલા એ સુખને આપણે તત્કાળ જોઈ કે જાણી શકતા નથી. આમ છતાં દુઃખરૂપ જણાતો અમુક બનાવ થોડા સમય પછી સારાને માટે—સુખને માટે હતો એમ ઘણી વાર લાગી આવે છે. આપણી આ ફેરવાતી લાગણી જ સ્પષ્ટ કરી બતાવે છે, કે ઉપરથી જણાતા દુઃખના ગર્ભભાગમાં વાસ્તવિક સુખ વાસ કરી રહેલું હોય છે. વળી

સ્વતન્ત્રતાનો નાશ એ ખરેખર! મહાન્ દુઃખ છે. જગતમાં પરતન્ત્રતા સમાન બીજું એકે દુઃખદ નથી. આમ છતાં આવડે તો તેનો પણ સદુપયોગ થઇ શકે છે. અંગ્રેજી ભાષાનો અતિ ઉત્તમ ગ્રંથ "Pilgrim's Progress" કેદ–ખાનામાં જ લખાયેલો છે.

ઘણી વખત આપણે અનેક એવાં દુઃખોના ડરથી ભયાકુળ બન્યા રહીએ છીએ, કે જેને સાંપડવાનો સ્વપ્ને પણ સંભવ હોતો નથી. પ્રાપ્ત સુખોનો ઉપભોગ કરવાને તથા તે ટકી રહે એવી જાતનાં કાર્યોમાં રત રહેવાને બદલે સુખના પ્રસંગોમાં કલ્પિત દુઃખો ઉભાં કરી મનુષ્યો ભયાકુળ બને છે અને તેને શી રીતે નિવારવાં તેના ચિન્તનમાં પડી પોતાની જાતને દુઃખમય બનાવી મૂકે છે. મનુષ્યના આ પ્રકારના સ્વભાવનું દર્શન કરાવવાના હેતુથી પુરૂરવના મુખમાં મૂકેલાં નીચેનાં વચનોનું આ સ્થળે સ્વાભાવિક રીતે સ્મરણ થઇ આવે છે.

"સુખમાં ભાવિ દુઃખોની છાયા જોતો સદા ફરૂં,
ભયનો ભાર ધારીને સુખાસ્વાદ જ ના કરૂં."

—"નૂપુરઝંકાર"

આમ આપણાં દુઃખો પૈકી ઘણાં તો આપણે આપણી કલ્પનાથી ઉપજાવેલાં હોય છે એમ સ્પષ્ટ થશે. એક ઘણો વૃદ્ધ

ગ્રંથકાર કહે છે, કે "મારી આટલી ઉમ્મર વીતી ગઇ અને તે દરમિયાન મેં અનેક દુઃખો વેઠયાં; પરંતુ મારાં દુઃખોમાંનાં પચાસ ટકા તો કેવળ મારી ભાવનાના પરિણામ તરીકે જ આવી લાગેલાં હતાં."

મનુષ્યોનાં મહાન્ દુઃખોમાં મૃત્યુ પણ એક મહાન્ દુઃખ છે. પરન્તુ જો જીવન દુઃખમય હોય તો મૃત્યુ અવશ્ય સુખમય હોવું જોઇએ. આથી ઉલટું જો એમ કહેવામાં આવે કે, મૃત્યુ જ દુઃખ છે તો જીવન અવશ્ય સુખ હોવું જોઇએ. લબક કહે છે, કે "મૃત્યુ દુઃખરૂપ નથી, કારણ કે મેં અનેક મનુષ્યોને મરતી વખતે એવું કહેતા સાંભળ્યા છે, કે મારા ખરેખરા સુખનો દિવસ આજ જ છે."

ઘણી વખત એવું બને છે, કે જ્યાંસુધી આપણી પાસેની કોઇ કીંમતી વસ્તુ આપણે ગુમાવી બેસતા નથી ત્યાંસુધી તેની ખરી કીંમત આપણા લક્ષમાં આવી શકતી નથી. આપણે અનેક સુખોથી વીંટાએલા હોઇએ, આપણી પાસે અગણિત સુખનાં સાધનો હોય છતાં તે સુખો અને સુખનાં સાધનોની ખરી કીંમત તો જ્યારે તેઓ આપણને ત્યજી દૂર ચાલ્યાં જાય છે ત્યારે જ આપણા ખ્યાલમાં આવે છે. જ્યારે તે આપણી પાસે હોય છે ત્યારે તે નહિ જેવાં જ ભાસે છે અને

તેનો સાચો ઉપભોગ અને ઉપયોગ કરવાથી વંચિત રહી બીજાને માટે ફાંફાં મારીએ છીએ. આમ પ્રાપ્ત સાધનોની યથાર્થ કીંમત જાણી તેનો સદુપયોગ કરવા તરફનું દુર્લક્ષ અને તેના પરિણામે પેદા થતો અસંતોષ આપણને આપણાં કર્તવ્યોથી વિમુખ રાખે છે અને અનેક વિપત્તિઓ જન્માવે છે.

પ્રકૃતિ અત્યન્ત ઉદાર છે. જો તમે તમારાથી બની શકતી સારી રીતે તમારૂં કર્તવ્ય અદા કર્યું છે તો શાન્ત અને આશા-પૂર્ણ અંતઃકરણથી તેના ફળને માટે પ્રતીક્ષા કરો. અસંતોષ ઉપજાવી ઉદ્વિગ્ન થવાથી કંઈ જ વળતું નથી. જગતમાં નાનું કે મોટું કોઇપણ કાર્ય નિષ્ફળ જતું નથી એ ચોકસ છે. આમ છતાં

"સમય પાય તરુવર ફળે"

એ મહાત્મા તુલસીદાસજીના વચન પ્રમાણે તે પણ યોગ્ય સમય પર જ ફળે છે. માટે તે પરિપક્વ બને ત્યાંસુધી સંતોષ અને શાન્તિ ધારણ કરી રહેવું તે જ ઉચિત છે અને તેમાં જ સુખ છે.

સંતોષ મનુષ્યોને રાજાઓનો પણ અધિરાજ બનાવે છે. મનુષ્યનું સાચું ધન તે સંતોષ જ છે. લક્ષાધિપતિ હોવા છતાં જો તેનામાં સંતોષ હોય નહિ તો તે કદિ પણ સુખી

થઇ શકતો નથી. તે હંમેશાં કંગાલ દશામાં જ પોતાનું જીવન વ્યતિત કરે છે. આથી ઉલટું ધન વગરનો છતાં સંતોષી માણસ સાદી ઝુંપડીમાં રહી મહેનતથી પેટ ભરાય તેટલું પેદા કરી હંમેશાં સુખમાં રહી શકે છે. જગત્માં સંતોષ એ જ સાચું અને ક્યાંઇથી પણ ન મળે તેવું અમૂલ્ય ધન છે. આથી ડાહ્યા માણસોએ હંમેશાં સંતોષરૂપી ધનનો જ સંચય કરવો. સંતોષી મનુષ્ય પરાયાની પર્વાથી પરવારેલો હોય છે અને તેને બીજાની સહાયતાની લેશ પણ અપેક્ષા હોતી નથી. એક વખતે મહાન્ સીકંદર એક બહારથી ગરીબ જણાતા એવા માણસની પાસે ગયો. તે માણસ હંમેશાં સંતોષથી એક લાકડાના પીપમાં પડી રહેતો હતો. સીકંદરે પોતાના 'જીવન ચરિત્ર'માં લખ્યું છે, કે મેં જગત્માં માત્ર એ એક જ માણસને એવો જોયો કે નતો તેને હું કંઇ આપી શક્યો કે ન તેની પાસેથી કંઇ લઇ શક્યો. પણ આપે કે લે શી રીતે ? તે માણસ સંતોષી હતો એટલે તેને કશાની ખોટ ન હતી. સર્વ પ્રકારની તૃષ્ણા-આશાથી પરવારેલો હોઇ તે બાદશાહનો પણ બાદશાહ જેવો હતો. જેને કોઇપણ પ્રકારની આશા કે તૃષ્ણા નથી તેને આપનાર ગમે તેટલું આપવા ઇચ્છા ધરાવે તોપણ શી રીતે આપી શકે ? વળી **शय्या भूमितलं दिशोपि वसनं ज्ञाना-तं**

ભોજનમ્ । અર્થાત્ ભૂમિતલ એ જેની શય્યા છે, દિશા એ જેનાં વસ્ત્ર છે અને જ્ઞાનરૂપી અમૃત જેનું ભોજન છે તેની પાસે એવી બહારની કયી સ્થૂલ વસ્તુ હોવી સંભવે છે, કે જે રાજા તેની પાસેથી લઇ શકે? આ યુનાની મહાત્માનું નામ ડાયોજિનીસ હતું. તેમનું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત અને મહાન્ સીકંદર સાથે થયેલો તેમની વાતચીત બોધપ્રદ હોઇ આ સ્થળે ઉતારવી આવકારદાયક લેખાશે:—

"ડાયોજીનીસ એ એશિઆખંડના સાઇનોપ શહેરનો વતની હતો. ઇ. સ. પૂર્વે ૪૧૯ માં તે જન્મ્યો હતો. દુર્ભાગ્યે તેના પિતા પર ખોટા સિક્કા પાડવાનું તહોમત આવ્યું તેથી ત્યાંના રીવાજ પ્રમાણે તે બન્નેને દેશનિકાલ કીધા. પછી ડાયોજીનીસ ઍથેન્સ ગયો અને સાઇનીક પંથના સ્થાપનાર અંતીસ્થેનીસને તેણે અરજ કરી કે "મને આપનો ચેલો કરો." ત્યારે તેણે સમજાવીને કહ્યું કે એમાં તારૂં કામ નહીં. છેલ્લે તેણે પોતાનો ધોકો બતાવીને ધમકી આપી કે આથી હું તારો ઘાત કરીશ માટે છાનોમાનો અહીંથી ચાલ્યો જા. પણ ડાયોજીનીસે તે ગણકાર્યું નહીં. પછી એ બોલ્યો કે આપને ગમે તો મારો અને ગમે તો જીવાડો પણ હું તમારો શિષ્ય થયા વિના રહેવાનો નથી. જ્યાંસુધી આપ મને સાંભ-

ળવા લાયક વાતો કહેશો ત્યાંસુધી આપના ધોકાના મારથી હું ખસનાર નથી. તેનો એવો અત્યાગ્રહ અને પરમ ભક્તિ-ભાવ અવલોકીને અન્તીસ્થેનીસ અતિશય આનંદ પામ્યો અને તેને પોતાનો શિષ્ય કર્યો.

ડાયોજીનીસ તે ધર્મને અનુસરતો પ્રચંડ તપ કરીને પ્રખ્યાતી પામ્યો. તે બહુ વખત સુધી ઉપવાસ કરતો, અને ખાતો ત્યારે જાડામાં જાડો ખોરાક ખાતો. તે ઘણો જ મિતાહારી હતો.

દિવસે તે ઍથેન્સના મહોલ્લાઓમાં ઉઘાડે પગે, હાથમાં લાકડી અને ખભે કોથળો લઇને નિડર થઇને ફરતો. તેનો જભ્ભો અતિશય જાડો હતો તે તેની બેવડી ગરજ સારતો હતો. દિવસનો તે ડગલો હતો અને રાતે તે બીછાનાને ઠેકાણે ઉપયોગી થતો. તે હાથમાં લાકડાનું એક વાસણ રાખતો. પછી તેણે પોતાને રહેવા સારૂ એક પીપ પસંદ કર્યું, તેમાં તે બેસતો, અને પોતે જ્યાં જતો ત્યાં તે પીપને પોતાની સાથે લેઇ જતો, અને તેમાં તે બિરાજતો! ઉનાળામાં અતિ ઉષ્ણ થયેલી રેતીપર તે આળોટતો અને શિઆળામાં જ્યાં બરફ પડયો હોય ત્યાં જઇને તેને વળગી રહેતો. એવું કરવાની તેની મુખ્ય મતલબ એ હતી કે સખ્ત ગરમી અને સખ્ત ઠંડી

સહન કરવાની તેને ટેવ પડે. અજ્ઞાન લોકો તેને ચીડવતા, અપશબ્દ કહેતા તે એ શાંતિથી સહન કરતો. એક દિવસે એક છોકરો તેના કાષ્ટપાત્રમાંથી પાણી પી ગયો તેથી તે વાસણ તેણે ફેંકી દીધું. દુનિઆમાં જે માણસો કુવર્ત્તન રાખતા તે માટે તે તેમને વજ્રમાણ સમ શબ્દડામ આપતો. લોકોની અનીતિને માટે તે બહુ નિડરતાથી સખ્ત ભાષણ કરતો તે તેઓ ખુશીથી સાંભળતા, અને એ વિષે તેની સાથે ખૂબ જુસ્સાથી તકરાર કરતા. વાદવિવાદ કરવાથી એ લોકોની પૂર્ણ પ્રતિતિ થતી કે એ આપણાથી કોઇ પણ પ્રકારે ગાંજ્યો જાય તેવો નથી, ત્યારે તેઓ તેને બહુ ગાળો આપતા. પણ તેની તે કશી દરકાર રાખતો નહોતો.

ઇજીમના ટાપુ તરફ પ્રવાસ કરતાં એકવાર તે ચાંચીઆના હાથમાં પકડાયો, તેથી તેઓ તેને ક્રીટના ટાપુ ભણી ગુલામ તરીકે વેચવા લઈ ગયા. ત્યાં તેને કોઇએ એવો પ્રશ્ન કર્યો કે, "તને શું આવડે છે"? ત્યારે તેણે સત્વર ઉત્તર આપ્યો કે, "માણસને કેમ વશ કરવા તે હું સારી રીતે જાણું છું." તેનો આશ્ચર્યકારક ઉત્તર સાંભળીને સેનીઆદીસ નામના સ્વતંત્ર અને સમજુ સદ્‌ગૃહસ્થે ડાયોજીનીસને વેચાતો લેઇને તરત તેને છૂટો કર્યો, અને પોતાનાં બાળકોને શિક્ષણ આપ-

વાનું કામ તેને સોંપ્યું. આ કાર્ય તેણે બહુ ઉમંગથી બજા-
વીને ફતેહ મેળવી

એકવાર ઉનાળામાં તે કારીન્થમાં તડકે બેઠો હતો ત્યારે
તેને સિકંદરે જોયો, પછી તેણે તેની સાથે વાતચીત કરવા
માંડી, અને છેલ્લે તે વાતથી પરમ સાનંદાશ્ચર્ય પામ્યો, તેથી
તેણે કહ્યું કે હું તારાપર બેહદ ખુશી છું. માગ, માગ; તું જે
માગે તે હું તને આપું. ત્યારે ડાયોજીનીસે ઉત્તર આપ્યો કે,
મને બીજું કશું જોઈતું નથી, પણ તું મારાપર છાંયો નાખીને
મારો તડકો રોકે છે ત્યાંથી ખસ. પછી તેઓની વચ્ચે નીચે
પ્રમાણે વાતચીત થઇ.

**ડાયોજીનીસ:**—તારૂં નામ શું ?

**સિકંદર:**—મારૂં નામ સિકંદર. તું તારા પીપમાંથી
નીકળીને મારા મેહેલમાં કેમ આવતો નથી ?

**ડાયોજીનીસ:**—એટલા માટે કે જેટલું તારા મેહેલથી
મારૂં પીપ દૂર છે, તેટલું જ મારૂં પીપ તારા મેહેલથી દૂર છે.

**સિકંદર:**—શું તું રાજાઓને આદરમાન નથી આપતો ?

**ડાયોજીનીસ:**—નહીં, મને તેની કશી જરૂર નથી. રાજા
એ મારા મનથી કાંઈ મહત્વની ચીજ નથી. રાજાઓ કાંઇ
દેવતા નથી.

સિકંદરઃ—પ્લૅટો પંડિત તારા જેવા [illegible]તો નથી.

ડાયોજીનીસઃ—એ સાંભળીને હું ખુશી થાઉં છું.

સિકંદરઃ—કેમ વારૂ ?

ડાયોજીનીસઃ—કારણ કે હું ડાયોજીનીસ સિવાય અન્ય કોઇ ડાયોજીનીસના વિચારનો થાઉં એવું ઇચ્છતો નથી.

સિકંદરઃ—ડાયોજીનીસ, મારી પાસેની હરકોઇ ચીજ તા[illegible] પસંદ હોય તો મને કહે અને તે માગી લે.

ડાયોજીનીસઃ—ત્યારે જે તું મને આપી શકતો નથી એવો જે મારો સૂરજનો તડકો તે તું મારી પાસેથી લે નહીં.

સિકંદરઃ—તારે શું જોઇએ છીએ ?

ડાયોજીનીસઃ—જે તારી પાસે છે તેમાંનું કાંઇ નહીં.

સિકંદરઃ—આખી દુનિઆ મારા હુકમમાં છે.

ડાયોજીનીસઃ—પણ મને તેની દરકાર નથી. હું તેને ચાહતો નથી.

સિકંદરઃ—હું જીવીશ તેથી તું કાંઇ વિશેષ જીવનાર નથી.

ડાયોજીનીસઃ—તું ઇચ્છે કે નહીં તોપણ હું મરીશ.

સિકંદરઃ—હરકોઇએ સંતોષી થવાને કેમ શીખવું ?

ડાયોજીનીસઃ—લોભી થવાનું ભૂલી જવાથી.

સિકંદરઃ—(પોતાના મિત્ર હેફિસ્તીઅનને કહે છે.)

હેફિસ્તીઅન,જો હું સિકંદર નહીં હોઉં તો હું ડાયોજીનીસ થાઉં.

હેફિસ્તીઅનઃ—તે પાકકો છે. તેની ભાષા વજ્રબાણ જેવી, અને તેની સાથે મધુર પણ છે. તેમજ વળી તે ઢંગ ઞગરનો પણ દેખાય છે.

સિકંદરઃ—ડાયોજીનીસ, જ્યારે ફરીથી હું આ રસ્તે નીકળીશ ત્યારે હું તને મળીશ, અને તારી સાથે વાતચીત પણ કરીશ.

ડાયોજીનીસઃ—બેલાશક.

એકવાર કોઇએ તેને પૂછયું કે–મહારાજ, સૌથી ભયંકર પ્રાણી કોણ? ત્યારે તેણે કહ્યું હતું કે–" જંગલી પ્રાણીઓમાં નિંદાખોર અને સુધરેલમાં ખુશામતીઓ." ડાયોજીનીસ ઈ. સ. પૂર્વ ૩૨૩ વર્ષ પર જે દિવસે સિકંદર મુઓ તે જ દિવસે મરણ પામ્યો. જ્યારે તેના જાણવામાં આવ્યું કે પોતાનું મોત પાસે આવ્યું છે ત્યારે એ આલિમ્પિઆના રસ્તાપર બેઠો અને ઘણા માણસોની સમક્ષ તે શાંતિથી મરણ પામ્યો. તેના મોતથી લોકો બહુ દિલગીર થયા હતા. "*

આમ સંતોષી માણુસ જ ખરાં સુખ અને શાન્તિનો અનુભવ કરી શકે છે. એ વાત ખરી છે, કે કેટલીક

* 'વાંચવા લાયક વાતો.'

વખત મનુષ્યને પોતાના જીવનની જરૂરિયાતો પૂરી કરવા માટે બહુ દુઃખ ઉઠાવવું પડે છે; પરંતુ ઘણાં મનુષ્યો તો એવાં જોવામાં આવે છે કે જે પોતાના સુખોપભોગનાં સાધનોને માટે દુઃખી થાય છે. ઘોડાગાડી, મહેલ, ઘરેણાં, કીંમતી સરસામાન, વસ્ત્રો ઇત્યાદિ માટે દુઃખી થવું એ કેવળ મૂર્ખતા જ છે. સંચય કરવો એ ઘણી સારી વાત છે. વૃદ્ધાવસ્થાને માટે અને પોતાનાં બાળકોને માટે ધનનો સંચય કરવો જ જોઇએ. આમ છતાં શાન્તિ અને સુખનો સંચય એથી પણ ઘણો ચઢિઆતો છે, એ વાત હરહંમેશ સ્મરણમાં તાજી રાખવી ઉચિત છે. કારણ કે મનુષ્યની સાથે હંમેશાં જે કાયમ રહે છે તે આનંદ અને શાન્તિ જ છે.

આથી અસંતોષનો ત્યાગ કરો. તેને હાંકી કાઢો. દુઃખોથી નાશી છૂટવાનો પ્રયત્ન નકામો છે, કારણ કે તે સ્વાભાવિક અને અવશ્યંભાવી છે. આથી સંતોષ અને શાન્તિરૂપી આયુધ ધરી તેની સામે થાઓ અને તે આપોઆપ નાશી છૂટશે.

---

# પ્રકરણ ૫ મું.



## વિપત્તિ.



"ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ સદા પ્યારૂં ગણી લેજે."
—બાલાશંકર.

"ગયકવું ઇશ્વરેચ્છાની સામે નહિ ઘટે કદા;
પ્રભુ અજ્ઞાન માર્ગોએ તારૂં હિત સજે સદા."
—'સંગીત નીતિવિનોદ.'

"વિપત પડે તે વેળા, *પરિચ્છેદ એ ખરી પંડિતાઇ;
અપરિચ્છેદ કર્યેથી વિપત પડે છે ડગે ડગે ભાઇ."



"સુખ આવ્યું તો ભોગવો, દુઃખ આવ્યું તો તેમ;
સુખ દુઃખ બે ફેરા ફરે, ચક્ર ફરે છે જેમ."



* સારા ખોટાનો વિવેક.

" અપ્રાપ્યની આશા નહિ, નષ્ટ તણો નહિ શોક;
આપતમાં મૂંઝાય નહિ, તે પંડિત જન કોક."

—હિતોપદેશ.†

## " संपत्तौ विपत्तौ च महतामेकरूपता "

ભાવાર્થ:—સંપત્તિ અને વિપત્તિના પ્રસંગોથી મહાપુરુષો ચલાયમાન થતા નથી.

ફેરફાર એ જગતનો સામાન્ય ક્રમ છે. જગત પરની કોઈ પણ સ્થિતિ સદાસર્વદા એક સરખી ટકતી નથી. તડકો અને છાંયો, અંધારું અને અજવાળું, સુખ અને દુઃખ, સંપત્તિ અને વિપત્તિ, હર્ષ અને શોક, જીવન અને મૃત્યુ એ વગેરે દ્વંદ્વોની ઘટમાળ હંમેશાં કોઈ ચોકસ નિયમ પ્રમાણે એક પછી એક ફર્યા જ કરે છે. જગત્ પરનાં સઘળાં પ્રાણીઓ આ ઘટમાળ સાથે એટલાં બધાં સંબદ્ધ છે, કે ગમે તેવા અને ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં તેઓ તેનાથી જરાયે છૂટા થઈ શકતાં નથી. માનવ જીવનનો જ વિચાર કરીએ તો તે કેટલું બધું વૈચિત્ર્યોથી ભરપૂર, અસ્થિર અને બહારના સંયોગોની અસરથી વીંટળાએલું જણાય છે. કુદરતના સ્થાપિત નિયમાનુસાર મનુષ્ય-

† ભા. ક.–૨. ઉ.

જીવનમાં થતા ફેરફારો એટલા તો સ્વાભાવિક અને અનિવાર્ય છે, કે તેને હરકોઇ પ્રયત્ને ટાળી શકાતા નથી. પોતાની દેખીતી સ્થિતિ હંમેશાં એક સરખી ચાલુ રહે એવી પ્રબળ ઇચ્છા ધરાવી તેને માટે ભગીરથ પ્રયત્ન કરનાર કોઈ પણ વ્યક્તિ પોતાના પ્રયાસમાં સફળ થાય એ શક્ય નથી. **सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम्** । સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એવો ફેરફાર પ્રત્યેક જીવનમાં ચાલુ જ રહેવાનો. એ ફેરફારમાં પરિવર્તન કરવાને માણસ પોતે શક્તિમાન નથી. માણસથી જો કંઇ બની શકે એવું હોય તો તે માત્ર પ્રયત્ન જ છે. પોતાની અમુક સ્થિતિમાં ફેરફાર કરવાને વા ધારેલું પરિણામ ઉપજાવવાને પ્રયત્ન કરવો એટલું જ તેનાથી થઈ શકે તેવું છે, અને ત્યાં જ તેને વિરમવાનું છે. પરિણામ ધારેલું આવે કે ન પણ આવે. તેથી તેણે વ્યાકુળ કે ચિંતાતુર થવું યોગ્ય નથી. જો તે અધીરો કે વ્યાકુળ બને તો વિશેષ દુઃખ વહોરી લેવા સિવાય પોતાને બીજો કશો લાભ કરતો નથી. આથી વિપત્તિના પ્રસંગે ગભરાઈ ન જતાં તેને ટાળવા બની શકતા પ્રયત્નો કરવા અને તેના ફળને માટે ધીરજ અને શ્રદ્ધાથી રાહ જોવી એ સુખી થવાનો યોગ્ય ઉપાય છે.

સંસારમાં દુઃખનો અનુભવ ન થયો હોય એવું કોણ છે?

આખું જગત્ સુખદુઃખથી જોડાયલું છે. જન્મ ધર્યો કે શરીરની સાથે જ તેની ગૂંથણી કરાયેલી હોય છે. અને તેથી ભક્ત કવિ નરસિંહ મહેતાનું એ કથન યથાર્થ જ દીસે છે, કેઃ—

"સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં."

અંગ્રેજ કવિ લૉંગફેલોએ પણ કહ્યું છે, કે પૃથ્વી પર પશુ-પક્ષીઓનું એક પણ ટોળું એવું જોવામાં આવશે નહિ કે જેમાંથી એકે એકે પશુ વા પક્ષી મરણ શરણ થતું હશે નહિ. ગમે તેટલા પ્રયત્નો અને પૂરતી સંભાળ છતાં વખત આવે તેમાંથી એક પછી એક ચાલી નીકળે જ છે. આ જ પ્રમાણે કાળની કરાળ ફાળમાંથી એક પણ વ્યક્તિ બચી જવા પામી હોય એવું એક પણ કુટુંબ જગત પર ક્યાંયએ મળી આવશે નહિ. શું આવે પ્રસંગે મનુષ્યો પોતાનાં સ્વજનને બચાવવાને પોતાનાથી બનતા સઘળા પ્રયત્નો કરતાં નહિ હોય? પણ એ યાદ રાખવું ઘટે છે, કે પ્રયત્નથી પ્રકૃતિના નિયમોમાં લેશ પણ ફેરફાર કરી શકાતો નથી. માત્ર એટલું જ થઇ શકે કે તેને અનુકૂળ બની શકાય. પોતાના એકના એક અને ઘણા જ વ્હાલા પુત્રના મરણના શોકથી વ્યાકુળ બનેલી એક વૃદ્ધ સ્રીને શાન્ત્વન આપવા ઇચ્છતા મહાત્મા બુદ્ધે આ જ ઉપદેશ

આપ્યો હતો. જ્યારે એ બાઇએ પોતાના પુત્રને જીવતો કરવાની પ્રાર્થના કરી ત્યારે તે બાઇને તેમણે કહ્યું, કે જેના ઘરમાં કોઈ પણ માણસ કદિ પણ મરી ગયું હોય નહિ તેના ઘેરથી એક મૂઠી રાઈ લાવી આપો તો તમારા પુત્રને જીવતો કરૂં. તે બાઈ સઘળે ફરી વળી અને તેને જણાયું કે જગત્માં એક પણ ઘર એવું નથી કે જેમાંથી કોઇને કોઇ કાળને શરણ થયું હોય નહિ. પરિણામે જન્મ અને મૃત્યુ જીવનની સાથે જ જોડાયેલાં છે એવા પરમ સત્યનું સ્વાનુભવથી જ્ઞાન પામી તે બાઇ શાન્ત બની. જગત્માં સુખી અને શાન્ત થવાનો આ એક જ ઉપાય છે અને તે એ કે જે સ્વાભાવિક છે, જેને નિવારી શકાય તેમ નથી તેને ધૈર્ય અને બલપૂર્વક વધાવી લેવાને અને શાન્તિથી સહન કરવાને પ્રત્યેક પળે તૈયાર રહેવું. ભય વા વિપત્તિને પાસે આવતાં જોઇ દોડાદોડી કરવાથી કશું જ વળતું નથી. તેમ કરવાથી તો ઉલટાં તે વિશેષ દુઃખપ્રદ નીવડે છે. તેઓ જે રીતે આવતાં હોય તે રીતે આવવા દેવામાં અને તેને ધૈર્ય અને હીંમતપૂર્વક ભેટવામાં જ સુખ અને શાન્તિ સમાયેલાં છે.

" આવતું હોય જો પાસે, ભય સામે નહીં પળો;<br>
આવવા દો સબુરીથી, પછી હીંમતથી મળો."

—'સંગીત નીતિવિનોદ.'

મનુષ્ય-જીવનની વિપત્તિઓને બે ભાગમાં વહેંચી શકાય. (૧) કેટલીક વિપત્તિઓ વાસ્તવિક હોય છે જ્યારે (૨) કેટલીક નામની અથવા દેખાવ માત્રમાં જ હોય છે. આ બીજા પ્રકારની વિપત્તિના છ ભાગ પાડી શકાય:

( ૧ ) ચેતવણીરૂપ. ( ૨ ) કસોટી કે દન્યક્ષણરૂપ. (૩) કલ્પિત કે નજીવી. ( ૪ ) સ્વયંઉત્પાદિત. ( ૫ ) કર્મદંડ—સજારૂપ. ( ૬ ) છૂપા આશીર્વાદરૂપ.

હવે આપણે જોઇશું કે કયી કયી વિપત્તિઓનો ઉપરના કયા કયા વિભાગમાં સમાવેશ થાય છે.

૧—માનવ જીવનમાં આવી પડતી આપત્તિઓ પાપાચરણોની સજારૂપ અથવા તો દુરાચરણોથી બચવાને અગમચેતીરૂપ હોય છે. સંસારનાં અનેક પ્રલોભનોની મોહજાળમાં ફસાઇ મનુષ્ય જ્યારે પોતાનાં કર્તવ્યોથી વિમુખ બને છે અને અનેક પાપાચરણોમાં રત થઈ નિરંકુશ ખેલ્યા કરે છે ત્યારે આપત્તિ જ માત્ર તેને જાગ્રત કરી કર્તવ્યનું ભાન કરાવે છે. મનુષ્યનું મન જ્યારે સાંસારિક વિષયોમાં લુબ્ધ બને છે અને મોહનિદ્રાથી ઘેરાઇ જાય છે ત્યારે કુદરત તેને મોહના બંધનમાંથી છોડાવી તેની ખરી સ્થિતિ અને વાસ્તવિક કર્તવ્યોનું ભાન કરાવવાનો યત્ન આદરે છે. કુદરતના આવા કલ્યાણકારી

ચરનો જ નાની મોટી આપત્તિઓરૂપે દેખા દે છે અને મોહ-નિદ્રામાં પડેલા જીવોને સચેત કરવા પોતપોતાનું બળ અજ-માવે છે. જેઓ આપત્તિના બળને આવકારદાયક લેખી તેને ધીરજ અને હીંમતથી મળે છે તેઓ સચેત બની સુખી થાય છે અને જેઓ તેનાથી ત્રાસે છે તેઓ હેરાન હેરાન થઇ આખું જીવન દુઃખમાં પસાર કરે છે.

આપત્તિઓ કેવી અને કેટલી બળવાન તેમજ અસહ્ય હોય છે અને છતાં પણ તેઓ મનુષ્યની મોહનિદ્રાનો ભંગ કરી કેવી ચેતવણીરૂપ અને કલ્યાણકારક નીવડે છે તે એક વાત પરથી સહજ લક્ષમાં આવી શકે:—

એક માણુસ ઘણો ઐશ્વર્યશાળી હતો. સંસારનાં ધન, અધિકાર અને મોજશોખના બોજા નીચે તેના સઘળા સદ્-ભાવો અને ધાર્મિકવૃત્તિઓ દબાઇ ગયાં હતાં. મિથ્યા સુખ અને લાલચોએ તેના હૃદય ઉપર પોતાની પૂરેપૂરી સત્તા જમાવી દીધી હતી. તે એવો તો મોહનિદ્રામાં પડી ગયો હતો કે તેને પોતાની જાતનું વા પોતાનાં કર્તવ્યોનું જરા પણુ ભાન રહ્યું નહોતું. એવા એક સ્વકર્તવ્યથી ભૂલા પડેલા પથિકને ખરા માર્ગનું દર્શન કરાવવાને કુદરતે પોતાની ઉદાર દૃષ્ટિ લંબાવી: તેના પર એક પછી એક આપત્તિઓ પડવાની

શરૂઆત થઇ. પ્રથમ તેની સ્ત્રી મરણ પામી. આથી પણ જ્યારે તેની આંખ ઉઘડી નહિ ત્યારે થોડા સમયને અંતરે તેનો એકનો એક પુત્ર મૃત્યુના મુખમાં જઇ પડયો. આથી પણ દુરાચારથી ભભકી ઉઠેલો તેના અંતરમાંનો અગ્નિ હોલાઈ શાન્ત થયો નહિ ત્યારે તેનાં ધન, માન, ઐશ્વર્ય આદિ સઘળું ધીમે ધીમે નષ્ટ થવા લાગ્યું. તેનાં પશુઓ પણ એક પછી એક મરવા લાગ્યાં. આટઆટલું છતાં પણ તેની મોહનિદ્રાનો લેશ પણ ભંગ થયો નહિ. તે બિમારીને વશ થયો ત્યારે પણ તેના દૂષિત વિચારોના પ્રવાહની ગતિ બદલાઈ નહિ. આવી સ્થિતિમાં અંતે એક દિવસે તેના ઘરને આગ લાગી. સઘળું ભડભડાટ બળવા લાગ્યું. આ વખતે તે બિછાના વશ હોઇ પડોશનાં કેટલાંક માણસો તેને ઘરમાંથી બહાર કાઢવાને તજવીજ કરવા લાગ્યાં અને તેની આંખ એકદમ ઉઘડી ગઇ. તેની આંખ આડેનાં પડળો દૂર થયાં કે તરત જ તે પાપાસક્ત માણસ પોતાની ભયાનક પાપક્રિયા યાદ કરી કહેવા લાગ્યો કે, “ ધન્ય પરમેશ્વર હવે હું આરોગ્ય થયો ! ” આ ક્ષણથી જ તેની આસક્તિનો ધ્વંસ થયો અને સત્પથ ગ્રહણ કરી સુખી થયો. આમ આપત્તિ દુઃખી કરવાને માટે નથી; પરન્તુ માણસને ચેતાવી ખરા કર્તવ્યમાં દોરવા માટે અને એ રીતે

તેનું હિત કરવાના શુભ હેતુથી જ તેની યોજના કરાયેલી છે એમ સ્પષ્ટ થશે.

વળી " માણુસ ઘણા વરસે અને ઘણા અનુભવે પોતે પોતાને ઓળખે છે. " એ વાક્ય આપણને સ્પષ્ટ કરી બતાવે છે, કે માણુસ, **માણુસ** બને-પોતાનાં ખરાં કર્તવ્યોને પિછાને- તે પહેલાં તેને ઘણાં વરસોના અનેકવિધ અનુભવોમાંથી પસાર થવું પડે છે. માણુસનામાં ડહાપણ આવે તે પહેલાં તેને અનેક ઠોકરો ખાવી પડે છે. અનેક જાતના ખત્તા ખાતાં જ તે શાણપણ મેળવી શકે છે. સુખ તેમ સંકટ પણ આપણા ભલાને માટે જ હોય છે. જો મનુષ્ય-જીવનમાં આપત્તિઓ આવતી ન હોત તો આપણે ક્યારનાએ હતા ન હતા થઇ જાત. ' મરણ પગલાંની હેઠ છે, ' ' કાળ ચોટી પકડી રહ્યો છે, ' એ અને એવી બીજી ઉક્તિઓ પરથી સમજી શકાય, કે આપણે ચારે તરફ મૃત્યુથી ઘેરાયેલા છીએ. જીવનનો અંત આણનાર એવા અનેક સંયોગો આપણી આસપાસ સર્વત્ર આવી રહેલા છે, અને તેથી આપણી સહેજ પણ ગફલત થતાં જીંદગી એકદમ જોખમમાં આવી પડે છે. આપણે આવા જોખમમાં આવી ન પડીએ તે માટે અગાઉથી સાવચેત રહેવાના ઉપાયો બતાવનાર અને અણીના પ્રસંગે સાવધ કરનાર

આપત્તિઓ જ છે. આપત્તિઓને લીધે જ આપણું જીવન અનેક મહાન્ જોખમોના પાલે પડી નષ્ટ થતાં બચે છે અને લાંબી મુદત ટકી રહેવાં પામે છે. વેપારમાં એક વખત નજીવું નુકસાન જાય છે તો તે બીજી વખતને માટે આપણને વધારે ડાહ્યા બનાવે છે અને બહુ જ વિચાર પૂર્વક સાહસ ખેડવાને સાવચેત કરે છે. અર્થાત્ મુસ્કેલીઓ મનુષ્યને પ્રસંગે પ્રસંગે સાવચેત કરી સુજ્ઞ બનાવે છે.

૨—કેટલીક વિપત્તિઓ કસોટી કે સુઅવસરરૂપ હોય છે. સુવર્ણ, સુવર્ણ બને, ખરા સોના રૂપે ઝળકી ઉઠે તે પહેલાં તેને અનેક પ્રકારની કસોટીઓમાંથી પસાર થવું પડે છે. ઘર્ષણ, તાપ, તાડન અને છેદન સહન કર્યા પછી જ તે ખરા સોનારૂપે દીપી ઉઠે છે. આ જ પ્રમાણે મનુષ્ય, **મનુષ્ય** બને, તેની અંદરની સઘળી શુભ વૃત્તિઓ વિશુદ્ધરૂપે પ્રકાશમાં આવે તે પહેલાં તેને બહુ જાતની કસોટીઓમાંથી ઉત્તીર્ણ થવું પડે છે. આ કસોટીઓ તે બીજી કોઇ નહિ; પરન્તુ મનુષ્ય–જીવનમાં ઉપસ્થિત થતી આપત્તિઓ જ છે. જગત્ પર થઇ ગયેલાં અનેક મનુષ્યો કે જેઓ **ખરાં મનુષ્યો** રૂપે ઝળકી ઉઠી આજ યુગોના યુગો થયાં પૃથ્વી પરની સર્વ પ્રજાઓનું એક સરખી રીતે ધ્યાન ખેંચી રહ્યાં છે તેમનાં જીવન–ચરિત્રો તરફ નજર

કરીશું તો આપણને તરત જ માલૂમ પડી આવશે, કે તેમને એ રીતે અમર અને ચિરસ્મરણીય બનાવનાર માત્ર આપત્તિઓ જ હતી. રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, મહાવીર, બુદ્ધ, શંકર, નળ, હરિશ્ચંદ્ર, ધ્રુવ, પ્રહ્લાદ, સોક્રેટિસ, સીતા, તારા દમયંતી, દ્રૌપદિ, સાવિત્રી આદિ અનેક પ્રાતઃસ્મરણીય મહાજનો ઉપર જે આપત્તિઓ આવી પડી હતી તેને લીધે જ તેઓ જગતમાં આટલી બધી પ્રસિદ્ધિ પામ્યાં છે. જો તેમના ઉપર એટલાં બધાં મહાન્ સંકટો ગુજર્યાં ન હોત તો દુનિયાં તેમનાં ખરાં સ્વરૂપોને ભાગ્યે જ પિછાની શકી હોત અને તેમના યોગ્ય કદર કરી શક્યા હોત.

પણ, આપત્તિઓથી પ્રાપ્ત થતા આ અને એવા બીજા મહાન્ લાભો આપત્તિઓના પ્રસંગોમાં નહિ; પરન્તુ તે પ્રસંગોના ઉપયોગમાં સમાયેલા છે. આપત્તિના પ્રસંગનો જો સદુપયોગ કરતાં આવડે તો જ મનુષ્ય તેનાથી અગણિત લાભો મેળવી સુખી થઇ શકે છે. બધા પ્રસંગોમાં તેમ આમાં ય ડહાપણની સૌથી પ્રથમ જરૂર છે. એકના એક જ પ્રસંગો ડાહ્યા માણસને તેના સદુપયોગ વડે સુખ અને ઉન્નતિના સાધનરૂપ થઇ પડે છે જ્યારે મૂર્ખ તેનાથી હેરાન હેરાન થઇ અધોગતિને પામે છે.

જો કે વિપત્તિઓ કાળા નાગ સમાન ઝેરી અને ભયંકર છે, છતાં તેના ગુણો કાળા નાગના મસ્તકમાં પ્રકાશી રહેલા મૂલ્યવાન મણિથી વધારે કીંમતી–રે ! અમૂલ્ય છે. વિપત્તિઓ આપણને પાપમાં પડતાં બચાવે છે અને પ્રકૃતિને નીરખવાની દૃષ્ટિમાં નવું નૂર પૂરે છે. સૃષ્ટિમાં સર્વત્ર શુભ અને હિત જોવાની આંખ મનુષ્યને દુઃખના સમયમાં જ પ્રાપ્ત થાય છે. તેવે પ્રસંગે માત્ર તેણે અકળાઇને મનની શાન્તિનો ભંગ થવા ન દેતાં ધૈર્યથી પ્રસંગનો સદુપયોગ કરી લેવા પૂરતું ડહાપણ રાખવું જરૂરનું છે.

જગત્માં ધન અને અધિકાર મહાન્ અનર્થ ઉપજાવી માણસને પાયમાલ કરી મૂકે છે. પૈસા અને મોટાઇના મદમાં મનુષ્ય ઉન્મત્ત અને દુરાચારી બની માણસાઇ ગુમાવી બેસે છે. વિપત્તિ માણસમાં ડહાપણ આણે છે અને તેની અંદરની શુભ વૃત્તિઓને કેળવી સુખી બનાવે છે જ્યારે સંપત્તિ સદ્ગુણોનો નાશ કરી માણસને અધમ બનાવે છે, રોમની ગાદિ ઉપર થઇ ગયેલા મહાન્ જુલમગાર અને અધમ રાજકર્ત્તાઓ અઢળક ધન અને આપખુદ સત્તાને પાલે પડી ઉદ્વેગ અને દુઃખ પૂર્ણ જીવન ગાળતાં ઢોરને મોતે મુઆ છે. આથી ઉલટું જો તેઓ એ નાશકારક રાક્ષસી પ્રલોભનોના પાસથી મુક્ત રહી

શકયા હોત તો તેઓ ઘણા ઉત્તમ અને મહાન્ ઉપયોગી નાગરિક નીવડી પોતાનું જીવન પરમ સુખમાં વ્યતિત કરી શકયા હોત.

ઘણીવાર જગત્માં મનુષ્યોને એમ કહેતાં સાંભળવામાં આવે છે, કે " લાલને લીલા અને સાધુને પીડા " અર્થાત્ જે લોકો સ્વચ્છંદે વર્તી હમેશાં દુરાચારમાં રચ્યાપચ્યા રહે છે તેઓને લહેર હોય છે અને જેઓ સદાચારનું સેવન કરે છે તેઓ દુઃખી દુઃખી બની જાય છે. આવા વિચારો સેવવા કે જાહેર કરવા એ અલ્પબુદ્ધિનું જ પરિણામ છે. દુનિયામાં જો કોઇ ખરેખરો સુખી હોય તો તે સદાચારી જ હોઈ શકે. અનેક જાતના કાવાદાવા, છળકપટ અને તોરતુમાખીથી અઢળક ધનનાં માલીક બની દુરાચારમાં રચ્યાંપચ્યાં રહેનાર માણસો બહારથી બીજાની દષ્ટિમાં ગમે તેટલાં સુખી જણાતાં હોય તોપણ તેમના આંતરમાં દુઃખરૂપી દાવાનળ ભડભડાટ સળગ્યાં કરતો હોય છે. અનેક પ્રકારનાં ભય, ચિંતા, શોક અને દુઃખથી તેઓનાં અંતઃકરણો હરહમેશ વ્યાકુળ બની રહેલાં હોય છે. વળી દુરાચારથી થોડા સમયને માટે કોઇને કદાચ સુખ જેવું જણાતું હોય તોપણ પરિણામે તે કદિ પણ દુઃખરૂપ નીવડયા સિવાય રહેતું નથી. પાપનો ઘડો જ્યારે પુરો ભરાઇ જાય છે ત્યારે દુરાચારથી પ્રાપ્ત કરેલાં વૈભવનાં સાધનો જ તેમના નાશનાં

સાધનો બને છે. આટલાથી યે તેમના દુઃખનો અંત આવતો નથી. મૃત્યુ પછી પણ તેમની અપકીર્તિ ચારે તરફ પ્રસરી રહે છે. જગત્માં આથી વિશેષ દુઃખ કયું હોઇ શકે ?

આથી ઉલટું સદાચારી હંમેશાં જ સુખી હોય છે. ઉપલક દેખાવથી તેમને દુઃખ છે એમ જણાય તોપણ તેમના આંતરમાં તો સાચું સુખ જ વાસ કરી રહેલું હોય છે. સદાચારી પુરૂષો પર ગમે તેટલાં ભારે સંકટો આવી પડે તોપણ તેઓ સત્ના માર્ગથી લેશ પણ ચલિત થતા નથી. તેઓના પર જેમ જેમ સંકટો આવતાં જાય છે તેમ તેમ તેઓ પહાડવત અડગ રહી તેનો પ્રતિકાર કરવાનું આત્મબળ પામતા જાય છે અને પોતાના મનની સ્થિતિને એક સરખી સ્થિર અને શાન્ત રાખી શકે છે. પોાતના ઉન્નત લક્ષ્યથી મનને તસુ પણ વિચલિત થવા ન દેતાં એક સરખી શાન્તિનો અનુભવ કરવા સમાન સુખ જગત્માં બીજું કયું હોઇ શકે ? સદાચારી પુરૂષો સુખદુઃખના યથાર્થ સ્વરૂપને સારી રીતે સમજી શકે છે અને તેથી તેવા પ્રસંગે તેઓ મોહ કે શોકને વશ ન થતાં પોતાની ચિત્તવૃત્તિને પોતાના લક્ષ્યમાં સ્થાપે છે. પરિણામે બહારનાં સુખદુઃખોની તેમના મન પર લેશ પણ અસર થતી નથી.

જગત્માં સ્વજનના મૃત્યુ સમાન ભારે દુઃખ બીજું ભાગ્યે જ હોઈ શકે. આમ છતાં પોતાની પત્નીના મરણ પ્રસંગે પોતાના મન પર શોકની જરા પણ અસર થવા ન દેતાં કેવળ ઈશ્વરની ઇચ્છામાં પોતાની ઇચ્છા ભેળવી,

"ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ."

એવાં ધીર અને શાન્ત વચનો ઉચ્ચારનાર સાધુચરિત નરસિંહ મહેતાના ભક્તહૃદયમાં કેટલાં શાન્તિ અને સુખ હોવાં સંભવે છે!! એવા ભારે દુઃખના પ્રસંગે પણ તેમના આંતરમાં સુખ અને શાન્તિ જન્માવનાર કોણ હશે? તેમનાં ધર્માચરણો જ. શું દુરાચરણીઓ કે જેઓ પોતાની સુખી જણાતી સ્થિતિમાં પણ મનને શાન્ત રાખી શકતા નથી તેઓ એવા શોકને પ્રસંગે શાન્તિનો લેશ પણ અનુભવ કરી શકે એ સંભવિત છે? કદિ નહિ. હકીકત એવી છે, કે સદાચારથી કબજે કરાયેલા પોતાના દિલને ઈશ્વરાભિમુખ કરી સાધુ પુરૂષો જ્યારે ઈશ્વરના પ્રેમમાં તલ્લીન બને છે ત્યારે બહારનાં સુખ-દુઃખો તેમના મનને લેશ પણ સ્પર્શી શકતાં નથી. ઉપરના દાખલા ઉપરાન્ત સત્યને માટે અનેક પ્રકારનાં સંકટ સહન કરનાર હરિશ્ચંદ્ર; વચનની ખાતર વન વેઠનાર નળ, પાંડુપુત્રો; પરોપકારાર્થે અસ્થિ અર્પનાર દધિચી;

પ્રતિજ્ઞા પાલનાર્થે મહાન્ દુઃખોને આનંદથી વધાવી લેનાર ભીષ્મ, સગાળશા; ઈશ્વરીય પ્રેમને લીધે અનેક સંકટો સહન કરનાર ધ્રુવ, પ્રહ્લાદ; જનકલ્યાણાર્થે ક્રૂસ પર ચડતા ઈશુ-ખ્રિસ્ત; સ્વધર્મપરાયણતાથી સંકટને ભેટતાં સીતા, તારા, દ્રૌપદિ, દમયંતી આદિ અનેક ઇતિહાસ અને પુરાણ પ્રસિદ્ધ મહાજનોનાં જીવનચરિત્રો આપણને સ્પષ્ટ પ્રબોધે છે, કે સ્વધર્મપરાયણ સાધુચરિત મહાજનોનાં દિલમાં બહારનાં દુઃખો લેશ પણ અસર કરી શકતાં નથી. પ્રાણાંત દુઃખ દશામાં પણ તેઓનું ધૈર્ય પહાડ સમ અચળ રહે છે અને પોતાના ચિત્તને સ્થિર રાખી શાન્ત મને ઈશ્વરારાધનમાં—જગતનું શુભ થાય એવી ભાવનામાં—લીન બની પરમ સુખ અને આનંદની વચ્ચે સ્વસ્વરૂપમાં લય પામે છે. તેમના સ્થૂલ દેહ આ જગત્-માંથી નાશ પામ્યા પછી પણ તેમનાં સચ્ચારિત્ર્ય અને સત્કીર્તિ ચિરકાળને માટે સર્વત્ર પ્રસરી રહે છે અને તેમનું મરણ અમરણ બની તેમને અમર અને પૂજ્ય બનાવે છે. જગત્માં આથી વિશેષ સુખ બીજું કયું હોઈ શકે ?

વળી સદાચારી ધર્મપરાયણ વ્યક્તિઓ પર દુઃખના જે વધારે પ્રસંગો આવી પડતા [illegible] છે તેમાં ઈશ્વરીય ગૂઢ અને શુભ હેતુ રહેલો હોય [illegible] રાજકવિ કલાપી કહે છે, કે:—

"કમનસીબને દર્દીએ ના અહીં મળતાં નકી,
કમનસીબથી દર્દોની તો ન ગોઠડીએ થતી."

જેઓ સદ્‌ભાગી હોય છે, જેઓના પર ઈશ્વરની પૂરી કૃપા હોય છે તેમને જ સંકટો આવી મળે છે. સંકટો સદાચરણી અને ધર્મપરાયણ પુરુષોના ટેકની કસોટી કરી તેમને તેઓની નબળી બાજુનું ભાન કરાવે છે અને પોતાના ટેકને જાળવવા વધારે સબળ થવા ઉત્તેજે છે. આમ પ્રસંગે પ્રસંગે આવી પડતી વિપત્તિઓથી ઉત્તેજાઈ ધાર્મિક વૃત્તિવાળા પુરૂષો નબળાઈનો ત્યાગ કરી પોતાના ટેકમાં વધારે ને વધારે મક્કમ બનવાનું બળ મેળવતા જાય છે અને પરિણામે કસોટીઓમાંથી પસાર થતાં એક સાચા હીરા રૂપે ઝળકી ઉઠે છે. આમ સાચા મહાપુરૂષોની અને તેમના આંતરમાં અવિચળ રૂપે વાસ કરી રહેલા વિવેક, વિચાર, વિનય, સંતોષ, શીલ, સરલતા, શમ, દમ, દયા, શ્રદ્ધા, ધૈર્ય, ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, પવિત્રતા, નિર્લોભ, નિર્વૈર, નિસ્પૃહા, અક્રોધ આદિ દૈવી સંપત્તિના સદ્‌ગુણોની જગતને પિછાન કરાવી તેના કર્તવ્યનો માર્ગ મોકળો કરવાના અને સાધુ પુરૂષોની સત્કીર્તિને અક્ષય રાખવાના પરમ હિતકારક અને શુભ ઉદ્દેશથી જ ધાર્મિક જનો પર વધારે વિપત્તિઓ આવી પડતી લાગે છે.

વળી વિપત્તિ મિત્રોની કસોટી કરવામાં ઉપયોગી થઇ પડે છે.

"નારીની નિરીક્ષા થાય નિર્ધન દશામાં નિત્ય,
વિપત્તિ વેળાએ વરતાય સગપણ સ્નેહ,
સગાં સ્નેહી ખરાં ખોટાં પ્રત્યક્ષ પીછાણીએ;
દુઃખમાં સ્નેહી તે સ્નેહી સુખદા સજ્જન ગણો,
સુખમાં સ્નેહી તે સ્નેહી પૈસાનો પ્રમાણીએ."
સારી કે નઠારી તે જરૂર ત્યારે જાણીએ;

— વલ્લભ.

વળી,

"સેવક, સચિવ, મિત્ર અરૂ નારી;
આપદ કાલ પરખીએ ચારી."

એ મહાત્મા તુલસીદાસના વચન પ્રમાણે સ્ત્રી, મિત્ર આદિ સ્વજનોની પરીક્ષા આપત્તિના સમયે જ થાય છે. સંપત્તિના સમયે માણસની આસપાસ અનેક મિત્રોનું ઝુંડ ફરી વળે છે. પરંતુ તેમાં કોણ સાચા અને કોણ સ્વાર્થી છે તેની ખરી ખાત્રી સંકટ સમયે જ થઇ શકે છે. જેઓ સ્વાર્થ સાધવા ભેગા મળ્યા હોય છે તેઓ સંકટનો સમય ઉપસ્થિત થતાંની સાથે જ દૂર ભાગે છે. પરન્તુ જેઓ મિત્રતા અને મિત્રતાના

ધર્મને સમજી એક સાચા મિત્ર તરીકે જોડાયલા હોય છે તેઓ સંપત્તિના સમયે કદાચ દૂર રહેતા હોય તોપણ સંકટના સમયે સાથમાં આવી ખડા થાય છે. તેઓ સર્વ પ્રકારના મતભેદોને કોરાણે મૂકી પોતાના મિત્રના દુઃખના સહભાગી બને છે અને સંકટ નીવારવાના અને શાન્ત્વના આપવાના ઉપાયોની યોજના કરે છે. આમ દુઃખના સહાભાગી બને તે જ સાચા મિત્ર છે અને તે આપત્તિકાળમાં જ પરખાઈ આવે છે. વળી એ જ પ્રમાણે કોઇ દેશમાં સાચા સ્વદેશપ્રેમી કોણ છે તેની પરીક્ષા પણ આપત્તિકાળમાં થાય છે. આખા દેશ પર જ્યારે વિપત્તિનું વાદળ ફરી વળે છે ત્યારે જેઓ સાચા સ્વદેશપ્રેમી હોય તે જ જાગ્રી ઉઠે છે અને પોતાના અંગત મતભેદોની સ્વદેશરક્ષણ રૂપી યજ્ઞમાં આહૂતિ આપી એકતાથી કામ કરવા મંડી પડે છે.

રાત જેટલી અંધકારમય તેટલો જ વિશેષ પ્રકાશ તારાનો શોભા ઉઠે છે. વિદ્યુતનો પ્રકાશ ઘનઘોર વાદળાંમાંથી જ જન્મે છે. આ જ વાત વિપત્તિના સંબંધમાં વિચારવામાં આવે તો સઘળા સંતાપો આપોઆપ નાશ પામે. અર્થાત્ **सुखं हि दुःखान्यनुभूय शोभते** એ પ્રવચનાનુસાર દુઃખ છે તો જ સુખ સારાં લાગે છે, દુઃખમાંથી જ સુખનો ઉદય થાય છે

એમ સંકટના સમયે સમજાય તો દુઃખનું નામ નિશાન પણ રહેવા પામે નહિ.

સંસારના નઠારા બનાવોથી હતાશ થવું બિલકુલ ઉચિત નથી. આથી ઉલટું તેના ઉંડાણમાં ઉતરી આપણા ઉચ્ચ હેતુને સિદ્ધ કરવા ધૈર્ય અને હિંમતપૂર્વક નાસીપાસી મળવા છતાં પણ, આગળ ને આગળ ગતિ કર્યા જવી તેમાં જ જીવનની સફલતા અને સુખ સમાયેલાં છે. જેઓ સહેજ સહેજમાં નાસીપાસ થવાની પ્રકૃતિવાળા હોય છે તેઓ પોતાને વા અન્યને કશો જ લાભ કરનાર ન નીવડતાં જગતને માટે કેવળ નિરૂપયોગી થઇ પડે છે. પરંતુ જેઓ વિઘ્નોની લેશ પણ પર્વા કર્યા વગર આગળને આગળ વધતા જાય છે તેઓ સંસારના હીરારૂપે પ્રકાશી નીકળે છે. પ્રોફેસર હક્સ્લી અને લોર્ડ ડીઝરાઇલીનાં નામ એક ઉત્તમ અને છટાદાર વક્તા તરીકે જાણીતાં છે; છતાં એક સમર્થ વક્તા તરીકેની ખ્યાતિ મેળવતા પહેલાં તેમને પણ નાઉમેદ થવાના પ્રસંગો આવ્યા હતા. શરૂઆતમાં તેઓ વક્તા તરીકે સભાઓમાં ભાષણ આપવા ઉભા થએલા ત્યારે તેમને મૂર્ખ બની બેસી જવું પડેલું. પોતાનું પ્રથમ ભાષણ પૂરૂં થયા પછી પ્રોફેસર હક્સ્લીને ફરી વક્તા તરીકે બહાર પડવાનું સાહસ ન ઉઠાવવા

કોઇએ નનામો કાગળ લખ્યો હતો જ્યારે લૉર્ડ ડીઝરાયલી પોતાના ભાષણુમાંના શરૂઆતના એ જ શબ્દો બોલી શક્યો હતો. અને તેય પણ ફરી ફરીને ત્રણવાર. વળી એ બે શબ્દો પણ એવા દ્વિઅર્થી હતા કે એક સ્ત્રીએ તેની હાંસી કરી આખી સભામાં હાંસીપાત્ર બનાવ્યો હતો. આવા ફજેતીના પ્રસંગોથી તેઓ લેશ પણ હતાશ ન બનતાં ઉલટા એક સમર્થ વક્તા બનવાને ઉત્તેજાયા. પોતાની નાસીપાસીના પ્રસંગને પોતાના કાર્યનો ઉત્તેજક બનાવી એક સમર્થ અને સચોટ વક્તા બનવાના પ્રયાસમાં મંડયા રહ્યા અને આખરે તેમાં સફળ થયા. આ સિવાય વિઘ્નોથી લેશ પણ પરાસ્ત કે નાસીપાસ ન થતાં પોતે હાથમાં લીધેલા કામોની પાછળ સતત મંડ્યા રહી પોતાના ઉદ્દેશને પાર પાડવામાં સફળ થયેલા એવા ઘણા પુરૂષો હરકોઇ દેશના ઇતિહાસમાં શોધ્યા જડી આવે તેમ છે. તેમનાં જીવનચરિત્રો આપણુને એ જ પ્રબોધે છે, કેઃ—

**विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः**
**प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥**

અર્થાત્ અનેક વિઘ્નો આવી પડવા છતાં પણ ઉત્તમ માણસો આરંભેલા કાર્યને છોડી દેતાં નથી.

૩. કેટલીક વિપત્તિઓ કેવળ કલ્પિત કે નજીવી હોય છે. સઘળી વિપત્તિઓમાં કલ્પનાથી ઉભી કરેલી વિપત્તિ અત્યન્ત દુઃખદાયક છે. કારણ કે તે વાસ્તવિક ન હોવા છતાં મનુષ્યને વ્યાકુળ અને દુઃખી બનાવી મૂકે છે., જે ભય આવ્યું નથી વા આવશે કે કેમ તેની ચોક્કસ માહીતિ નથી તેને કલ્પનાથી ખડું કરી બેહોશ બનવું એના જેવું બીજું કયું દુઃખ વિશેષ કષ્ટકારક હોઈ શકે? વળી ઘણી વખત આપણે નજીવી બાબતોને મોટું સ્વરૂપ આપી, "પીંછનું પારેવું" કરી મૂકી આપણી જાતને નાહકની દુઃખી કરી મૂકીએ છીએ. બનાવના વાસ્તવિક સ્વરૂપને લક્ષમાં લીધા વિના અણઘટતો શોક કરી દુઃખી બનવું એ દેખીતી મૂર્ખાઈ નહિ તો બીજું શું?

૪. આપણી ઘણી મુશ્કેલીઓના ઉત્પાદક આપણે પોતે જ છીએ. ખાનપાનના, મોજશોખના, માનસન્માનના, ધનવિભવના અને એવા એવા વિષયોમાં વૃથા સુખની પાછળ ફાંફાં મારી ચિંતાપૂર્ણ હૃદયે આપણી જાતે જ આપણા માર્ગમાં અનેક મુશ્કેલીઓ ખડી કરી દઈએ છીએ. જીવનનાં વાસ્તવિક દુઃખો જેવાં કે માંદગી, સ્નેહી સંબંધીજનોનું મૃત્યુ આદિ કવચિત્ જ આવે છે; પરન્તુ હરકોઈ વિષયમાં વિના કારણનાં કરવામાં આવતાં ઉતાવળ, અવિચારીપણું અને ચિંતાથી ઉપજતાં

દુઃખો તો આપણા દિલમાં નિરંતર વાસ કરી રહેલાં હોય છે.

વળી ઘણાઓ પોતાને જેમાં કંઈ પણ લાગતું વળગતું ન હોય એવી બાબતોમાં માથું મારીને અને બીજાઓની ભાંજગડમાં પડીને પોતાની જાત પર નાહકનું દુઃખ વહોરી લઇ દુઃખી બને છે. એક શાણા પુરૂષે કહ્યું છે, કે ધંધા-રોજગારમાં નિષ્ફળ ગયેલા માણસોને તપાસશો તો તેમાંનો મોટો ભાગ પોતાના ઘરમાં શાન્ત નહિ બેસી શકવાના સ્વભાવવાળો માલૂમ પડશે.

સોલોમન કહે છે, કે "ઝઘડાથી દૂર રહેવું તેમાં જ મનુષ્યનું ભૂષણ છે. પરન્તુ મૂર્ખ માણસો તો હંમેશાં ટંટા-ફિસાદમાં અને બીજાની ભાંજગડમાં જ રચ્યાં પચ્યાં રહે છે અને તે સિવાય તેમને ચેન પણ પડતું નથી." જો તમે જગતને તેના માર્ગમાં ગતિ કર્યા જવા દેશો તો તે કદિ પણ તમારા માર્ગમાં આડે આવશે નહિ. અર્થાત્ આપણે બીજાના કામમાં માથું મારવાથી દૂર રહીએ તો બીજાઓ કદિ પણ આપણા કામમાં માથું મારશે નહિ.

૫. જે દુઃખો અપરાધના ફળરૂપ વા પાપની શિક્ષા તરીકે આવી લાગે છે તેનો સમાવેશ પણ સ્વયંઉત્પાદિત વિપત્તિમાં કરવો ઉચિત છે. "કરે તેવું ભોગવે અને વાવે તેવું લણે"

એ કુદરતના સંન્યાય પ્રમાણે કરેલા કર્મના ફળરૂપ આવી પડતી આપત્તિઓને આપણે આનંદથી ભોગવવાને તૈયાર રહેવું જ જોઇએ. તેને માટે દુઃખી થવાનો વા સહેજ પણ બડબડાટ કરવાનો આપણને લેશ પણ અધિકાર નથી. ગરીબાઇ, માંદગી કે દુઃખ જીવનને દુઃખી બનાવતાં નથી; પરન્તુ આપણા હૃદયમાં વાસ કરી રહેલાં અહંકાર, હદપારની લાલસા, સ્વાર્થપરાયણતા અને પાપી કૃત્યો જ આપણા જીવનને દુઃખી અને બોજારૂપ બનાવી મૂકે છે.

૬. સૌથી છેલ્લે આપણને વિચાર કરતાં માલૂમ પડશે, કે બહારથી વિપત્તિના સ્વરૂપમાં દેખા દેતાં કેટલાંક સંકટોના મૂળમાં ઈશ્વરીય કૃપા આશીર્વાદોનો જ વાસ હોય છે. જો વિપત્તિઓને ધૈર્યથી વધાવી લેવામાં આવે અને હિંમતથી તેમનો પ્રતિકાર કરવામાં આવે તો તે અવશ્ય આપણને ઉન્નતગામી અને ઉદાર બનાવે છે. ધીર જનો વિપત્તિઓને કેવા સ્વરૂપે નિહાળે છે અને તેમને કેવા સોલ્લાસ હૃદયે વધાવી આત્માનાં મધુરાં સંગીતો—પોતાની અંદરના ઈશ્વરીય ગૂઢ આદેશો—સાંભળવાની અને સમજવાની સહાયતા મેળવી પોતાને ઉન્નતગામી થવાના માર્ગના ભોમીયા બનાવે છે તે જાણવું ઉપયોગી થઇ પડશે.

"આવો, વ્હાલા ! પરમ અતિથિ ! દેવના દૂત આવો !
દેવે પ્રેર્યાં પુનીત વચનો માનવીને ભણાવો !
હું ઉચ્ચારૂં વિનીત હૃદયે સ્વાગતં સ્વાગતં હો !
મ્હારે ત્યાં તો તમ કદમના સુપ્રસંગો ભલે હો !
આભારી છૂં: મુજ ગૃહ થયૂં, આપ આવ્યે પ્રશાન્ત,
ને હૂં શિખ્યો સહૃદય થવા, પાઠ ગુમ્ભીરતાનાઃ
હૂં શિખ્યો કે, 'અહીં અમરતા સ્થૂલને ક્યાંય છે ના !
'જ્યાં મૂર્તિ ત્યાં ક્ષણિક સ્થિરતા ! ત્યાં ઉધામા શૂં મિથ્યા ?
'આ સંસારે જીવન જનનાં કાળ માપી રહ્યો છે,
'સંસારીનાં સ્મિત, રુદનનૂં હાસ્ય કેવૂં કરે છે !
'ના જાણૂં કે, કવણ ક્ષણમાં આ બધૂં યે તજાવી,
'દોરી જાશે મુજ ગરીબને આપ જેવા અતિથિ ?'

* * * *

સિધાવો, અતિથિ દેવ ! આવજો, હાં ! પુનઃ પુનઃ !
પ્રેરવા કૈં નવૂં પુણ્ય અન્તર્દૃષ્ટિ ઉધાડવા !

" દીવાને સાગર "

* * * *

" મને તો હર્ષોની સરણી દુઃખમાંથીજ મળતી."

—કલાપી

* * * *

"રોગ શું છે? પ્રેમને અભાવે ઉત્પન્ન થયેલી આપત્તિ. જ્યારે તાવ આવે છે ત્યારે હું બીલકુલ ગુસ્સે થતો નથી કે અકળાતો નથી. એક મિત્રની પેઠે તેનું સ્વાગત કરૂં છું અને કોઈ બીજી રીતે ન સમજાતાં આધ્યાત્મિક તત્ત્વો આ વખતે એકદમ હું સમજી શકું છું."

—સ્વામી રામતીર્થ.

અરે! બહુ ઉંડે ન ઉતરતાં કેવળ સામાન્ય દૃષ્ટિથી વિચાર કરીએ તોપણ આપણા સમજવામાં આવી શકે, કે મનુષ્યને સબળ અને સુખી કરનાર સંપત્તિ નહિ પરન્તુ વિપત્તિ છે. દાખલા તરીકે જેઓ ટાઢ, તાપ અને વરસાદની ઝડીઓથી ભય પામી વિલાસગૃહમાં ભરાઇ રહે છે તેમનાં જ શરીર શિથિલ અને નિર્માલ્ય થઇ પડે છે. પરન્તુ આરંભમાં જેઓ તેમના ઝપાટાથી અનુભવાતી કઠિનતાની દરકાર કર્યા સિવાય કુદરતના વિશાળ અને ખુલ્લા ચોકમાં ખડા રહી બલપૂર્વક તેમની સામે થાય છે અને ધૈર્યપૂર્વક સહન કરે છે તેમના દેહનો બાંધો ઘણો સુદૃઢ અને સબળ બને છે. આથી જોઈ શકાય, કે મનુષ્યને શિથિલ અને નિર્બળ બનાવી દુઃખી કરી મૂકનાર આપત્તિરૂપ દેખવામાં આવતાં એ કુદરતી સત્વો નહિ; પરન્તુ તેમનાં વિલાસભવનો છે. સૅનેકા બરાબર જ કહે છે કે,

જે મનુષ્યનું જીવન પ્રથમ સંપત્તિથી નષ્ટ થવા પામ્યું ન હોય તેવા કોઇ પણ મનુષ્યનો નાશ વિપત્તિથી થતો નથી. અર્થાત્ વિપત્તિ તેમને જ ભારે-દુ:ખરૂપ થઇ પડે છે, કે જેઓ શરૂઆતમાં સંપત્તિના બોજા નીચે ચગદાઇ ગયેલા હોય છે. સંપત્તિના બોજા નીચે ચગદાઈ ગયેલા વિપત્તિને દેખતાંની સાથે જ નાશના મુખમાં જઇ પડે છે. શૂદ્રક કહે છે કે:—

सुखात्तु यो याति नरो दरिद्रतां
धृतः शरीरेण मृतः स जीवति ।

અર્થાત્ સુખમાં ઉછરેલો માણસ જ્યારે દારિદ્રયનો ભોગ થઈ પડે છે ત્યારે જીવતા છતાં મુઆ જેવો બની રહે છે. આથી ઉલટું વિપત્તિના અંકમાં ઉછરી સંકટો સહન કરવાને ટેવાએલાઓને આપત્તિઓ કદિ પણ હેરાન કરી શકતી નથી. કલાપી બરાબર જ કહે છે, કે:—

"જખમ સહેવો સ્હેલો મીઠો સદા સહનારને,
જખમ કદિએ પીડાતાને ન હાર કરી શકે;"

વળી આ સઘળું કહેવાનો ભાવાર્થ એવો નથી, કે સંકટ સહેવાને ટેવાએલાં મનુષ્યો પર પડતાં દુ:ખો પોતાનું સ્વરૂપ બદલે છે વા સુખરૂપ બની જાય છે. દુ:ખ પોતાનું સ્વરૂપ

બદલે અથવા સુખરૂપ બની જાય એ જેમ સંભવિત નથી: તેમ ઇષ્ટ પણ નથી. એવાં મનુષ્યો પર પણ દુઃખ દુઃખરૂપે જ પોતાનું બળ અજમાવે છે; પરન્તુ તેની અસર માત્ર બહારની બાજુએ–ઉપલી સપાટીએ–જ થઇ શકે છે. આંતરમાં તે કોઇ પણ પ્રકારની વેદના ઉત્પન્ન કરી શકતાં નથી. જેમ સતત ગતિથી વહેનારા ઝરા ઉપર સખ્ત ઠંડીની અસર થતાં માત્ર તેની સપાટી પરનુંજ જળ ઠરી જાય છે અને અંદરનો પ્રવાહ ચાલુ રહે છે તે જ પ્રમાણે વિપત્તિરૂપી હીમ, પોતાના લક્ષ્ય પ્રતિ અસ્ખલિતપણે વહી રહેલા જીવનરૂપી ઝરાની ઉપરની સપાટીને ઠારી દે છે–શિથિલ કરે છે; પરન્તુ તેના આંતરમાં ચૈતન્યરૂપી પ્રવાહની મધુર ગતિ તો વેગભરી રીતે સોલ્લાસ વહેતી જ રહે છે." જગતમાં સંપત્તિને પાલે પડી પાયમાલ થયેલાની જેટલી સંખ્યા જોવામાં આવે છે તેટલી વિપત્તિથી બેહાલ બનેલાની જણાશે નહિ. આટલા માટે વિપત્તિને પ્રસંગે ધૈર્ય ધરવું અને ઇશ્વરની ઇચ્છામાં આપણી ઇચ્છાઓ મેળવી દઇ ચિત્તને સ્વસ્થ અને શાન્ત રાખવું એ જ શ્રેયસ્કર છે. એ જ સુખી થવાનો આબાદ ઉપાય અને સરલ માર્ગ છે.

દુઃખનો પણ અંત છે. સઘળા નાશવંત પદાર્થોની માફક તેની હયાતિને પણ હદ હોય છે. ગમે તેવાં ભયંકર વાવાઝોડાં

કે મૂસળધાર વરસી રહેલા વરસાદની ઝડીઓ કંઇ દહાડાના દહાડા સુધી ચાલુ રહેતાં નથી. સમય. આવે સઘળાં તોફાન શમી જાય છે. આમ જ્યારે પંચમહાભૂતનાં કાર્યોને હદ હોઇ તે લાંબો વખત ચાલુ રહી શકતાં નથી તો પછી માણુસો પર આવી પડતી આપત્તિઓ કેટલા કાળ સુધી નભી શકે તેમ છે? તે તો તેથી પણુ વધારે અચિરસ્થાયી છે. એવે પ્રસંગે માત્ર એટલું જ ધ્યાનમાં રાખવાનું છે, કે કોઇ પણુ બાબતમાં કદિ પણુ હતાશ થવું ઉચિત નથી. જે આવી પડે તેને હિંમતથી સહન કરવું*, અને ધીમે ધીમે સમય આવે એ દિવસો પણુ જતા રહેશે એવી આશામાં સારા દિવસો પ્રતિ જોસભેર આગળ વધતા જવું.

"જશે આ દહાડો ને ગત પણુ થશે કાલ, અથવા
હશે ત્હારો વારો હજુ પણુ જરા દૂર અધિકો!
ફરન્તાં ચક્રે આ તુજ નસીબની લ્હાણુ મળશે!
અરે! રો ના, હૈયા! તુજ સહુ અધિરાઇ અમથી!
સુવર્ણી થાશે એ રવિ તુજ કદી કિસ્મત તણો,

---

* मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्ण सुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥
—गीताः अ० २:१४.

બધાં કાળાં પાનાં ઉપર નવ આજી હરિ તણી;
ધરે ધીમે ધીમે ઝુલ્મગરના ઝુલ્મ સ્થિરતા,
બધા નીલા કાંટા કુસુમ ધરતા! તું રડીશ ના!"

—કલાપી.

આવી આશામાં દુઃખને સહન કરી સુખના દિવસોની રાહ જોવામાં પણ અંતે કદાચ છેક જ નિરાશા જેવું જણાય તો શૅક્સપિઅરનાં વચનોમાં આશ્વાસન મેળવી શાન્ત બનવું, કે "હવે નસીબની મારાપર કંઇ સત્તા ચાલી શકે તેમ નથી. કારણ કે જે એક સામટો નીચે પડયો છે, તેને વિશેષ પડવાનો ભય જ નથી."

એક વિદ્વાન્ કહે છે, કે "ઘણી દોલત અને વૈભવવાળા તાલેવર અને મોટા ઉમરાવ માણસોમાંના ઘણા પુરૂષોને ગરીબ પ્રામાણિક માણસ કરતાં પણ બમણી ચિંતા હોય છે." વળી એક બીજા જ્ઞાની પુરૂષ જણાવે છે, કે "મેં મારૂં બધું દ્રવ્ય ખોયું છે, અને તેની સાથે મારા મનની સઘળી ચિંતા પણ ખોઇ છે. કારણ કે હું જ્યારે દ્રવ્યવાન હતો ત્યારે પ્રત્યેક નિર્ધન માણસથી ડરતો, પણ હવે દરેક દ્રવ્યવાન મારાથી ડરશે." આ ઉપરથી જોઈ શકાય, કે ઘણાં મનુષ્યો પૈસાદાર થવા કરતાં ગરીબ અને આશાવાન રહેવાનું વધારે પસંદ કરે છે. એવા વિચારથી કે

પૈસાદારને ગરીબ થઈ જવાનો ભય છે, જ્યારે ગરીબ સર્વ પ્રકા
નિર્ભય હોવા ઉપરાંત તેની સામે સુખી બનવાની ઉજ્જ્વ
આશાઓ ખડી હોય છે. વળી હદપારની આશા જેમ મનુષ્ય
પાયમાલ કરી મૂકે છે તેમ બીકણ બની છેક નાઉમેદ થ
જવામાં પણ તેટલું જ નુકશાન સમાયેલું છે. જીવનમાં મનુષ્ય
કેટલીક વખત વીર બની સાહસ ખેડવાની તો કેટલ
વખત બહુ જ સાવચેતીથી પગલું ભરવાની જરૂર પડે
હકીકત આમ હોવાથી કેવા સમયે કયો માર્ગ ગ્રહણ કરવો
જાણવું ઘણું મુશ્કેલ થઇ પડે છે. આવે પ્રસંગે મન કે
ચોકસ નિર્ણય કરી શકે નહિ અને સંશયમાં પડે
કંઇ પણ ન કરવામાં જ ડહાપણ સમાએલું છે. કારણ
કોઈ પણ કાર્ય ન કરવું એ ઘણું જ સહેલું છે; પરન્તુ ક
પછી તેને નિર્મૂળ કરવું એ લેશ પણ સહેલું નથી.

ઘણી વખતે વિધાતાને અંધ સ્વરૂપે પ્રદર્શિત કરવા
આવે છે, પણ જો સાચું જ કહેવરાવો તો વિધાતા ના
પરન્તુ આપણે જ અંધ છીએ. કારણ કે આપણી દૃષ્ટિ એટ
બધી મર્યાદિત, અસ્પષ્ટ વા ઝાંખી છે, કે આપણે તેની કૃતિ
રહેલાં ગૂઢ રહસ્યો અને તેનાં દૂરદર્શી પરિણામો જોઇ
જાણી શકતા જ નથી. આટલા માટે જ આપણે મૂર્ખાઈ

તેને અંધ સ્વરૂપે જાહેર કરીએ છીએ, અને પ્રભુનાં નિર્માણોમાં ખામી હોવાની કલ્પના કરી તેમને દૂષિત કરીએ છીએ. સદ્‌ભાગ્યને જીરવવું તે દુર્ભાગ્યને વેઠવા કરતાં વધારે મુશ્કેલ છે. દુઃખને સહન કરવામાં માત્ર એક જ ગુણ અને તે ધીરજ વા સહિષ્ણુતાની જરૂર છે; પરન્તુ સંપત્તિને જીરવવામાં ડહાપણ, સાવધાનતા, મિતાહાર, નિઃસ્વાર્થતા, ઉદારતા આદિ અનેક સદ્‌ગુણોની જરૂર છે. તેમના સિવાય સંપત્તિનું અજીર્ણ મનુષ્યને પળેપળ મોતનો અનુભવ કરાવે છે.

ગમે તેટલાં સંકટ આવી પડે તોપણ તેથી હતાશ નહિ થતાં તેમને ધીરજથી સહન કરવાં અને ઈશ્વરીય નિર્માણો હંમેશાં શુભ હોય છે એવી આસ્થા રાખી પોતાના કર્તવ્યમાં મંડયા રહેવાનું બળ મેળવવા પ્રભુની પ્રાર્થના કરવી. દુનિયામાં જે ઉત્તમ પુરૂષો થઇ ગયા છે તેમનાં જીવન-ચરિત્રો આપણને એ જ શિખવે છે, કે ગમે તેટલું સંકટ આવી પડે તોપણ કર્તવ્યથી ભ્રષ્ટ ન બનવું. મિલ્ટન જેવા મહાકવિનું જ્ઞાનપ્રાપ્તિનું એક અતિ ઉત્તમ સાધન જે દૃષ્ટિ, તેનો લોપ થયો તે સમયે તેણે છેક જ નાઉમેદ ન થઇ જતાં ઈશ્વરનાં નિર્માણોમાં શ્રદ્ધા રાખી એવા ઉદ્‌ગારો કાઢેલાં, કે હે પ્રભુ! તારી ઇચ્છાની સામે હું લેશ પણ બડબડાટ કરવા ઇચ્છતો નથી. તારી ખુશીમાં જ

મારી ખુશી છે. તું તારૂં કાર્ય કર અને હું મારૂં કાર્ય ગમે તેટલી વિપત્તિઓથી પણ હતાશ ન બનતાં ધૈર્ય અને બલ-પૂર્વક કર્યાં જઇશ. આમ વિપત્તિઓને નહિ ગણકારતાં પોતાના કર્તવ્યને માટે કમર કસવી અને જરૂર પડે પ્રાણપર્યન્ત અર્પણ કરવા પ્રયત્ન કરવો એમાં જ ખરૂં મનુષ્યત્વ, સાચું સુખ છે, એમ અનેક મહાપુરૂષોએ પોતાની જાતનાં ઉત્તમ દૃષ્ટાન્તોથી જગતને સિદ્ધ કરી બતાવ્યું છે. લૉંગફેલો પણ એજ વાત કરે છે અને કહે છે, કે વિપત્તિઓને સહન કરતાં દૃઢવીર બનવું તેમાં જ મનુષ્યની મહાનતા છે. જો આવા વિચારોની સાથે વિપત્તિઓની સામે થવામાં આવે તો વિપત્તિના સમયે દુઃખ અને ભયને બદલે મનુષ્યનામાં ધૈર્ય, સહિષ્ણુતા, સમભાવતા, ક્ષમા, દયા, સ્વાશ્રય આદિ ઉત્તમ ગુણો પેદા થઇ તેમનાં સુખ અને ઉન્નતિનો માર્ગ સરળ બને એ સ્વાભાવિક છે.

જે વ્યક્તિ વા વ્યક્તિઓ પર સીધી રીતે આપત્તિઓ આવી જુલમ ગુજર્યા હોય છે તેઓને ઉપરના તત્ત્વજ્ઞાન ભરેલા વિચારો સુકા અને નીરસ જણાઇ દિલાસારૂપ નીવડે એ કદાચ સંભવિત ન હોય તોપણ ઘણી સ્પષ્ટ જણાઇ આવતી ભયંકર આપત્તિઓએ આપણને સિદ્ધ કરી બતાવ્યું છે, કે પરિણામે તેઓ સુખરૂપ જ નીવડે છે. તેઓથી થતી

જણાતી એક પ્રકારની હાનિની સાથે જ બીજી જાતનો લાભ
ભળાયેલો હોય છે. નદીમાં રેલ આવવાથી ઘણું નુકશાન થાય
છે એ વાત ખરી, પરંતુ એ રેલનાં પાણી જમીનના જે જે
ભાગો પર ફરી વળે છે તે તે સર્વને ઘણા જ ફળદ્રુપ બનાવે
છે. આ જ પ્રમાણે જ્વાળામુખી પર્વત ફરતાં પરગણાંને સમૃદ્ધ
બનાવે છે. સત્તરમા સૈકામાં લંડન શહેરમાં પ્રસરી ગયેલી
ભયંકર આગથી થયેલા એક જાતના મહાન્ નુકશાનની સાથે સાથે
બીજો મહાન્ લાભ જોડાયેલો જ હતો. આ મહાન્ લાભ એ
હતો કે તેનાથી ત્યાંની બગડેલી હવામાં શુદ્ધિ થઈ ત્યાં પ્રસરી
રહેલી ભયંકર મરકી નાબુદ થઈ. આ પ્રમાણે જગત્ પર
બનતા બનાવોમાં કોઇ પણ બનાવ કેવળ જ દુઃખમય હોઇ
સઘળી રીતે હાનિકારક નીવડે એવો હોતો નથી. પ્રત્યેક બનાવની
સાથે એક જાતની હાનિ તો બીજા પ્રકારનો લાભ મિશ્રિત
હોય છે.

" द्वंद्वानि सर्वस्य यतः प्रसक्ता
न्यलाभलाभ प्रभृतीनि लोके ।
अतोऽपि नैकान्त सुखोऽस्ति कश्चिन्
नैकान्त दुःखः पुरुषः पृथिव्याम् ॥

—બુદ્ધચરિત.

ભાવાર્થ:—આખું જગત્ લાભ હાનિના દ્વંદ્વથી જોડાયેલું છે. પૃથ્વીમાં કેવળ જ સુખી વા દુઃખી પુરૂષ જોવામાં આવતો નથી.

એ વાત ખરી છે, કે કોઇ કોઈ સમયપર મનુષ્ય દુર્દૈવના અસહ્ય વજ્રપાતથી હેરાન હેરાન થઇ જાય છે. આપણા પર એક પછી એક એમ ઉપરા ઉપરી અનેક આપત્તિઓનો પહાડ તૂટી પડી આપણને બેહાલ બનાવી મૂકે છે. આમ છતાં એ તો નિશ્ચિત જ છે, કે વિપત્તિઓ કેવળ કુવસ્તુઓનો જ નાશ કરે છે. દાખલા તરીકે જ્યારે ખેડુતે બેદરકારીથી ઝાપટેલો ઘોડો અનાજવાળાં પૂળીઆં પર જઇ પડે છે ત્યારે કેવળ ઘાસ જ છૂંદાય છે. અનાજને તેથી લેશ પણ ઇજા થતી નથી. આજ પ્રમાણે દુર્દૈવ પણ મનુષ્યોને બેદરકારીથી છૂંદે છે, પરંતુ તેથી અધમ વ્યક્તિઓ જ પાયમાલ થઈ જાય છે. સાધુ પુરૂષોને તેનો લેશ પણ સ્પર્શ થતો નથી.

સંતાપરૂપી તાપ ઘણી વખત મનુષ્યને પવિત્ર બનાવે છે, અને તેના અંતરમાં વાસ કરી રહેલી સદ્વૃત્તિરૂપી ધાતુના મળનો નાશ કરી તેને શુદ્ધ સ્વરૂપે બહાર આણે છે.

આટલા માટે આપણે શું ખાઇશું? શું પીશું? શું ઓઢીશું? શું પહેરીશું? ઇત્યાદિ ભવિષ્યની ચિંતાઓને આપણા દિલમાં સ્થાન આપવું ઉચિત નથી. ભવિષ્યની ચિંતાનો ભાર

પ્રાણી માત્રના પાલનકર્તા પિતા પ્રભુને સોંપી કેવળ વર્તમાન ઉપર જ પોતાની દૃષ્ટિ સ્થિર કરવી જોઇએ. વર્તમાનની ચિંતાઓને પહોંચી વળાય તો બસ છે. વર્તમાનની ચિંતાઓ પડતી મૂકી તેમાં ભવિષ્ય માટેની ચિંતાઓનું ઉમેરણ કર્યા જવાથી "બેઅડી બેય ચૂકે" એ કહેવત જેવું બને છે. માટે કાલની ફિકરને ફેંકી દો. કાલ તેની મેળે પોતાનો વિચાર કરી લેશે. આથી યે આગળ વધી પોતાના માટેની સઘળી—આજની અને કાલની બધી—ચિંતાઓ છોડી દઇ, તેનો ભાર પ્રભુને સોંપી, કેવળ કર્ત્તવ્યમાં જ લીન થવાય તો વિપત્તિ લેશ પણ અસર કરી શકે નહિ અને સાચું સુખ અનુભવી શકાય. જગતમાં ક્ષુદ્ર "હું" અને "મારા" માટેના વિચારો જ વિપત્તિને પ્રકટાવનાર છે અને તેથી સુખી થવા ઇચ્છનારને માટે ખાસ જરૂરનું છે, કે તેણે તેવા વિચારોનો ત્યાગ કરવો.

એડવર્ડ કાર્પેન્ટર કહે છે, કે "તમારા પોતાના વિષે વિચારો કરવાનું તદ્દન છોડી ન દો ત્યાં સુધી તમને સુખ મળી શકશે નહિ; તે પણ અર્ધ મને કરવું જોઇએ નહિ. ક્ષુદ્ર હુંપણાનો અંશ પણ રહ્યો હશે તો તે સઘળી બાજી બોળી નાખશે. હું એમ કહેતો નથી કે એમ કરવું મુશ્કેલ નથી, પણ એ શિવાય બીજો માર્ગ નથી."

# પ્રકરણ છઠ્ઠું.

## ઔદાર્ય.

"જહાં દયા તહાં ધર્મ હૈ,
જહાં લોભ તહાં પાપ;
જહાં ક્રોધ તહાં કાલ હૈ,
જહાં ક્ષમા તહાં આપ.

—તુલસીદાસ.

" अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥

—गीता.

ભાવાર્થઃ—જે સર્વ પ્રાણીઓ સાથે દ્વેષ નહિ કરનાર, સમાન સાથે મિત્રતાથી વર્તનાર, પોતાથી હીનની સાથે દયાલુતાથી વર્તનાર, અહંતા મમતા રહિત, પારકે દુઃખે દુઃખી અને પારકે સુખે સુખી અને ક્ષમાવાન છે તે જ (ખરો ઉદાર અને) પ્રભુનો પ્રિય ભક્ત છે.

જગતમાં ક્ષુદ્ર હૃદયના બનીને જીવવું એના જેવું બીજું

કોઇ પાપ–દુઃખ નથી અને ઔદાર્યપૂર્ણ જીવન ગાળવા સમાન કોઇ અધિક પુણ્ય–સુખ નથી. **उदार चरितानान्तु वसुधैव कुटुम्बकम् ।** અર્થાત્ ઉદાર ચરિત મહાપુરુષો આખી પૃથ્વીને પોતાનું કુટુંબ માને છે અને તેથી દુઃખને જન્માવનાર એવા રાગદ્વેષાદિ ભાવોને તેમના હૃદયમાં અવકાશ જ હોતો નથી. પ્રાણી માત્રને પોતાના સમાન ગણી તેમના દુઃખે દુઃખી થવા અને સુખે સુખી થવું, બીજાને બની શકતી સારી રીતે ઉપયોગી થવું, દ્વેષનો સર્વથા ત્યાગ કરવો અને ગુણગ્રાહી બની શત્રુ પ્રતિ પણ ક્ષમાની નજરે જોવું તેમાં જ સાચી ઉદારતા છે.

> " બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે,
> આધાર સૌને સહુનો રહ્યો જ્યાં;
> લે છે સહુ કૈં સહુને દઈ કૈં,
> આભાર સૌનો સહુ ઉપરે છે. "
>
> —કલાપી.

આ પ્રમાણે આખું જગત્ એક બીજાને આશરે રહી એક બીજાની ગરજ પૂરી પાડવા વડે જ નભી શકે છે. રાજા અને પ્રજા, ધનવાન અને નિર્ધન, એમ સઘળાંને પરસ્પરની સહાયતાની જરૂર પડે છે. કોઇ તનની, કોઇ ધનની તો કોઇ મનની

મદદ વડે એક બીજાને ઉપયોગી થઇ પડે છે. આ પ્રમાણે દુનિયામાં જો પરસ્પરને ઉપયોગી થવાપણું હોય નહિ તો કોઇનો પણ નિભાવ થઇ શકે નહિ. હકીકત આમ છે તો જગતને સારામાં સારી રીતે ઉપયોગી થઇ શકાય તે માટે પ્રત્યેક મનુષ્યે પોતાનામાં ઉદારતાનો ગુણ ખીલવવો એ ખાસ જરૂરનું છે.

પ્રત્યેક મનુષ્યમાં કોઇને કોઇ અંશે ઉદારતાનો ગુણ રહેલો છે જ. માત્ર તેને વિશાળ બનાવવા યત્નશીલ થવું એટલું જ જરૂરનું છે. દાખલા તરીકે નાનાં બાળકોની ગમે તેવી ચેષ્ટાઓ જોઇને આપણે તેમના ઉપર ગુસ્સે થતા નથી. રોગથી ગભરાયેલો દરદી ગમે તેવાં ચીડીયાં કરે અથવા ગમે તેમ બોલે તોપણ આપણે સાંભળ્યું ન સાંભળ્યું કરીએ છીએ. વળી,

"કોઇનાંએ દુઃખોમાં છે યોગ્ય ના સુખ પામવું;
મરેલાં તો પ્રભુનાં છે, તેનું માન જ રાખવું."

એ વચનોમાં રહેલા સત્યને અનુસરી મરેલાંનું ભૂંડું બોલવું, "પડતા પર પાટુ" મારવું વા કોઇને દુઃખી જોઈ રાજી થવું એ મહા નીચ અને અધમ કાર્ય છે એમ આપણે સમજીએ અને સ્વીકારીએ છીએ. આ પ્રમાણે જ્યારે બાળકો, રોગી, દુઃખી અને મરેલાં તરફ આપણે ઉદારતા બતાવીએ

છીએ તો પછી આપણી એ ઉદારતાને વધારે વિશાળ બનાવી જીવનના સઘળા પ્રસંગોમાં સર્વ તરફ એવા ઉદાર વા સહૃદય શા માટે ન બનવું ?

મનુષ્યને અનુદાર બનાવનાર તેની દોષદૃષ્ટિ છે. જે તે બાબતમાં અને જેના તેનામાં દોષોને જ જોયા કરવાથી મનુષ્યનું મન સંકુચિત બની તેને અનુદાર બનાવે છે. આ અનુદારતાની સાથે તેનામાં ક્રોધ, ઝેર, વેર, અદેખાઇ આદિ દુર્ગુણો દાખલ થાય છે, અને તેઓ તેને દુઃખી બનાવી મૂકે છે. જો આપણે બીજાના નાના દોષોને જોયા ન જોયા કરીએ, મોટા દોષોને માટે ક્ષમા આપીએ અને સર્વમાંથી ગુણ ગ્રહણ કરવાનું ધ્યાનમાં રાખીએ તો આપણાં દિલ ઉદાર બને અને તેમાં ક્રોધ આદિ દુઃખી કરી મૂકનાર દુર્ગુણો કદિ પણ પેદા થવા પામે નહિ.

આપણે ઘણી વાર બીજાનાં ખોટાં કામો કે દોષો જોઈ તે તરફ ઉદાર બુદ્ધિથી દુર્લક્ષ કરવાને બદલે ઉલટા તેમના ઉપર એકદમ કશા પણ વિચાર વગર ગુસ્સે થઇ જઇએ છીએ. આ પ્રકારે ગુસ્સે થઈ જવું એ વાજબી નથી, એટલું જ નહિ, પરન્તુ આપણો એ તિરસ્કાર અવાસ્તવિક, ઉતાવળીઓ અને અસ્થાને જ લેખી શકાય. પ્રથમ તો દરેક માણુસ ટેવને અધીન

છે. સૌ પોતપોતાના જાતિ સ્વભાવ પ્રમાણે વર્તે છે. વળી જગતમાં સર્વ મનુષ્યોના સ્વભાવ એક સરખા હોતા નથી. સ્વભાવની વિવિધતાને લીધે કેટલાંક માણસોનાં કામો ઉલટા પ્રકારનાં યા નઠારાં જોવામાં આવે એ સ્વાભાવિક છે અને તેથી તેવું કંઇ જોવા અગર સાંભળવામાં આવતાં આપણા હૃદયમાં ક્રોધને સ્થાન આપનું ઉચિત નથી. દલપતરામ કવિ કહે છે, કે:—

"જુદા સ્વભાવનાં જનો, દેખી ન ધરવો ખેદ;
તીખાં, કડવાં ને ગળ્યાં, તરુવરમાં પણ ભેદ."

* * * *

"જાતિ સ્વભાવ જોઇને, રૂદે ન ધરીએ રોષ;
સૃષ્ટાએ ભસવા સૃજ્યું, શ્વાન તણો શો દોષ?"

વળી વિચારવું ઘટે છે, કે એ પ્રકારે કોઇનો પણ તિરસ્કાર કરવાથી કયો લાભ થઇ શકે એમ છે? કેટલીક વાર કોઈનાં ખોટાં કામો જોઇ વા સાંભળી તેના તરફ અણગમો કે તિરસ્કાર બતાવતાં તેના વર્તનમાં ફેરફાર થવાની આશા રખાય છે, પણ બધાં મનુષ્યો આવા સદ્દહેતુપૂર્વક જ અણગમો કે તિરસ્કાર બતાવતાં હોય એમ જોવામાં આવતું નથી, અને છતાં પણ બધાં એવા સદ્દહેતુપૂર્વક ગુસ્સે થવાને પ્રેરાય

છે એમ માની લઇએ તોપણ આપણે સ્પષ્ટ સમજી અને સ્વીકારી શકીએ તે પ્રમાણે તેવો હેતુ તિરસ્કાર કરતાં ક્ષમા અને પ્રેમથી જ વધારે સારી રીતે સિદ્ધ થઇ શકે. તિરસ્કારથી કોઇનું વર્તન સુધરે એ સંભવતું નથી. સદ્‌હેતુથી પ્રેરાઇ નરમાશ ભરી રીતે બતાવેલી કુટેવો અને ખામીઓ કબૂલ કરવી એ પણ ઘણાંને ભારે થઇ પડે છે તો પછી તિરસ્કાર અને અણગમાથી મનુષ્ય-સ્વભાવમાં જડ ઘાલી બેડેલી કુટેવો અને ખામીઓ નિર્મૂળ કે ઓછી થઇ તેમના વર્તનમાં એક સામટો યા ધીમે ધીમે ફેરફાર થાય એવી આશા રાખવી એ કેટલે દરજ્જે વાસ્તવિક ગણી શકાય? જેમ પ્રેમ, પ્રેમને તેમ તિરસ્કાર, તિરસ્કારને જ જન્માવે છે. આપણો તિરસ્કાર સામાના જાણવામાં આવતાં જ તેનું દિલ ઉશ્કેરાઇ તે વધારેને વધારે ખોટાં કામો કરવા તરફ વળે છે. આમ સુધારો કરવા જતાં તેનામાં વધારે બગાડો પેદા થાય છે અને નફામાં એક દુશ્મન ઉભો કરી આપણે અશાન્તિ અને દુઃખ જ વહોરી લઇએ છીએ.

આ સંબંધમાં બીજી પણ એક બાબત વિચારવા યોગ્ય થઇ પડશે. મનુષ્યમાત્ર પોતપોતાના વર્તનને માટે પોતે જ જવાબદાર છે. જો કોઇ ખોટાં કામ કરે તો તેનો જવાબદાર તે પોતેજ છે અને તે બદલ ખમવી પડતી શિક્ષા પણ તેને

પોતાને જ ખમવી પડે છે. આમાં બીજાને કંઇ લેવા દેવા હોતું નથી. વળી સર્વનાં નાનાં યા મોટાં, છૂપાં યા ચાહન સઘળાં ખોટાં કામોનો જવાબ લેનાર અને તે બદલ યોગ્ય સજાએ પહોંચાડનાર સર્વજ્ઞ અંતર્યામી પ્રભુ સર્વત્ર વ્યાપી રહ્યો છે. હકીકત આમ છે તો પછી જેમાં આપણે કશું લેવા દેવા નથી એવી બાબતમાં આપણી યોગ્યાયોગ્યતાના વિચારને બાજુ પર મૂકી દૂષિત મનુષ્યને સુધારવાનો યા તેને શિક્ષા વાળવાનો અણુછાજતો બોજો આપણી ગરદનપર લાદી પોતાને ખરા કર્તવ્યથી ભ્રષ્ટ બનાવવામાં અને દિલમાં અશાન્તિ ઉપજાવી નાહકનું દુઃખ વહોરી લેવામાં કયી જાતનું ડહાપણ સમાયેલું છે? પોતાની યોગ્યતાને લક્ષમાં લીધા વગર બીજાના વર્તનમાં સુધારો કરવાનું ડોળ ધારણ કરી તેમના દોષો જોઈ ગુસ્સે થવું, જ્યાં ત્યાં નિંદા કરી તેમને હલકા પાડવા મથવું અને એ રીતે સજાએ પહોંચાડવાનો ઈરાદો ધારણ કરવો એમ આપણી પોતાની જ હલકાઈ ઉઘાડી પાડી આપણા મનને વધારે સંકુચિત બનાવી મૂકવા જેવું છે. આથી ઉલટું જે આપણે આપણી યોગ્યતાને પિછાનવા તરફ ધ્યાન દઇએ આપણા પોતાના જ વર્તનની સંભાળ રાખતા રહીએ, બીજાન દોષો જોવા કરતાં આપણા પોતાનામાં એવા કોઇ પણ જાતન

દોષો દાખલ થવા પામે નહિ તેની કાળજી રાખ્યાં કરીએ અને અંતે એ સઘળા ઉપરાન્ત બીજાને સુધારવાનું, તેમનાં ખોટાં કામો માટે તિરસ્કાર બતાવવાનું વા સજાએ પહોંચાડવાનું કામ આપણું નહિ, પરન્તુ પ્રભુનું છે એ વાત હરહંમેશ સ્મરણમાં રાખી આપણા પોતાનાજ કર્તવ્યમાં મંડ્યા રહીએ તો તો નિશ્ચિત જ આપણી દોષદૃષ્ટિ દૂર થઇ આપણામાં સહૃદયતા વા ઉદારતાનો વિકાસ થાય. આમ થવાને માટે નીચેની પંક્તિઓ સ્મરણમાં રાખવા યોગ્ય લેખાશે.

" ભુંડાની ભુંડાઈ તેને શિર છે તવાઇ સદા,
તું શું તેને સજાએ પ્હોંચાડતો સિપાઇ છે ?
ભુંડાથી તું ભુંડો વધુ એકથી સવાયો બંધુ,
વિવેક તો એ જ, તારે ભુંડા શું ભલાઇ છે;
ભુંડાઈ બીજાની જોવી, ભલાઇ પોતાની ખોવી,
ભુંડી એવી ટેવ તે ભુંડાઇની ગવાહી છે;
ઘેલા સર્વ ઘેલાં જોય, જુઠા મન જુઠાં હોય,
તેમ ભુંડાની ભુંડાઇ જોવામાં ભુંડાઈ છે."

—"સંસારિકા."

વળી જ્યારે આપણે બીજાનાં ખોટાં કામો જોઇએ કે સાંભળીએ છીએ ત્યારે આપણી નજર કેવળ એ અપકૃત્યો

ઉપર જ હોય છે. અપકૃત્યો કરનારના સંબંધમાં તો આપણે કશું વિચારતા જ નથી. કેવા વિકટ સંયોગોને લીધે તેને એવા કામો કરવાની જરૂર પડી હશે વા એવાં કાર્યો કરતાં તેનાં હૃદયે કેટલી વેદના સહન કરી હશે તેનો વિચાર સરખો પણ આપણાં મગજોમાં ભાગ્યે જ ઉદ્દ્ભવ પામે છે તો પછી એ જાણવાની તો વાત જ શી? ખરેખર! જો પ્રત્યેક મનુષ્ય એક બીજાની સંપૂર્ણ હકીકતથી વાકેફ થવા દોરાય, કે અમુકે અમુક અપકૃત્યો કરતા પહેલાં પોતાની આસપાસનાં કેટલાં પ્રલોભનોને હઠાવ્યાં છે અને છેવટે નિરૂપાયે કેટલી મુશ્કેલી વચ્ચે તેને એવાં કૃત્યો કરવાં પડયાં છે અગર જાણીને —હેતુપરઃસર—તેણે એવાં કામો કર્યાં છે કે અજાણતાં નિરૂપાયે થઇ ગયાં છે તો આ જગત્ એકી સાથે દયાવારિથી પ્લાવિત અને પરિપૂર્ણ બની જાય. **અસ્તુ.**

આપણે હંમેશાં સ્મરણમાં રાખવું ઉચિત છે, કે માણસ માત્ર ભૂલને પાત્ર છે અને તેથી કોઇની પણ ભૂલ જોતાં તેના તરફ તિરસ્કાર નહિ, પરન્તુ અનુકમ્પા જ ઘટે. આ અનુકમ્પા બીજાની મુશ્કેલીઓ અને પરિસ્થિતિઓ લક્ષમાં લેવા વડે ઉદય પામે છે. જુદી જુદી પરિસ્થિતિઓનું સ્મરણ કરાવી આપણામાં ઉદારતાના ભાવો જન્માવતાં સેનેકા યથાસ્થિત જ

હે છે, કે " આપણે બાળકો ઉપર ક્ષમાની નજરે જોવું જોઇએ, કારણ કે તેઓ અણસમજુ અને નિર્દોષ હોય છે; સ્ત્રીઓને માફી આપવી જોઇએ, કારણ કેતેઓ નિર્બળ છે; શાસકોની દયા ખાવી જોઇએ, કારણ કે તેઓને ઘણી વાતોના નિર્ણયો કરવાના હોય છે અને તેથી તે ભૂલોથી બચી શકતા નથી; સજ્જનો ઉપર રહેમ રાખવી જોઇએ, કારણ કે પ્રત્યેક બાબતમાં તેઓ સદ્‌હેતુ પૂર્વક પ્રેરાયેલા હોય છે; દુર્જનો પ્રતિ અનુકમ્પા રાખવી જોઇએ, કારણ કે તેઓ દયાને પાત્ર છે અને તેમનું અંધકારમય-દુઃખપૂર્ણ ભવિષ્ય તેમની સામે ડોકીયાં કરી રહેલું હોય છે."

એક ગ્રીક તત્ત્વવેત્તાને જ્યારે પૂછવામાં આવ્યું, કે જગત્‌માં સહેલામાં સહેલું અને કઠણમાં કઠણ કામ કયું છે, ત્યારે તેના જવાબમાં તેણે કહ્યું હતું, કે જગત્‌માં એકે કાર્ય પારકાના દોષો જોવા જેવું સહેલું અને આત્મસંશોધન કરવા જેવું કઠણ છે જ નહિ. ખરેખર ! પોતાના દોષો અને પારકાના સદ્‌ગુણો મોટા પહાડ જેવા હોય તોપણ લક્ષમાં આવી શકતા નથી. જગત્‌માં આથી વિશેષ ખેદની વાત કયી હોઈ શકે ? કહ્યું છે કેઃ—

"પરપક્ષીના સદ્‌ગુણો, નિજ પક્ષીના દોષ;
ડુંગર સમ દેખાય નહિ, એ મોટો અફસોસ."

આથી પ્રત્યેક મનુષ્યે માત્ર પોતાનાં કર્તવ્યોનો જ વિચાર કરવો ઉચિત છે. બીજાઓએ શું કરવું જોઇએ તે વિચારવાનું કામ આપણું નથી. બીજાઓના દોષો તરફ અનુગ્રહશીલ અને સદય બનવું જોઇએ. આથી ઉલટું પોતાના દોષોના પરીક્ષણમાં સખત બની તેને નિર્મૂળ કરવા પ્રયત્ન કરવો જોઇએ. પોતાના દોષોને માટે બેદરકારી રાખવી અથવા તેમને જાણી જોઇને જતા કરવાં એ પોતાની જાતે પોતાના પગ પર કુહાડો મારવા જેવું છે. બીજાઓના દોષો જોઈ તે તરફ આપણે અણગમો બતાવવા તૈયાર થઇ જઇએ છીએ; પરંતુ તેવા સમયે આપણે વિચારવું ઘટે છે, કે આપણે જાતે તેવા અગર તેવી જાતના બીજા દોષોથી વાસ્તવિક રીતે મુક્ત છીએ ? જાતે દૂષિત હોવા છતાં તેના ઉપર ઢાંકપિછોડો કરવો અને બીજાઓના દોષો પ્રતિ જાહેરમાં અણગમો બતાવવો એ " આપકી જાત ચમાર ઓર દુસરેકુ ઓડ " કહેવા બરાબર છે. જગતમાં પ્રસરી રહેલી આવી વિચિત્રતાનું દર્શન કરાવતાં એક કવિ લખે છે, કેઃ—

" પુંશ્ચલી પોકારી કહે જગતમાં ઘેર ઘેર,
જુવતીઓ આ સમે જરૂર થઈ જારણી;

કથરોટ કુંડાને કે' તારૂં મો'ઢું પો'ળું ઘણું,
એરણ કે' વેલણનો માર ખાય આડણી.
ઉંટ કે' હાથીને તું મા ખોડ તારી શુંઢ વાંકી,
વાડ કહે વેલ તું પંથાને દુઃખકારિણી;
જો જો રે તમાસો ! ખેલ ખાસો આ ખલક વિષે,
કોડે કોડે કર્તડાનાં છિદ્ર ખોળે ચારણી ! "
—' ખલકખેલ બાવની. '

આ પ્રમાણે પોતાના દોષો તરફ બેદરકાર રહી બીજાના જ દોષો જોવામાં મશગુલ બનીએ તો તેથી આપણને કે જગતને બિલકુલ લાભ ન થતાં સર્વથા નુકશાન જ થાય છે.

બીજાઓની અંદર સુધારો કરી જગતને લાભ કરવાની ઇચ્છા ધરાવનારને માટે ખાસ જરૂરનું છે, કે તેણે સૌથી પ્રથમ પોતે જે જાતનો સુધારો કરવાની ઉમેદ રાખતો હોય તેવી જાતનો સુધારો પોતાની અંદર કરવો. તે સિવાય એ ઉમેદ બર આવે એ આશા નિરર્થક છે. એક વિદ્વાન્ બરાબર જ કહે છે, કે " તમે જે વિચાર ધરાવો છો અથવા તમે જેવા થવા ઇચ્છો છો તેવા થઈ શકતા નથી તો બીજાઓને તમારી ઈચ્છા મુજબના શી રીતે બનાવી શકશો ? "

બીજાને સદ્દ્‌ગુણી જોવા ઇચ્છનારે પ્રથમ પોતે સદ્દ્‌ગુણી થવું જોઇએ, અને તેમ નહિ તો તે માટેની તેની સઘળી ચેષ્ટાઓ નકામી થઈ પડે છે. આથી બીજાઓના દોષો જોવા કરતાં ગુણગ્રાહી બનવું એ જ ઉત્તમ છે. હંમેશાં હંસવૃત્તિ રાખી વર્તવામાં જ ખરૂં સુખ રહેલું છે. મિત્રોની ભૂલો શોધવા કરતાં શત્રુઓના સદ્દ્‌ગુણો જોવામાં શ્રેય રહેલું છે. બીજાના દોષો જોવા અગર તેમને સુધારવા મથવા કરતાં પોતાના દોષો શોધી કાઢી તેમાં સુધારો કરવા યત્નશીલ થવું એ સુખી થવાને માટે ખાસ જરૂરનું છે.

> "નિજ મનને શોધ્યેથી દુર્ગુણ વામશો,
> વળતી વધશે પ્રભુમાં પૂરો પ્રેમ જો;
> તેથી સજ્જન શાન્તિ ને સુખ પામશો,
> પ્રભુ પણ તમ પર રાખે રૂડી રહેમ જો."

બીજા સઘળા વિચારોને જતા કરીએ તોપણ કેવળ આપણી પોતાની માનસિક શાન્તિની ખાતર આપણે અનિષ્ટની ભાવના કરતાં અટકવું જોઇએ, અને બીજાઓ તરફ સ્નેહ અને દયાની નજરે નિહાળવું જોઇએ. બહુ દૂર ન જતાં જેઓના સમાગમમાં રાત દહાડો રહેવાનું આપણા માટે સરજાયું હોય છે તેવું સઘળાં સ્ત્રી, સંતાન, ભાઇભાંડું, સગાં-

વહાલાં, મિત્રો વગેરેની ભૂલો શોધવા કરતાં તેમની દેખીતી ખામીઓ તરફ દુર્લક્ષ કરવું અને તેમના જીવનની નિરાશાઓ પ્રતિ સદય બનવું એ આપણા મનની શાન્તિ જાળવવા માટે ખાસ જરૂરનું છે. આપણાં પરિજનો જે કંઈ કહે અને કરે તેને અનુકૂળ અર્થમાં સમજી લઇએ એટલે કે તેમનું કહેવું અને કરવું સારાને માટે છે એમ માની લઈએ, તેમના જીવનમાં ઉપસ્થિત થતી અને થવાની મુશ્કેલીઓને ધ્યાનમાં લઈએ, તેમના સઘળા અપરાધો માફ કરીએ અને સદ્-ગુણોની પ્રશંસા અને કદર કરીએ તો આપણા ચિત્તની શાન્તિ જાળવવાની સાથે સંભવિત છે, કે તેઓના વર્તનમાં પણ કેટલોક નહિ ધારેલો સુધારો થયેલો જોવા પામીએ. વળી જે મનુષ્ય પોતાનામાં આ ગુણને કેળવે છે તે ધીમે ધીમે ક્રોધ ઉપર કાબુ મેળવે છે. પરિણામે ગમે તેવા પ્રસંગે પણ પોતાના મનની શાન્તિને એક સરખી સાચવી રાખી મહાત્મા વસિષ્ઠ તુલ્ય બનવાની યોગ્યતા સંપાદન કરે છે.

આવા થવાને માટે આપણે એક જ વાત લક્ષમાં રાખ-વાની છે, અને તે એ, કે જગતમાં કોઇ પણ વ્યક્તિ સર્વ-ગુણસંપન્ન હોતી નથી. **निर्दोषो एको हरिः ।** કેવળ ઈશ્વર જ દોષ રહિત છે. આ પ્રમાણે આપણે આપણી જાતે પૂર્ણ

નથી તો પછી બીજાઓ આપણી દૃષ્ટિએ પૂર્ણ સ્વરૂપે દેખા
દે એવી આશા શી રીતે રાખી શકાય? **જાતે પૂર્ણ બનવું
એ જ બીજાઓને પૂર્ણ જોવાનો આબાદ ઈલાજ છે**
આપણે જાતે દોષયુક્ત હોવા છતાં અન્યના દોષો શોધવા
મથવું એને મૂર્ખતા નહિ તો બીજું શું કહી શકાય? બીજાન
દુરાચરણો વા અપરાધો જોઇ ગુસ્સે થઇ જવું એ પવનના
તોફાન સામે બકવાદ કરી મૂકવા જેવું છે. આપણા બકવાદથી
જેમ પવનના તોફાનમાં ફેર પડતો નથી તેમ આપણો ક્રોધ
દુરાચરણીના વર્તનમાં સુધારો કરવાને લેશ પણ ઉપયોગી થઇ
શકતો નથી; ઉલટું આપણી જાતની જ ખુવારી કરે છે.
બીજાઓને ક્ષતિ પહોંચાડવામાં આપણી જાતની ક્ષતિની જ
વધારે સંભાવના છે. તુલસીદાસ કહે છે, કે:—

" જો મન કાહુસુ ક્રોધ કરે મુનિ
તો મન વ્હૈ તબહી તદરૂપ."

અર્થાત્ 'આપણો વિરોધ, દ્વેષ કે ક્રોધ સામા માણસને
હાનિકારક નીવડયા પહેલાં આપણી જાતને જ નુકશાન કરે છે.

વળી કલ્પનાથી માની લીધેલાં અપમાન વા ક્ષતિનું વેર
વાળવાના પ્રયત્નમાં આપણે માહોમાંહે લડાઈ ટંટા જગવીએ
છીએ. આથી લાભ તો કશો જ નહિ; પરંતુ નુકશાન તો

અવશ્ય થાય છે જ. આપણી આસપાસનાં પરિજનો અને પડોશમાં વસનારાં માણસો, જગત્માં ઘણા ભાગે જોવામાં આવે છે તેમ, કદાચ દૂષિત હોય તોપણ આપણે ખુલ્લી રીતે કબૂલ કરીએ તે કરતાં વધારે દોષ ઘણીવાર આપણો પોતાનો જ હોય છે. આમ છતાં કદાચ આપણે નિર્દોષ જ હોઇએ તોપણ આપણે સમજવું જોઇએ, કે તેવા પ્રસંગો માનવ હૃદયના મનોનિગ્રહ આદિ ગુણોની કસોટીરૂપ હોય છે અને તેમાં ઉત્તીર્ણ થવામાં જ મનુષ્યની મહત્તા રહેલી છે. સોક્રેટિસ, તુકારામ આદિ મહાપુરૂષોની મહત્તા એને લીધે જ આજે ઠેરે ઠેર ગવાઇ રહેલી છે.

જે મનુષ્યના હૃદયમાં બીજાને માટે સ્નેહ, દયા કે અનુકમ્પા નથી તે જગત્નાં સ્નેહ, દયા કે અનુકમ્પા પામવાને યોગ્ય નથી. જો આપણે બીજાઓ પ્રત્યે બેદરકારી બતાવીએ, તેમના સુખમાં આનંદ અને દુઃખમાં સહાનુભૂતિ દર્શાવવાથી બેદરકાર રહીએ તો સંભવિત છે, કે તેઓ પણ આપણી ઉપેક્ષા કરશે. આમ છતાં કદાચ કોઇ ઉદાર બની આપણા ઉપર મમતા દાખવે, સ્નેહભરી નજરે નિહાળે; તોપણ આપણા હૃદયમાં સામાના એ પ્રેમને ઝીલવા જેટલી યોગ્યતા નહિ હોવાથી તેનો એ સ્નેહ આપણા જીવનને ઉજમાળું કે સુખી

બનાવી શકતો નથી. સ્નેહ ઝીલવાની પણ યોગ્યતા હોવાની જરૂર છે અને તે બીજા પર સ્નેહ રાખવાથી જ પ્રાપ્ત થઈ શકે છે. જેનામાં બીજાને માટે સ્નેહની લાગણી નથી અર્થાત્ જે મનુષ્યના હૃદયમાં અન્યનો સ્નેહ ઝીલવાની પાત્રતા નથી તેને બીજાં મનુષ્યોનો પોતાના ઉપરનો પ્રેમ આનંદ આપી સુખપ્રદ નીવડતો નથી; પરન્તુ નિઃસંગ અને ક્રૂર બનાવી દુઃખી દુઃખી કરી મૂકે છે.

"જગતમાં બદલો સમજ્યા વિના
પ્રણય ના ચિરકાલ ટકી શકે!
પ્રણયમાં બદલો સમજ્યા વિના
હૃદય ક્રૂર જ ક્રૂર થઇ શકે!"

—કલાપી.

આટલા માટે, જો કે કશા પણ બદલાની આશા વગર બીજાઓને આપણા સ્નેહથી સુખ અને આનંદ આપવા પ્રેરાવું એ ઉત્તમ છે; છતાં તેમ કરવા જેટલી ઉદારતા આપણે ન જ બતાવી શકીએ તો છેવટે બદલાની વૃત્તિ ધારણ કરીને પણ આપણે કેવળ આપણાં જ સુખ અને આનંદની ખાતર બીજાઓ ઉપર સ્નેહ રાખવો ઘટે છે. આમ છતાં જેઓ આ બે બાબતમાંથી એકે તરફ લક્ષ ન આપતાં માત્ર વાડ જ

કરવાનો અર્થાત્ બીજાઓને પોતાનાથી અલગ રાખવાનો પ્રયત્ન કરે છે તે જાતે જ સમાજથી અલગ પડી જાય છે. કોઇ પણ મનુષ્ય તેની સોબતમાં રહેવાનું પસંદ કરતું નથી અને આ વિશાળ જગતમાં અસહાય એકલો પડી સ્નેહશૂન્ય હૃદયે માર્યો માર્યો ફરી મહાન્ દુઃખની વચ્ચે જીંદગીનો અંત આણે છે.

આપણું કર્તવ્ય આટલામાં જ સમાપ્ત થતું નથી. 'હું' અને 'મારૂં' એવી સંકુચિત દષ્ટિ જીવનને સ્વાર્થી અને કંગાલ બનાવી મૂકે છે, જ્યારે 'અમે' અને 'આપણું' ની વિશાળ ભાવના હૃદયને ઉદાર કરી જીવનને ઉજ્જવલ, અનુરાગમય અને સુખી બનાવે છે. આટલા માટે સ્વાર્થી અને એકલપેટાપણાના ભાવો ત્યાગવા એ જરૂરનું છે. આ વિશ્વમાં જ્યાં ત્યાંથી ભેગું કરી આપણી ક્ષુદ્ર વૃત્તિઓને પોષવાને આપણે જન્મ્યા નથી પરન્તુ આપણી પાસે જે કંઇ હોય તેનો છૂટથી બીજાના ભલામાં ઉપયોગ કરી જગત્ પ્રત્યેનું આપણું ઋણ અદા કરવાને માટે જ આપણો જન્મ છે એ ખાસ કરીને લક્ષમાં રાખવા જેવી વાત છે.

"આ વિશ્વમાં સમજ ત્હારૂં ન કાંઇ લ્હેણું !
ત્હારે સદાય સહુને તુજ ઋણ દેવું !"

—'દીવાને સાગર.'

આ પ્રમાણે જગતમાં દરેક માણસને પોતાનું કોઇને કોઈ અંશે બીજાનું ઋણ અદા કરવાનું હોય છે. આ ઋણ જે માણસ જેટલી ઉત્તમ રીતે અદા કરી શકે છે તેટલો વધારે તે સુખી અને મહાન્ બને છે. આ ઋણ સારી રીતે અદા થઇ શકે તેને માટે આપણાં સુખ અને સંપત્તિનો આપણે એકલાએ જ ઉપભોગ કરવાની ક્ષુદ્ર વૃત્તિનો ત્યાગ કરી આપણી આસપાસનાં સર્વનું ભલું કરવામાં તેનો ઉપયોગ કરવો જોઇએ. સુખ ઉપભોગમાં નહિ; પરન્તુ સંપત્તિના ઉપયોગમાં છે. અને કદાચ ઉપભોગમાં હોય તોપણ બીજાઓને આપણી સંપત્તિના ભાગીદાર બનાવી તેમની વચ્ચે તેનો ઉપભોગ કરવામાં છે, અને નહિ કે એકલપટા બની તેનો ભોગ ભોગવવામાં. કોઈ પણ પદાર્થનો એકલા રહી ઉપભોગ કરવામાં કશોયે રસ કે મઝા પડતાં નથી તો પછી તેમાં સુખ હોવાની તો વાત જ શી? માર્કસ ઓરેલીયસ કહે છે, કે “જે સુખ હું એકલો ભોગવું એવું હોય છે તે સુખમાં મને કશું ચેન પડતું નથી.” માત્ર ખાવા જેવી બાબતનો પણ જો આપણે વિચાર કરીએ તો આપણને સ્પષ્ટ થઈ શકે, કે તેમાંય બે પાંચ માણસ જો સાથે હોય છે તો જ વધારે આનંદ આવે છે. આથી સુખી થવાને માટે આપણી પાસેનાં સુખ અને સંપત્તિનો ઉપભોગ કરતાં

ઉપયોગ કરવા તરફ વધારે લક્ષ રાખવું ઉચિત છે.

આહા! ઉપયોગી થવું-બીજાંને મદદગાર થઈ પડવું-પરોપકારનું જીવન ગાળવું એ વિચાર કેવો ભવ્ય છે.! સંસારમાં એના સમાન બીજું પુણ્ય વા સુખ કયું છે વા હોઈ શકે? ખરેખર! પરોપકાર સમાન કોઇ પુણ્ય નથી. આમ છતાં પરોપકાર કરતા પહેલાં આપણે જેને મદદ કરવા તત્પર થઇએ તેને ઓળખવાની, તેની ખરી સ્થિતિથી સંપૂર્ણ વાકેફ થવાની અને એથી પણ આગળ વધીને તેમના પર પ્રેમ રાખવાની જરૂર છે. બીજાઓનું ભલું કરવાની વૃત્તિ બેશક ઉમદા છે; છતાં લોક-કલ્યાણની લાગણીને ડહાપણથી દોરવામાં આવે નહિ તો ભલું કરવા જતાં ઘણીવાર ભુંડું કરી બેસવાનો સંભવ વધારે છે. એ વાત ખાસ કરીને યાદ રાખવી ઘટે છે, કે બીજાઓનું ભલું, કેવળ ભલું કરવાની ઈચ્છાથી વા થોડા ઘણા પૈસા આપી છૂટવાથી થઈ શકતું નથી; પરન્તુ તેમ કરવાને માટે આપણામાં જોઇતો પૂરેપૂરો યોગ્યાયોગ્યનો વિચાર યા વિવેક હોવાની સૌથી પ્રથમ જરૂર છે.

નિરાધાર અને ગરીબોને દાન આપવામાં આપણો ઉદ્દેશ એવો હોવો જોઇએ, કે તેઓ સ્વતન્ત્ર અને સ્વાવલંબી બને.

ભિક્ષાન્ન લઇ તેઓ વધારે ને વધારે પરતન્ત્રતાની બેડીમાં જકડાતા જાય નહિ તે બાબતનો ખાસ ખ્યાલ રાખવો જરૂરનો છે. ગરીબ અને નિરાધાર લોકોને સુખ અને નિર્વાહનાં ઉપયોગી સાધનો અને સગવડો પૂરાં પાડી સુખી કરવાં એ ખરેખર, પુણ્યનું કાર્ય છે. પરન્તુ આપણે સ્મરણમાં રાખવું ઘટે છે, કે ગમે તેટલાં સુખનાં સાધનો અને સગવડો છતાં જ્યાંસુધી ' ચરિત્ર-ગઠન'ને માટે પ્રયત્ન કરવામાં આવે નહિ ત્યાંસુધી મનુષ્ય કદિ પણ ખરેખરો સુખી થઈ શકતો નથી. યોગ્યાયોગ્યતાના વિચાર અથવા કોઇપણ પ્રકારના વિવેક વગર કેવળ આંખો મીંચી કરાયેલા દાનનું પરિણામ ઉલટું જ આવે છે. જેઓ સપાટી તરફ નીચે નિહાળતા નથી તેઓને પ્રકૃતિનું નિયમન ઘાતકી જણાય છે; પરન્તુ ખરી રીતે તો તેમાં તેનું ઔદાર્ય જ હોય છે. કોઈ ગરીબ માણસને આપણે થોડા રૂપિયા આપીશું તો તે પૂરા થઇ જતાં ફરી માગતો જ રહેવાનો. પરન્તુ આપણે જો કોઈ ઉમદા વિચાર વા જ્ઞાનવડે તેની બુદ્ધિનાં બારણાં ખુલે એવી યોજના કરી આપીશું તો થોડા દિવસમાંજ તેને પોતાની જાતનું વાસ્તવિક ભાન થશે અને તે લેવાને બદલે આપતાં શીખશે.*

---

*' ' સર્વ દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે. જો કોઈ માણસને

દાન કોને અને કેવી રીતે આપવું એ નક્કી કરવાનું કામ ઘણું જ મુશ્કેલ છે. દાન આપવું એ ઘણું જ સહેલું છે; પરન્તુ દાન આપીને તેનાં સ્વમાન, આત્મ-વિશ્વાસ અને સ્વાવલંબનનું રક્ષણ કરવું એ કઠણ છે. એક ફ્રેન્ચ ગ્રંથકાર લખે છે, કે "લોકોનાં દુઃખ નિવારણ કરવાના ઉદ્દેશથી કરવામાં આવેલા દાનથી અર્ધો અર્ધ દુઃખ નવાં પેદા થાય છે, પણ તે દાનથી ઉત્પન્ન થયેલાં દુઃખોમાંનાં અર્ધાં દુઃખોનું નિવારણ પણ તેનાથી થઈ શકતું નથી." આમાં દાન કરનારનો ઉદ્દેશ કંઇ દુઃખ પેદા કરવાનો હોતો નથી. તે તો ભલું કરવાના હેતુથી જ દાન કરે છે. પરન્તુ આપણે વિચારવું ઘટે છે, કે દાનની યથાર્થતા હેતુ માત્રથી નહિ; પણ પરિણામથી જ નક્કી થઈ શકે. આથી દાન આપવામાં કેવળ દઇ દેવું એટલું જ બસ નથી; પરન્તુ તેથી દાન લેનારની સ્વતન્ત્રતાનું અને સ્વાવલં-

---

તમે એક દિવસ જમાડશો તોયે બીજે દિવસે તો અવશ્ય તેને ભૂખ લાગશે જ. પણ જો તમે તેને એકાદ હુન્નર શિખવશો તો તેની આખી જીંદગીનો ખોરાક પૂરો પાડવાનું પુણ્ય તમને પ્રાપ્ત થશે. અને તમે તેને જે જ્ઞાન આપો તે એવા પ્રકારનું હોવું જોઇએ કે તેથી તેના જન્મનું સાર્થક થાય."

—સ્વામી રામતીર્થ.

બનનું રક્ષણ પરિણામે થઇ શકશે કે કેમ, તેનો વિચાર કરવો પણ આવશ્યક છે. જો દાન આપીને આપણે આપણા આશ્રિતોને વધારે નિરાધાર, પરતન્ત્ર અને સ્વમાનની લાગણી વગરના બનાવી દઇએ તો તેનું ભલું કરવાને બદલે ઘણું અનિષ્ટ કરી બેસીશું. તેમની ઉન્નતિ કરવાને બદલે અવનતિના ખાડામાં હડસેલી મૂકીશું. માટે દાન કરવામાં એવી સ્થિતિ કરી ન બેસીએ તે તરફ ખાસ લક્ષ આપવું જરૂરનું છે. આ સઘળી હકીકત માત્ર હાથથી દાન કરવાની બાબતોને જ લાગુ પડે છે. હાથ સિવાય દાન કરવાનું બીજું પણ એક ઉપકરણ છે. આ ઉપકરણ બીજું કોઇ નહિ પરન્તુ મનુષ્યનું અંતઃકરણ છે. હાથથી દાન કરવાના પદાર્થો કરતાં અંતઃકરણ દ્વારા કરવાના દાનની ચીજો ઘણી ઉમદા છે. તે ચીજોનું દાન કરવામાં યોગ્યાયોગ્યતાનો વિચાર કે વિવેક રાખવાની લેશ પણ જરૂર નથી. કારણ કે પાત્ર વા અપાત્ર સર્વને આંખો મીંચી તેનું દાન કરવામાં આવે તોપણ તેમાં અનિષ્ટનો લેશ પણ ભય ન હોતાં તેમાંથી સર્વદા શુભ જ પરિણમે છે. આ ચીજો તે **પ્રેમ અને દયા** છે. 'પ્રેમદાન' અને 'દયાદાન' તો આંખો મીંચી મોકળા મને કર્યા કરવું. તેના દાનમાં લેશ પણ સંકોચ કે અનિષ્ટની આશંકા રાખવાં નહિ. કારણ કે **પ્રેમ** અને **દયાનો**

ભંડાર અનન્ત છે. તેનો જેટલો વધારે વ્યય કરવામાં આવશે તેટલો તેમાં વધારો થયાં કરશે અને તે સદા સર્વદા શુભને જ જન્માવશે.

વળી પરોપકારમાં દ્રવ્ય આપવાની દરેક માણસની શક્તિને અમુક હદ હોય છે. આથી યોગ્યને બદલે અયોગ્ય માણસ તેનો વિશેષ લાભ લઇ જવા ન પામે તે ધ્યાનમાં રાખવા જેવું છે. જેટલો વિશેષ લાભ કુપાત્ર લઈ જાય તેટલો ઓછો લાભ સુપાત્રને મળે એ દેખીતું છે. જો આપણે કદિ દયાને વશિભૂત બની કોઇ એક નાલાયક માણસને આશ્રય આપીએ તે નક્કી જ છે, કે બીજો કોઈ લાયક સજ્જન મનુષ્ય જરૂર જ એવા આશ્રયથી બેનસીબ રહે. આપણે જો કોઈ અસંયમી–વ્યસનીને પૈસા આપીએ તો દેખીતું જ છે, કે આપણે તેની નહિ પણ સરકારના આબકારી ખાતાની ઉન્નતિ કરીએ છીએ. પણ આ વાત કેવળ દ્રવ્યને જ લાગુ પડે છે. અનુકમ્પા અને ઔદાર્યની વાત જુદી છે. તે તો અનંત છે અને તેથી તેનો તો સઘળા પ્રતિ છૂટથી ઉપયોગ કરવામાં જ પોતાનું અને સર્વનું હિત સમાએલું છે.

ગમે તેમ ખર્ચ કરનાર ઉડાઉ લોકોના ખર્ચનો બોજો મિતવ્યયી મનુષ્યો ઉપર નાંખવો યોગ્ય નથી. એ પ્રકારની દયા, એ દયા નથી; અને એ રીતે કરવા ધારેલું ભલું બૂરામાં જ પરિણમે છે. એ પ્રકારની દયા એક સદ્‌ગુણી માણસને ગરીબ બનાવે છે જ્યારે બીજા દુર્ગુણીને કશો પણ ફાયદો કરતી નથી. એક વિદ્વાન્ કહે છે, કે "જો આપણે ભવિષ્યમાં સમાજની ઉન્નતિ થાય એવી ઇચ્છા કરતા હોઇએ તો 'કર્મ' અને તેના 'ફળ'ના ઈશ્વરીય ન્યાયની આડે આવવું જોઇએ નહિ."

વળી આપણે, નિરાધાર એવી મનુષ્ય જાતની પ્રકૃતિમાં રહેલી શોચનીય નબળાઇને સ્મરણમાં રાખવી ઘટે છે. કોઇ પણ જાતના કામધંધા વગર નિરૂદ્યમી અને આળસુ બની—"મફતનું ખાઈ મસીદમાં સૂવાની મઝા" ઘણા ખરાને કેવી લલચાવનારી છે તે વાત ધ્યાનમાં રાખવા જેવી છે. નબળાં મનુષ્યોને વધારે ને વધારે નિરાધાર—પરાશ્રયી બનાવવાં તે સહેલું છે; પરંતુ તેઓ સ્વાશ્રયી બને એ પ્રકારની મદદ આપવાનું કામ મુસ્કેલ છે. ધનદાનમાં બહુધા આ અને એવી બીજી શંકાઓને સ્થાન છે; પરંતુ દયાનું દાન કદિ પણ અનર્થકારક કે અસ્થાનક નીવડતું નથી. ધનદાન કદિ ભલેને

અસંગત હોય; પરન્તુ માફ કરવું એ હંમેશાં ન્યાયસંગત છે. જગતમાં સર્વોત્કૃષ્ટ છતાં અત્યંત કઠિન કાર્ય તો એ જ છે, કે કોઈના પણ અપરાધને ભૂલી જવો.

ઇંગ્લેન્ડના સુપ્રસિદ્ધ રાજા મહાન્ આલ્ફ્રેડે પોતાના અંતકાળના સમયે પોતાના પુત્રને જે ઉપદેશ આપેલો તે સર્વને લક્ષમાં લેવા યોગ્ય છે. મૃત્યુશય્યા પરનાં તેનાં છેવટનાં વચનો આ હતાં:—"દુઃખીને આશ્વાસન આપવું, નિરાધારને આધાર આપવો, નિર્બળની સબળથી રક્ષા કરવી અને તારા પોતાના હાથથી બીજાને કંઈ નુકશાન કરાયું હોય તો તેમાં સુધારો કરવા તારી સઘળી શક્તિનો ઉપયોગ કરવો. જો તું આ પ્રમાણે વર્તીશ તો પરમેશ્વર તારા ઉપર પ્રસન્ન થશે અને તેના બદલા તરીકે તે તારી તહેનાતમાં આવી ખડા થશે." આથી ઉલટું, સૌથી મોટું દુઃખ સ્વાર્થપરાયણતામાં છે. પરન્તુ સ્વાર્થનો ત્યાગ એ બહુ મોટી વાત નથી. જો આપણે પ્રતિ પળે અન્યનાં દુઃખોનો વિચાર કરીએ અને તેને ટાળવાને બનતા યત્નમાં મંડયા રહીએ તો આપણે આપણાં દુઃખોને સ્વાભાવિક રીતે જ ભૂલી જઇએ.

પોતાના હૃદયમાં ધારણ કરેલો બીજા મનુષ્ય માટેનો સ્નેહ પોતાને ગમે તેટલો આનંદદાયક થઇ પડે તેમ હોય તોપણ

જ્યાંસુધી તેને ખુલ્લી રીતે પ્રદર્શિત કરવામાં આવતો નથી ત્યાં સુધી સામાને તેથી કશો પણ લાભ થતો નથી. પ્રેમનું જ્યારે પ્રકટીકરણ થાય છે, આપણી સ્નેહભરી લાગણીઓ જ્યારે વ્યક્ત કરવામાં આવે છે ત્યારે જ તે અમૂલ્ય લાભકારક થઈ પડે છે. માતાની સ્પષ્ટ જણાઈ આવતી આપણા માટેની કાળજી, પવિત્ર ભાવના અને સૌથી અધિક તેનો નિઃસીમ અને સ્વાભાવિક પ્રેમ એ સઘળાને લીધે આપણું જીવન કેટલું બધું સુખી અને ઉન્નત બને છે? એક વખત એક મહાન્ વિદ્વાને એક ચિત્રકળામાં નિપૂણ એવા ચિત્રકારને પૂછ્યું કે, "ભાઇ! તું આવડો મોટો કુશળ ચિત્રકાર શી રીતે બન્યો?" ત્યારે તેના ઉત્તરમાં તેણે જણાવ્યું હતું, કે "મારી માના એક ચુંબનથી જ." બાળપણમાં મેં એક ચિત્ર તૈયાર કરી મારી માને બતાવ્યું. માએ પ્રસન્ન થઈ એક ચુમી લીધી. બસ, એ ચુંબન, પ્રેમનું એ પ્રકટીકરણ જ આજે મને એક કુશળ ચિત્રકાર બનાવવાને સમર્થ નીવડ્યું છે."

મહાન્ ચિત્રકાર રૂબેન્સના વિષે એવું કહેવામાં આવે છે, કે તે પોતાની પીંછીના માત્ર એક જ છેકાથી ચિત્રની હસતી સિક્લને રોતી બનાવી દેતો હતો. પણ નિર્જીવ ચિત્રામણનાં પૂતળાં કરતાં આવો ફેરફાર જીવતાં માણસોનાં વદનમાં ઘણો

જ સહેલાઇથી હરકોઇ કરી શકે. જીવતા માણસમાં એવો ફેરફાર કરવામાં મહાન્ કલાવિધાયકની કે તેની પીંછીના લેશ પણ છેકાની જરૂર નથી. ચિત્રકારની કુશળતા કરતાં એવી બાબતમાં શબ્દશક્તિ ઘણી વધારે ચઢીઆતી છે. કોઇ એક પ્રફુલ્લ વદન મનુષ્યને એકાદ કડવો શબ્દ સંભળાવી દો અને તરત જ તેનું મુખ ઉંડી ઉદાસીમાં ફેરવાઇ જશે. આથી ઉલટું ખિન્નવદન મનુષ્યને એકાદ સ્નેહપૂર્ણ સહાનુભૂતિનો શબ્દ સંભળાવતાંની સાથે જ તેના મુખ ઉપર પ્રસન્નતાની ઝલક છવાઈ ગયેલી પ્રત્યક્ષ થશે.

ખરેખર ! શબ્દમાં ઑાર અને અગાધ સામર્થ્ય રહેલું છે. જ્યાં લોખંડનાં તીક્ષ્ણ અને અણીદાર આયુધો બૂઠ્ઠાં બની કંઇ જ કારી કરી શકતાં નથી ત્યાં વાગ્બાણ હૃદયને આરપાર વીંધી ધારેલું પરિણામ તત્કાળ લાવી મૂકે છે ! દુનિયાંનો પ્યાર મેળવવાનો વા કડવાશ વહોરી લઇ દુઃખી બનવાનો આધાર આપણા પોતાના શબ્દો ઉપર જ છે. એક પ્યારનો શબ્દ—હૃદયના છેક ઉંડાણમાંથી સ્વાભાવિક સરી આવતા પ્રેમનો એક ઉદ્ગાર—સમસ્ત વિશ્વને પોતાને અધીન બનાવવાની શક્તિ ધરાવે છે, જ્યારે ક્રોધજનિત કટુ વચન સર્વત્ર તિરસ્કાર જન્માવી જીવને દુઃખી અને અકારૂં કરી મૂકે છે.

આમ આપણા શબ્દો કેવળ આપણા જ સુખદુઃખનું કારણ બને છે એમ નહિ; પરન્તુ પ્રથમ જોયું તેમ સામાને પણ સુખીદુઃખી કરી મૂકવાની તેમાં શક્તિ છે. આથી આપણામાં જો પૈસા આપી બીજાનાં દુઃખ દૂર કરવાની શક્તિ ન હોય તો માત્ર શબ્દોથી પણ બીજાનાં દુઃખો દૂર કરવામાં સહાયભૂત બની શકીએ. કોઇ પણ મનુષ્યને દુઃખી જોતાં તેની પાસે જઇ બેસીએ, તેના દુઃખની વાતો સાંભળીએ અને તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી મમતા અને સ્નેહભર્યાં વચનોથી આશ્વાસન આપીએ તો તેનાં દુઃખો દૂર કરી તેનામાં નવો ઉત્સાહ પેદા કરી શકીએ, અને તેમ નહિ તો છેવટે ઓછામાં ઓછું તેના મન પરનો દુઃખનો બોજો કેટલેક અંશે દૂર કરવા વડે તેના હૃદયને હલકું–ફિકર ચિંતાથી મુક્ત–તો અવશ્ય કરી શકીએ.

" દયા જો કે છેદી દુઃખી દિલ તણાંના દુઃખ શકે,
નકી પંપાળીને જીગર હલકાં તો કરી શકે. "

—કલાપી.

આમ બીજા કશાથી નહિ તો માત્ર મધુર અને સ્નેહાળ વચનો વડે બીજાંના દુઃખમાં સહાયક થઈ પડવું, તેમના દુઃખનો ભાર ઓછો કરવો, તેમની ફિકરચિંતાઓને નિર્મૂળ

કરવી અને આશ્વાસન આપી તેમના જીવનમાં નવો ઉત્સાહ, નવો આનંદ, અને નવી કાર્યશક્તિ જાગ્રત કરવાં એ પરોપકાર પણ કંઇ જેવો તેવો નથી.

કોઇનાથી ચ્હવાવા કરતાં કોઇને પણ ચ્હાવું એ ઉત્તમ છે. પ્રેમની શક્તિ પણ અપાર છે. નાનાં બાળકોનાં અંતઃકરણ ઉપર પોતાનો પ્રભાવ પાડવામાં, તેમનાં હૃદયો પર જીત મેળવવામાં કઠોરતા કરતાં પ્રેમ વધારે ઉપયોગી થઇ પડે છે. કઠોરતા સ્થૂલ ઉપર પોતાનું આધિપત્ય ભલે સ્થાપે, છતાં હૃદયપર અધિકાર મેળવનાર તો માત્ર એક પ્રેમ જ છે. ઇશ્વર પણ પ્રેમથી જ વશ કરી શકાય છે. આ પ્રમાણે જગતમાં કોઇ પણ મહાન્ વસ્તુ હોય તો તે પ્રેમ જ છે, અને જેનામાં તેનો પૂર્ણ અંશ હોય છે તે સર્વથી મહાન્ અને સર્વનો પૂજનીય બને છે.

પરમાત્માને સર્વથી મહાન્ અને પૂજ્ય ગણવામાં આવે છે તેનું કારણ શું? તેના એક મહાન્ ગુણને લીધે જ તે પિતા, માતા, ધાતા, વંદનીય, પૂજનીય વગેરે વગેરે ભાવોથી ઉપાસ્ય છે. આ ગુણ બીજો કોઈ નહિ; પરન્તુ પ્રાણી માત્ર પ્રતિ અપ્રતિમ, સતત અને એક સરખો વહી રહેલો તેનો અનંત પ્રેમ જ છે. પરમાત્મા પ્રેમ સ્વરૂપ છે. પ્રેમ એ

ઈશ્વરનું જ સ્વરૂપ છે.* ઈશ્વરનું ઈશ્વરત્વ તેના અનંત પ્રેમમાં જ છે. પ્રેમને લીધે તે ક્ષમાશીલ પણ છે. અધમમાં અધમ મનુષ્યને પણ તે હંમેશાં ઉદારતાથી માફ કરે છે. ઈશ્વરના આ મહાન્ ગુણો આપણને શું પ્રબોધે છે? તે પોતાના આ અનુપમ ગુણોને આગળ કરી જગતને સુખી થવાના માર્ગનું સૂચન કરે છે, અને તે એ કે **પ્રેમી બનો અને સર્વ પ્રતિ ક્ષમાની નજરે નિહાળો.** પ્રેમી બનવું અને પ્રાણી માત્ર તરફ ક્ષમાની નજરે નિહાળવું તેમાં જ ઈશ્વરની સાચી સેવા છે, તે જ ઈશ્વરને અને જગતને જીતવાની સાચી કળા છે અને તેમાં જ મનુષ્યજીવનનું સાર્થક્ય-સાચું સુખ-રહેલું છે.

પ્રેમ, દયા, ક્ષમા, ઔદાર્ય ઇત્યાદિ ગુણો પ્રાપ્ત કરવાનું

---

*रसो वै सः। પરમાત્મા રસરૂપ છે. શ્રુતિ.

" જો ઈશ્ક ના તો શું ખુદા? આલમ કરી હોયે ભલે,
જો ઈશ્ક ના તો શું જહાં? એને ખુદાએ શું કરે?
ક્યાંએ હશે જો કો ખુદા તો ઈશ્કનો બંદો હશે,
જો ઈશ્કથી જુદો હશે તો ઈશ્કથી હારી જશે."

—કલાપી.

અને તે વડે જીવનને સફળ બનાવવાનું આપણા પોતાના જ હાથમાં છે. તેને માટે કોઇ પણ પ્રકારના બળની વા સાધનની જરૂર નથી. માત્ર ઇચ્છા–હૃદયની ખરી ઇચ્છાની જ તેમાં આવશ્યકતા છે. જો કોઈ પણ મનુષ્ય આપણા પ્રતિ કઠોર વા ઘાતકી વર્તન ચલાવે તો અલબત્ત, તે એક રીતે આપણને દુઃખ દે છે; પણ બીજી રીતે જોતાં તે દુઃખ દેવાની સાથે આપણા મનોનિગ્રહની કસોટી કરી આપણામાં **ક્ષમા** જેવા મહાન્ **દૈવી** ગુણને ખીલવવાની તક આપે છે. આ હકીકત એક વાત પરથી સારી રીતે લક્ષમાં આવી શકે.

"એવું કહેવાય છે, કે એક આરબોના રાજા પાસે એક અપરાધી પોતાની મેળે આવ્યો. તે માણસે રાજાનાં કેટલાંએક સગાંઓનાં ખૂન કર્યાં હતાં. રાજા કહે, કે તેં મારા તથા મારાં સગાંઓના સંબંધમાં આવા મોટા અપરાધ કર્યા છે તે છતાં મારી તરફથી તને માટે જે સજા થશે તેનાથી ન બ્હીતાં મારી પાસે તું આવ્યો એ મ્હોટી નિડરપણાની વાત છે. તેણે કહ્યું, હું તારી સજાથી ન બ્હીતાં તારી પાસે બેધડક આવ્યો છું તેનું કારણ એ છે, કે **હું જાણું છું કે જેમ મારો ગુન્હો મોટો હોય તેમ તે માફ કરવાની તારી ક્ષમાવૃત્તિ વિશેષ પ્રસંશનીય કહેવાશે.** રાજાને આ વચનો બહુ ગમી

ગયાં, તેથી તેનો અપરાધ માફ કર્યો, અને તેને પુષ્કળ ઈનામ આપી પોતે મદદ કરી. "*

વળી ક્ષમાના ગુણને ખીલવવાની તકનો લાભ લઈ સામાના આપણા પરના ગમે તેટલા જુલમો છતાં તેના સઘળા અપરાધોને માફ કરીએ તો તે જુલમગારના વર્તનમાં પણ આપણે નહિ ધારેલો ફેરફાર થયેલો જોવા પામીએ. એક માણસની અંદરની ક્ષમાવૃત્તિએ એકી સાથે ચૌદ માણસનાં જીવનો ફેરવી નાંખેલાં તે નીચેની વાત પરથી જોઈ શકાય છેઃ—

" એક વેળાએ કોઈ જવાન એક લઢાઈના વહાણ ઉપર ખલાસીની નોકરીમાં લાગ્યો હતો. ખલાસીના કામમાં લાગ્યા છતાં તેનો પ્હેલાંનો અભ્યાસ છુટ્યો નહોતો. તે દરરોજ પોતાના બિછાનાની પાસે ગુઠણ ઉપર બેશીને ઉપાસના કરતો હતો. વહાણની અંદરના બીજા ખલાસીઓને જુવાનનો આ વ્યવહાર સારો ન લાગવાને લીધે સઘળા ખલાસીઓએ મળીને તેની ઉપાસનામાં હરકત નાંખવાનો ઇરાદો કર્યો. તે કઈ વેળા-એ ઉપાસના કરવા બેસે છે તેની છુપી તપાસ મેળવીને તે

* 'મોહસિનીનાં નીતિ વચનો.'

વખતે સઘળા ખલાસીઓ એકઠા થઇને તેની ઉપર ટોપી, બૂટ, કચરો વગેરે નાખી જુલમ ગુજારવા લાગ્યા. આ પ્રમાણે તેઓએ કેટલાક દિવસ સુધી કર્યું તોપણ પેલા માણસે તે સઘળું ક્ષમાવૃત્તિ ધારણ કરી મૂગે મોઢે સહી લીધું, અને માત્ર પોતાના કર્તવ્યમાં જ મંડયો રહ્યો ! જોગજોગે આ બધી વાત કપ્તાનને માલમ પડી. તેણે સઘળા ખલાસીઓને એકઠા કરીને પેલા જુવાનને પૂછયું કે તારા ઉપર કોણ જુલમ કરે છે તે કહે. તારે જુવાને જવાબ આપ્યો મારે કોઇને માટે કશી પણ ફરિયાદ કરવાની નથી ! ! તેની આ ક્ષમાવૃત્તિએ પેલા જુવાનોના દિલ પર કંઈ ઑર જ અસર કરી. તે રાત્રે ઉપાસનાની વેળાએ ટોપી, બૂટ અને કચરો ફેંકવાને બદલે કોઇના પગના અવાજ જુવાનના કાનમાં સંભળાવા લાગ્યા. અવાજ ધીરે ધીરે પાસે આવતો જણાયો, અને તેની ઉપાસનામાં હરકત નાખનાર એક સોબતી આવીને ધીરે ધીરે તેની જોડે ગુઠણ પર પડીને ઉપાસના કરવા બેઠો. થોડી વાર પછી એક બીજો તેના દૃષ્ટાન્તનો અનુવર્તી થયો. અને ધીરે ધીરે ચૌદ ખલાસીઓ આવીને તેની જોડે ઉપાસના કરવા બેઠા ! આવી રીતે એક માણુસની ક્ષમાવૃત્તિ અને સહનશીલતાએ આટલા બધા દુષ્ટ વર્તનના માણુસોનાં હૃદય ઈશ્વર તરફ

વાળ્યાં."* આ પરથી જોઈ શકાય કે જગત્માં ક્ષમા એ દૈવી અને સ્વ–પર ઉભયને કલ્યાણકારક મહાન્ ગુણ છે.

" क्षमा ब्रह्म क्षमा सत्यं क्षमा भूतं च भावि च ।
क्षमा तपः क्षमा शौचं क्षमयेदं धृतं जगत् ॥"

કોઈ પણ માણસ ઉપર પોતાનું વેર લેવું, शठं प्रति शाठ्यं कुर्यात् । એવી 'ચાણાક્ય નીતિ' ગ્રહણ કરી બદલો લેવાની વૃત્તિ ધારણ કરવી એ પામરતા છે; પરન્તુ માફ કરવું એ દૈવી ગુણ છે! જો આપણે બીજાઓને માફ કરીશું નહિ તો પરમેશ્વર આપણને શી રીતે માફી આપશે? ઈશ્વરની માફી મેળવવાનો ખરો ઉપાય બીજાઓને માફ કરવું એ જ છે. પ્રેમભર્યાં મધુર વચનો ક્રોધને શાન્ત પાડે છે. આથી ઉલટું તિરસ્કારજનિત કટુ વચનો ક્રોધની આગને વધારે ઉદ્દીપન અને જ્વલન્ત બનાવે છે. જો આપણે બદલો લેવાના જોસમાં આપણા શત્રુ સાથે લડાઈ જગાવીએ અર્થાત્ ગાળાગાળી કે મારામારી કરી મૂકીએ તો તે 'ધોબી સાથે ધોબી' થવા જેવું છે; પરન્તુ જો આપણે કર્તવ્યની ઉંચી ભાવનાથી તેને માફ કરીએ તો આપણે તેનાથી હજાર દરજ્જે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી શકીશું અને તે શત્રુને પણ મિત્ર બનાવી શકીશું. વળી બદલો

*'ચરિત્ર ઉપદેશક' માંથી થોડા ફેરફાર સાથે.

લેવાની વિચારણામાં આપણે આપણાં પાછલાં વેર શોધીએ છીએ અને તેને તાજાં કરીએ છીએ. આનું પરિણામ એ થાય છે, કે આપણા ઘા રૂઝાવાને બદલે હંમેશાં તાજા રહી આપણને વધારેં ને વધારે દુઃખી કરી મૂકે છે. જૂની વાતો તાજી બની આપણા મનની શાન્તિનો નાશ કરે છે. બીજાઓને દુઃખી બનાવવાના પ્રયત્નમાં આપણી મુરાદ બર આવે કે ન પણ આવે; પરન્તુ બદલો લેવાની ચેષ્ટાથી ઉપર પ્રમાણે આપણે આપણી જાત ઉપર વિના કારણનું મહાન્ દુઃખ વહોરી લઇએ છીએ એ વાત સોએ સો ટકા જેટલી સાચી છે.

બીજાઓના દોષો શોધવાથી વા તેને મોટા કરી બતાવવાથી શો લાભ છે? જો આપણે માત્ર સદ્ગુણો તરફ જ દૃષ્ટિ રાખીએ તો દરેક માણસનામાં કંઈ ને કંઈ સારો ગુણ નજરે આવ્યા વિના રહેશે નહિ. 'શોધો અને જડશે.' આટલા માટે જો આપણે સારાની શોધમાં નીકળી પડીશું તો દરેક સ્થળે સારૂં જ નજરે આવશે. જગત્માં કોઇપણ પદાર્થ કેવળ જ દોષોથી ભરેલો હોતો નથી. દરેકમાં દોષોની સાથે ગુણો પણ હોય છે જ, અને તેથી જે દોષોને ઢાંકી ગુણોને પ્રકાશમાં લાવે છે, ગુણગ્રાહી બને છે તે જ સારી રીતે સુખી થઈ શકે

છે.* જ્યાં ત્યાં ગુણ શોધવાની અને જોવાની ટેવથી કેટલીક વખત દોષો પણ ગુણરૂપે પ્રત્યક્ષ થાય છે. પરિણામે સર્વમાં શુભ જોવાની દૃષ્ટિ પ્રાપ્ત થઈ મનુષ્ય અખંડ આનંદનો અનુભવ કરી શકે છે.

એક લેખક કહે છે, કે " આ પૃથ્વીના વિશાળ પટ ઉપર કોઇ પણ મનુષ્યનામાં બીજાને મદદ કરવાની શક્તિ વા ઇચ્છા નથી." પણ તેનું આ કથન કેવળ ભૂલભરેલું છે. એ વાત ખરી છે, કે ઇષ્ટસિદ્ધિ એ મનુષ્ય માત્રનો સ્વભાવજન્ય ગુણ છે. ખરૂં છે, કે દરેક માણસ પોતાનો સ્વાર્થ સાધવામાં મશગુલ હોય છે. આમ છતાં–સ્વાર્થનું ગમે તેટલું બળ છતાં–તેનો પણ ત્યાગ કરનાર મહાપુરૂષો આ પૃથ્વીમાં છે, થઈ ગયા છે અને થશે. કોઇપણ જાતના બદલાની આશા વગર કેવળ

---

* " दृष्टं किमपि लोकेऽस्मिन्
निर्दोषम् न निर्गुणम् ।
आवृणुध्वमतो दोषान्
विवृणुध्वं गुणान्बुधाः ॥ "

**ભાવાર્થ:**—સંસારમાં એવો એક પણ મનુષ્ય જોવામાં આવતો નથી કે જેમાં એક પણ ગુણ કે દોષ ન હોય. આટલા માટે ડાહ્યા પુરૂષો લોકોના દોષો ઢાંકી ગુણોને પ્રકાશમાં લાવે છે.

કર્તવ્યની જ ખાતર બીજાનું ભલું કરવામાં પ્રવૃત્ત થનાર એવાં પણ ઘણાં પરોપકારી મહાજનો આ પૃથ્વીપર પડેલાં છે. અને જો તેમ ન હોય તો આ પૃથ્વી નભી શકે જ નહિ. આપણે ખુલ્લી આંખે જોઈ શકીએ તેમ કુદરતના જડ પદાર્થો પણ બીજાની ગરજ સારવામાં ઉપયોગી થઈ પડે છે તો પછી મનુષ્ય જેવા પ્રાણીને માટે એવો છેક હલકો અભિપ્રાય બાંધવો યા જાહેર કરવો તેમાં કેટલું વજુદ યા ડહાપણ હોવાં સંભવે છે? આત્ર આપણાં સગાંવહાલાં અને મિત્રોના સંબંધમાં વિચારીશું તોપણ આપણને માલૂમ પડશે, કે તેઓએ આપણી ખાતર એટલું બધું કરેલું હોય છે, કે જેનો પૂરતો બદલો આપણે કદિ પણ વાળી શકતા નથી. આમાં તેમની ખુલ્લી નિઃસ્વાર્થતા નહિ તો બીજું શું જોઇ શકાય છે? વળી મનુષ્ય જેમ જેમ બીજાને વધારે સહાય કરતો જાય છે તેમ તેમ તેનામાં વધારે ને વધારે સહાય કરવાની શક્તિ ઉમેરાતી જ જાય છે.

કેટલીક વખત એમ કહેવામાં આવે છે, કે જગતમાં સારૂં કરેલું ભુંસાઈ જાય છે અને નબળું હંમેશાં આગળ તરી આવે છે. પરન્તુ આપણે યાદ રાખવું ઘટે છે, કે જગતમાં સારૂં યા નઠારૂં કશુંયે નિષ્ફળ જતું નથી. સંસારમાં કોઇ પણ કાર્ય વા વચન, પછી તે નાનું યા મોટું, ભલું યા બુરૂં, ગમે

તેવું હોય તોપણ તેની અસર નાબુદ થતી નથી.

"ગમે તેવી ન્હાની કૃતિ અસર વિના નવ રહે,
ગમે તેવું ન્હાનું જન શુભ બહુએ કરી શકે."
—કલાપી.

સોનું અને રૂપું, જીવનને ઉપયોગી સાધનો જેવાં કે ખાનપાન, રહેઠાણ, વસ્ત્ર વગેરે પૂરાં પાડે છે; પરન્તુ સ્નેહમયી દૃષ્ટિ જે આનંદ આપે છે તેવો આનંદ આપવાની તેમાં શક્તિ નથી. આ જ પ્રમાણે કઠોર દૃષ્ટિ યા કટુ વચન હૃદયમાં ઝેર રેડી કદિ પણ ન રૂઝાય તેવો ઉંડો ઘા કરી જીવનને જેટલું દુઃખમય બનાવી મૂકે છે તેટલું દુઃખી, મનુષ્ય કદિ પણ ગરીબાઇ, શસ્ત્રાઘાત કે વિષ સેવનથી થતું નથી. આટલા માટે આપણું પ્રત્યેક કાર્ય વા વચન દયા, ઔદાર્ય અને પ્રેમ-યુક્ત કરાયેલું યા બોલાયેલું હોવાની ખાસ જરૂર છે.

ઔદાર્ય અને પ્રેમયુક્ત વચનો બીજાનું દુઃખ દૂર કરવાનું અપાર સામર્થ્ય ધરાવે છે. હૃદયમાંથી સ્વાભાવિક રીતે સરી આવતા પ્રેમનો એક મધુરો ઉદ્‌ગાર અન્યના ગમે તેવા અને ગમે તેટલા દુઃખપૂર્ણ હૃદયમાં શાન્તિ અને આનંદનું સામ્રાજ્ય જમાવવાને સમર્થ છે. રોકડ રકમમાં કરાયેલું દાન, જો કે પ્રસંગે ઉપયોગી થઈ પડે છે અને દુઃખી માણસના દિલમાં

સુખ ઉપજાવે છે; છતાં તેની સાથેય જો સ્નેહ જોડાયેલો હોતો નથી તો તે સુખને બદલે દુઃખી દિલમાં વ્યથા કરનાર જ થઈ પડે છે. તિરસ્કારની સાથે ગમે તેટલું દ્રવ્ય, દાન તરીકે આપવામાં આવે તો તે લેનારના દિલમાં સુખ નહિ પણ કારી ઘા સમાન થઇ પડે છે. આંગણે કોઇ પણ અતિથિ આવી ચડતાં પ્રેમપૂર્ણ હૃદયે ઉચ્ચારાયેલા ' પધારો ' એટલા જ માત્ર શબ્દથી તેના હૃદયમાં જેવો આનંદ ઉપજે છે તેવો આનંદ શુષ્ક હૃદયે સુંગે મોઢે તેની સમીપ ખડાં કરાયેલાં અગણિત સુખનાં સાધનોથી પેદા થઇ શકતો નથી. આથી જોઈ શકાય, કે દ્રવ્ય કરતાં પણ પ્રેમભર્યાં વચનોમાં સુખ ઉપજાવવાનું સામર્થ્ય અધિક રહેલું છે. વળી કોઈ પણ જાતના વિવેક વગર કેવળ પરોપકારના નામ નીચે દાનમાં આપેલું દ્રવ્ય કેટલીક વખત માણસોના હિતને બદલે વધારે અહિત કરી મૂકે છે; પરન્તુ આંખો મીંચી કરાયેલું પ્રેમદાન હંમેશાં જ હિતકારક નીવડે છે. આમ સઘળી રીતે સુખ ઉપજાવવાનું અગાધ સામર્થ્ય પ્રેમમાં જ હોવાનું દૃગ્ગોચર થઇ શકે છે; માટે બીજાં માણસોની સાથેનો આપણો સઘળો વ્યવહાર પ્રેમપૂર્ણ હોવો એ ખાસ જરૂરનું છે. દરેક માણસની સાથે અને તેમાં ખાસ કરીને નાનાં બાળકોની સાથે તો હંમેશાં

પ્રેમભરી મૃદુ વાણીથી જ બોલો. આપણી પ્રેમભરી મધુર વાણી તેમના અંતરના ઉંડા ભાગમાં ઉતરી જાય છે અને તેની સાથે જોડાયેલા હિત અને આનંદના ભાવોને તે બાલ હૃદયમાં શાશ્વત ભાવે સજ્જડ જડી રાખે છે.

મોઢામાંથી મધુર વા કટુ જે વચન નીકળી ગયું તે કદિ પણ ફરીને પાછું પેસતું નથી. બોલ્યું કદિ પણ અબોલ્યું થતું નથી. આથી એક પણ શબ્દ બોલતા પહેલાં ખૂબ વિચાર કરવો આવશ્યક છે. કોઈ પણ મનુષ્ય આપણને નઠારાં વચનો કહી જાય તોપણ તેથી તરત જ ઉશ્કેરાઈ મનની શાન્તિ ખોઈ યદ્વાતદ્વા નહિ બોલતાં ઠંડા પેટે તેને સાંભળી રહેવામાં જ ડહાપણ અને સુખ સમાયેલાં છે. આ ઔદાર્ય પોતાને તેમ સામાને એમ બન્નેને લાભદાયક નીવડે છે. આથી એ યાદ રાખવું ઘટે છે, કેઃ—

"કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે,
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે."

—બાલાશંકર.

એક ડાહ્યા માણસે સ્વર્ગ અને નરકનો તફાવત બતાવતાં કહ્યું છે, કે સ્વર્ગમાં પ્રત્યેક મનુષ્ય પોતાની પાસેની સઘળી વસ્તુઓ બીજાને આપવાને તત્પર રહે છે. પરન્તુ નરકમાં

બીજાંની વસ્તુઓ લઈ લેવાનો જ નિરંતર ઉદ્યોગ ચાલુ રહે છે. આપણે ગમે તેટલા પૈસાદાર, બળવાન અને સત્તાધારી હોઇએ તોપણ પ્રેમ, દયા અને મનની શાન્તિ સિવાય આપણે કદિયે સુખી થઇ શકવાના નહિ. તે મહાન્ દૈવી ગુણો વગરનું સ્વર્ગ પણ નરક તુલ્ય જ નીવડે છે. આથી ઉલટું જો આપણામાં એ ત્રણે ગુણો વાસ કરી રહેતા હશે તો આપણને સઘળું જ સુખરૂપ થઇ પડશે-મનુષ્ય દેહ આપણને દેવ રૂપે અને આપણું વાસસ્થાન આપણને સ્વર્ગ રૂપે પ્રત્યક્ષ થશે.

એ ઘણા અફસોસની વાત છે, કે ઘણાં મનુષ્યો બીજાએ દીધેલાં દુઃખો એ જાણે મોટો ખજાનો હોય તેમ તેનો સંચય કરે છે! તેઓ તેમને મનમાં સંતાડી રાખે છે અને જ્યાંસુધી પોતાનો વેર લેવાનો દાવ આવે ત્યાંસુધી તેમની સામે તાકી રહ્યાં કરે છે. પરંતુ આ મૂર્ખતા છે. કારણ કે પોતાનો દાવ આવે અગર નયે આવે, અને છતાં તે દાવ શોધવારૂપ શલ્ય તો હંમેશાંને માટે હૃદયમાં ખૂંચ્યા જ કરે છે. આમ વેર વાળવાના વિચારમાં મનુષ્ય, બીજાને નુકશાન પહોંચાડવામાં સફળ થઈ શકે કે કેમ એ અનિશ્ચિત છતાં પોતાની જાતની પાયમાલી કરી મૂકે છે એ ચોક્કસ છે.

સંસારમાં સુખનું ખરૂ સ્થાન 'ગૃહ' ગણાય છે. પણ જગતમાં એવી કયી વસ્તુ છે, કે જે ગૃહને ગૃહ બનાવે છે? ધન વડે મોટાં મોટાં મકાનો, મહેલો વગેરે બંધાવી શકાય છે એ વાત ખરી; પરંતુ 'ગૃહ' તો પ્રેમ વડે જ બને છે. ગૃહને 'ગૃહ' બનાવવાની શક્તિ નહિ કે ધન, દોલત, અધિકાર વા બળમાં; પરન્તુ એકલા પ્રેમમાં જ રહેલી છે. જે ઘરમાં સાચા પ્રેમનો વાસ છે તે જ ગૃહ 'ગૃહ' નામને યોગ્ય છે, અને તેથી આગળ વધીએ તો તે જ ગૃહ સ્વર્ગ છે.

આપણા હૃદયોમાં કોઇને માટેનાં કઠોરતા, ઇર્ષા, નિર્દયતા અને વૈરવૃત્તિને પોષવાથી શો લાભ મળે એમ છે? એ દાનવી વૃત્તિઓને ધારણ કરવાથી લાભ બિલકુલ નહિ; પરન્તુ નુક્સાન તો પુષ્કળ થાય છે. આપણા અણછાજતા એવા રાક્ષસી વર્તનથી આપણે કેવળ બીજાંઓને દુઃખી કરી મૂકીએ છીએ એમ નહિ, પરન્તુ આપણે જાતે પણ દુઃખી બનીએ છીએ. આ રીતે જોતાં ઇર્ષ્યા ઝેરી સર્પના વિષથી પણ વધારે નુકસાનકારક છે. સાપનું વિષ તે જેને કરડે છે તેને જ નુકશાન કરે છે, પરન્તુ ઇર્ષ્યા સામાને અને પોતાને એમ બન્નેને હાનિકર અને દુઃખદાયક નીવડે છે. આથી હૃદયમાંની

એ દુષ્ટ વૃત્તિઓને દૂર કરી સદ્વૃત્તિઓનું પોષણ કરવામાં જ હિત સમાયેલું છે.

આપણે ઘણાઓને એવું કહેતા સાંભળીએ છીએ, કે મિત્રોપર પ્રીતિ રાખો અને દુશ્મનોને ધિક્કારો. પરન્તુ વધારે સાચું તો એ છે, કે શત્રુ પર પણ દયા રાખવી જોઇએ. શત્રુને કદી પણ શત્રુની નજરે નિહાળવો ઉચિત નથી. આપણી પેઠે તે પણ માણસ છે અને ભૂલને પાત્ર છે, એવા વિચારે તેના પર અનુકમ્પા-દયા જ રાખવી ઘટે. કોઈ આપણને ગાળ દે તો તેને આશીર્વાદ આપવો, કોઇ આપણું ભૂંડું કરે તો આપણે તેનું ભલું કરી તેના ઉપર ઉપકાર કરવો અને કોઇ આપણને દુઃખ દે તો ઉદારતાથી માફી આપી પ્રભુ પણ તેને માફ કરે તેવી પ્રાર્થના કરવી તે જ સાચો બદલો છે, તેમાં જ મનુષ્યત્વ છે અને તે જ સુખી થવાનો સહેલો અને સરળ માર્ગ છે. એક પ્રાચીન હિંદી કવિ બરાબર જ કહે છે, કેઃ—

"જો તોકુ કાંટા બૂએ, તાકો બો તું ફૂલ;
તુમ્હેં ફુલકા ફૂલ હે, ઉનકો હે તિરશૂલ."

અને આ પ્રમાણે મનુષ્યો એકબીજાના અપરાધો માફ કરી કેવળ સદ્ગુણોને ધ્યાનમાં લે, એકબીજાને મદદ કરે, પરસ્પર માયાળુપણાથી અને સભ્યતાથી વર્તે અને એક બીજા પર સાચો પ્રેમ રાખે તો દુનિયાં કેવી સુખી અને આનંદી બની જાય !

---

# પ્રકરણ સાતમું.

---

## મિત્ર અને શત્રુ.

**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ।**

**—गीता.**

**ભાવાર્થ:**—મનુષ્ય પોતે જ પોતાનો મિત્ર છે અને પોતે જ પોતાનો શત્રુ છે.

**શ્રીમદ્‌ભગવત્** ગીતાના ઉપરના ઉપદેશ પ્રમાણે, મિત્રતા અને સત્રુતા જગતની બહારની બાજુએથી નહિ, પરન્તુ મનુષ્યના પોતાના આંતરમાંથી જ ઉદ્‌ભવે છે. બહારનું વિશ્વ મનુષ્યના આંતર વિશ્વને સમરૂપ છે અને તેથી મનુષ્ય જે જે ભાવોનું પોતાની અંદર પોષણ કરે છે તે તે ભાવો તેને બહારના વિશ્વમાં પ્રત્યક્ષ થાય છે. જો આપણે આપણા આંતરમાં દયા, ઉદારતા, સ્નેહ, સૌજન્ય આદિ મિત્રતાના ભાવો ધારણ કરીએ તો આખું વિશ્વ આપણને મિત્રરૂપ ભાસે છે; પણ જો આપણે હંમેશાં આપણા હૃદયમાં નિર્દયતા, દ્વેષ, ઈર્ષ્યા, વૈર આદિ શત્રુતાના ભાવો પોષીએ તો સર્વત્ર શત્રુતા જ પ્રત્યક્ષ થાય.

આમ જગતને મિત્ર બનાવવું યા શત્રુ કરી સ્થાપવું તેનો આધાર મનુષ્યના પોતાના ઉપર જ અવલંબી રહ્યા છે.

જગતમાં શત્રુ જેવું અળખામણું અને મિત્ર જેવું વહાલું કોઇ નામ નથી. ' મિત્ર ' એ શબ્દમાં જ કેવું માધુર્ય છે! તેના ઉચ્ચારણ માત્રથી જ હૃદયમાં કેવી અને કેટલી શાન્તિ ઉપજે છે! તેનું સ્મરણ કેવું સુખકર ભાસે છે! તેનું દર્શન માત્ર હૃદયના સર્વ તાપોને કેવી ચમત્કારી રીતે શમાવે છે! તેની સાથેનો વાર્તાલાપ હૃદય-કપાટને ખુલ્લું કરી તેની અંદરના સુખદુઃખના બોજાને કેવો હલકો કરે છે અને તે સાથે વીજળીની ત્વરાથી તેમાં કેવાં નૂતન આનંદ, ઉત્સાહ, બળ અને ચૈતન્ય ભરી દે છે!! ખરેખર! ' મિત્ર ' એ શબ્દમાં કંઇક ઑાર જ જાદુ છે. આ અનુપમ જાદુની મોહિનીથી ખેંચાઇને એક વિદ્વાનની સાથે આપણાં હૃદયોમાં પણ એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઉપસ્થિત થઈ શકે કે:—

" शोकाराति भयत्राणं प्रीतिविश्रम्भभाजनं ।
केन रत्नमिदं सृष्टं मित्रमित्यक्षरद्वयम् ॥

—હિતોપદેશ.

અર્થાત્, આ જગતમાં પ્રીતિનું પાત્ર અને શોક, ભય તેમજ શત્રુથી રક્ષણ કરનાર બે અક્ષરવાળા આ 'મિત્ર' નામના રત્નનું સરજનહાર કોણ હશે ?

મિત્રતાના આટઆટલા લાભો છતાં નવાઇની વાત છે, કે કેટલાંક માણસો શત્રુ પેદા કરવાના કામમાં લાગ્યાં રહે છે! તેઓની પ્રકૃતિ જ કંઇ એવા પ્રકારની હોય છે, કે જે શત્રુઓ ઉત્પન્ન કરવામાં જ લાભ શોધે છે અને પ્રયત્ન કરીને પણ જ્યાં ત્યાં શત્રુતા ખડી કરી દે છે! શત્રુતા કદિ પણ લાભકારક નીવડે એ સંભવિત નથી. વળી કેટલીક વખત કશું પણ કારણ આપ્યા વગર શત્રુઓ પેદા થતા જોવામાં આવે છે. હકીકત આમ છે તો પછી તે માટેના પ્રયાસમાં નાહક વખત ગુમાવવો એ દેખાતી રીતે જ બેવડું નુકસાન કરી મૂકવા જેવું છે. શત્રુતા ઉત્પન્ન કરી દુઃખ વહોરી લેવું એ કામ તો બહુ જ સહેલું છે. જાણે કે અજાણે લોકોની લાગણી દુખાય તેવાં વગનો કાઢો, કેવળ ગમ્મતની જ ખાતર જેની તેની મશ્કરીઓ કર્યા કરો અથવા કોઇપણ જાતના ઇરાદા વગર જે તે મનુષ્યને માટે એવા અભિપ્રાયો દર્શાવો કે જેથી સમાજમાં તેમની હલકાઈ ગણાય અને તમે સેંકડો દુશ્મનો ઉભા કરી શકશો. પણ તેનું ફળ શું? દુઃખ સિવાય તેમાંથી બીજું શું હાંસિલ થઈ શકે? આટલા

માટે જો આપણે સુખી થવા અને આપણા મનની શાન્તિ જાળવવા ઇચ્છતા હોઇએ તો આપણે કોઇને પણ આપણો મિત્ર બનાવવા માટે આપણાથી બની શકતા સઘળા પ્રયાસો કરવા જોઇએ. આમ છતાં જગત્માં કોઇને પણ જો આપણે મિત્ર બનાવી શકીએ નહિ તો ઓછામાં ઓછી આપણે એટલી તો કાળજી અવશ્ય રાખવી જ જોઇએ, કે કોઈ પણ આપણો શત્રુ થવા પામે નહિ. 'ધનિકતાસેં ભેટ ન હોવે તો ફિર દરિદ્રતાસેં ક્યું ભેટના?' એ એક હિંદી કહેવત મુજબ મિત્ર ન બનાવી શકાય તો પછી શત્રુઓ પેદા કરવાથી શો લાભ છે?

એ વાત ખરી છે. કે 'મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો;' છતાં તેટલા પરથી ભૂલાવો ખાઈ તે દાનો દુશ્મન આપણને કંઈ ઉપયોગી થઈ શકે એવી આશા રાખવી નિરર્થક છે. શત્રુ તે શત્રુ જ છે અને તે ગમે તેટલી દાનાઈ બતાવી આપણી સાથે સલુકાઇથી વર્તે તોપણ તેને છેક જ તેવો ધારી લેવાની ભૂલ કરવી યોગ્ય નથી. કારણ કે ભૂલ ખાઈ તેની સાથે છેક જ સરળ બની મિત્રતાના નાતાથી જોડાતાં તે કદિ ને કદિ અશાન્તિનું કારણ થઈ પડયા વગર રહેશે નહિ. કહ્યું છે, કે:—

"હજો અરિ બહુ તોય પણ, કરો મેળ નહિ કોય;
બહુ ઉનું જળ હોય પણ, આગ હોલવે તોય."

—હિતોપદેશ.

" શાન્ત જીવન ઇચ્છો જો મિત્ર! અંતરની મહીં;
મિત્રતા માગતા કોઈ વૈરીને માનશો નહીં. "
—સંગીત નીતિવિનોદ.

આમ છતાં શત્રુનો પણ ઉપયોગ છે. શત્રુઓ પણ ઉપયોગી થઈ શકે છે. ઉપયોગીતા અને અનુપયોગીતા પરત્વે શત્રુઓના બે વિભાગ પાડી શકાય: (૧) નિષ્કપટી; અને (૨) કપટી. જે શત્રુઓ નિષ્કપટી છે, જેઓ ખુલ્લા શત્રુરૂપે દેખા દે છે તે જ ઉપયોગી નીવડે છે. એ ખુલ્લા શત્રુઓ જ્યાં ત્યાં આપણાં છિદ્રો શોધતા ફરે છે અને ખૂણે ખોચરેથી આપણી ભૂલો શોધી કાઢી તેને નિંદારૂપે જાહેરમાં મૂકી આપણને આપણા દોષોથી જાણીતા કરે છે અને તેથી સાવધ રહેવાને ચેતવણી આપે છે. આમ જે કામ આપણા ઉપરની ખોટી મમતાને લીધે ગુણદોષના વિવેકને વીસરી જનાર એવા મિત્રોથી બની શકતું નથી તેવું ઉપયોગી અને લાભકારક કામ આપણા આ નિષ્કપટી શત્રુઓ બજાવે છે. આથી ઉલટું કપટી શત્રુઓ, એટલે કે બહારથી મિત્રતાનું ડૉળ ધારણ કરી અંદરથી દ્વેષ-ભાવ રાખનાર કદિ પણ ઉપયોગી થઇ શકતા નથી. આવા કપટી શત્રુઓ તે જ ખરેખરા શત્રુ છે. આપણે જેનાથી ડરવાનું

છે અને જે સૌથી વધારે ભયંકર નીવડે છે તે આવા હિત–શત્રુઓ જ છે. એવું કહેવાય છે, કે કોઇએક સેનાપતિએ લડાઇના મેદાનમાં જતા પહેલાં પોતાના રાજાને વિનંતી કરી હતી કે ' મહારાજ! શત્રુઓથી મને લેશ પણ ભય નથી, તેમનાથી તો હુ મારી જાતને બચાવી શકીશ; પરન્તુ આપ કૃપા કરીને મારા મિત્રોથી મારૂં રક્ષણ કરશો. " અહીં જે મિત્રોની વાત કરવામાં આવી છે તે ખરા મિત્રોની નહિ પરન્તુ કપટી શત્રુઓની જ છે. કારણ કે કપટી શત્રુઓ હંમેશાં મિત્ર-ભાવે જોડાય છે, મોઢે મીઠું મીઠું બોલે છે અને પાછળથી નાશનાં સાધનો યોજે છે. આટલા માટે કપટી શત્રુઓ અથવા છદ્મવેશી મિત્રોથી હંમેશાં બહુ જ સાવધ રહી જેમ બને તેમ તેઓને દૂર કરવા એ જરૂરનું છે.

" परोक्षे कार्यहंतारं प्रत्यक्षे प्रियवादिनं ।
वर्जयेतादृशं मित्रं विषकुम्भं पयोमुखं ॥

—હિતોપદેશ.

ભાવાર્થ:—મોઢે મીઠું બોલનાર અને પાછળથી છાની રીતે આપણાં કામોને બગાડી મૂકનાર મિત્રને ઉપર દૂધ અને નીચે ઝેરથી ભરેલા ઘડા તુલ્ય ગણીને તજવો.

જગત્‌માં કેટલાક પદાર્થોની માફક મિત્રતા પણ જેમ જેમ વધારે જુની થતી જાય છે તેમ તેમ તે વિશેષ લાભકારક થઈ પડે છે. એક વિદ્વાન્ કહે છે, કે "જુનો મિત્ર જુના આસવ સમાન છે. જેણે એક વખત જુના આસવનું પાન કર્યું હોય છે તેને નવો આસવ પીવા તરફ અભિરુચિ થતી નથી." આજ પ્રમાણે જુની પ્રીતિનું આસ્વાદન કર્યા પછી નવી પ્રીતિને માટે ચાહના થતી નથી. આમ છતાં આપણે એ વાત ભૂલવી જોઇએ નહિ, કે દરેક જુનો મિત્ર એક કાળે તો જરૂર નવો જ હોઈ શકે, અને તેથી નવો મિત્ર પણ જો સર્વ રીતે મિત્રતાને યોગ્ય જણાય તો તેની સાથે મૈત્રી કરી તે જુનો બને ત્યાંસુધી તેની સાથેની મિત્રતા ટકાવી રાખવી યોગ્ય છે.

આથી ઉલટું નવીનતા તરફ આકર્ષાવું એ મનુષ્ય-સ્વભાવ છે, અને તેથી જુના મિત્રની અંદર નવીનતા જણાતી બંધ પડતાં કેટલાંક મનુષ્યોનાં ચિત્ત નવા મિત્રો શોધવા તરફ દોરે છે. આવી બાબતમાં એ યાદ રાખવું ઘટે છે, કે જુના મિત્રોની અંદર કંઇપણ નવીનતા દેખાતી બંધ પડે તો તેમાં મોટા ભાગે આપણી પોતાની જ દષ્ટિનો દોષ હોય છે. "જો આપણી

દૃષ્ટિ વિશાળ હોય તો આપણને જુનામાં જુની મૈત્રી દરેક પ્રભાતના જેટલી જ નવીન, તારકોની નિત્ય ગતિના જેટલી જ નવાઈ ભરેલી લાગે."

સરખા સ્વભાવવાળા સન્મિત્રોનો સમાગમ જે આનંદ આપે છે તેવો આનંદ જીવનમાં બીજે ભાગ્યે જ જડી આવે છે. આથી ઉલટું અતડાપણા જેવું જગત્માં એકે બીજું દુઃખ નથી. મિત્રના સમાગમમાં રહેલા સુખનો ખરો ખ્યાલ આપણને ત્યારે જ આવે છે, કે જ્યારે તેમનાથી આપણે છૂટા પડીએ છીએ વા તેમને આપણે ગુમાવી બેસીએ છીએ.

જગત્માં ખરા મિત્રો મળી આવવા બહુ જ મુશ્કેલ છે. તેઓ કર્યા થતા નથી, પણ સ્વાભાવિક રીતે જ આવી મળે છે. સન્મિત્રનાં લક્ષણો ગણાવતાં મહાત્મા ભર્તૃહરિ કહે છે, કેઃ—

" पापान्निवारयति योजयते हिताय ।
गुह्यानि गूहति गुणान् प्रकटीकरोति ॥
आपद्गतं च न जहाति ददाति काले ।
सन्मित्र लक्षणमिदं प्रवदन्ति सन्तः ॥

જે પાપકર્મથી બચાવે છે, હિતમાં જોડે છે, છાની વાત

વાત ઢાંકી રાખે છે, આપત્તિના કાળમાં ત્યજી જતા નથી અને સમય પર મદદગાર થઇ પડે છે તે જ સાચા મિત્રો છે. આવા મિત્રો સદ્ભાગ્યના ઉદયથી જ આવી મળે છે. માટે જેઓ એવા મિત્રો મેળવવાને ભાગ્યશાળી થયા હોય તેમણે તેઓને પોતાના પ્રાણથી પણ અધિક ગણીને તેમની સાથેની મિત્રતા જાળવી રાખવા અને તેમનું રત્નની પેરે જતન કરવા ચૂકવું નહિ. વળી ખરો મિત્ર બેવડો ઉપકારક છે. તે સુખને વધારે મધુર અને દુઃખને સુસહ્ય બનાવે છે. આથી સન્મિત્રને સાચવી રાખો, તેને મદદ કરો, તેના તરફનું કામ કરો, તેનું રક્ષણ કરો, તેની વારે ધાઓ અને તેના સુખમાં ખુશી અને દુઃખમાં સહાનુભૂતિ દર્શાવી તેને સંતુષ્ટ કરો. ટુંકામાં પ્રસંગ આવી પડતાં તેની ખાતર પ્રાણ આપવામાં પણ પાછા ન પડો.

આરબ લોકોમાં એક એવી માન્યતા પ્રચલિત છે, કે જેને એક પણ વખત પોતાને ઘેર જમાડવામાં આવ્યો તેની વિરુદ્ધ કંઇ પણ અપકૃત્ય કરવું વા તેને કોઇ જાતનો દગો દેવો તે માફ ન થઇ શકે તેવો વિશ્વાસઘાત છે. રોમન લોકોમાં એક એવી કહેવત હતી, કે કોઇ પણ માણસની સાથે મૈત્રી કરતા પહેલાં તેને ઘણું મણ મીઠું ખવરાવી દેવું જોઇએ. આ

કહેવત " માણસ જોઇએ વસી " એ આપણામાં ચાલતી કહેવતને મળતી હોઇ એવું સૂચવે છે, કે હરકોઇ માણસની સાથે પૂરા પરિચયમાં આવી તેના સંબંધની સઘળી હકીકતથી વાકેફ થયા પછી જ મિત્રભાવે જોડાવું યોગ્ય છે, અથવા તેમ નહિ તો આપણામાં પ્રચલિત "ડાંગનો માર્યો ઉંચું જુએ અને ધાનનો માર્યો નીચું જુએ" એ એક બીજી કહેવત પ્રમાણે એમ બતાવે છે, કે જેણે આપણું ઘણા મણ લૂણ ખાધું હોય તે એકાએક લૂણહરામ થઈ શકતો નથી.

મિત્રનામાં હોય તેવા ખરેખરા ગુણોની ઉપેક્ષા કરવી અથવા તેના નજીવા દોષોને મોટું સ્વરૂપ આપવું શ્રેયસ્કર નથી. આમ કરવાને બદલે તેનામાં ન હોય તેવા ગુણોની કલ્પના કરવી એ વધારે સારૂં છે. કારણ કે તેમ કરવાથી આપણે આપણાં હૃદયોમાં ઉન્નત ભાવના પોષીએ છીએ એટલું જ નહિ; પરન્તુ મિત્ર માટેની આપણી માનની લાગણીમાં પણ સાથે સાથે વધારો કરીએ છીએ.

મિત્રને તેના હરેક કાર્યમાં ઉપયોગી અને મદદગાર થવું આપણું અવશ્ય કર્તવ્ય છે. આમ છતાં પ્રતિષ્ઠાને હાનિ પહોંચે એવું કોઇ નીચ કામ કરવામાં તેને જરા પણ સહાય આપવી જોઇએ નહિ. તેમજ આપણે પણ કોઇ મોટું કામ

કરવામાં તેના તરફની મદદની આશા રાખવી જોઇએ નહિ. અર્થાત્ મિત્રતા હંમેશાં સદ્‌ગુણોની પોષક અને દુર્ગુણોની વિધ્વંસક હોવી જોઈએ. વળી આપણે એ વાત ખાસ કરીને લક્ષમાં રાખવી જોઇએ, કે જેમ એક નાનો સરખો દીવો પોતાની અંદરનાં પ્રકાશનાં કિરણોને ઘણે દૂર સુધી લંબાવી અંધકારનો નાશ કરે છે તે જ પ્રમાણે આપણે ગમે તેટલા નાના હોઇએ—આપણી સ્થિતિ ગમે તેવી હલકી હોય—તોપણ આપણી તેવી સ્થિતિમાંથી સદ્‌ભાવ પૂર્વક કરાયેલું એક નજીવું સત્કૃત્ય મિત્રના અંતઃકરણમાં પ્રવેશી તેના જીવનને ઉજમાળું બનાવવાની શક્તિ ધરાવે છે.

જગત્‌માં નિષ્કપટ—જેવું હોય તેવું ખુલ્લું કહી દેનાર-મિત્રનું નામ ઘણાને અકારૂં થઇ પડે છે. આના સંબંધમાં એક કારણ એવું જણાય છે, કે જેવું હોય તેવું ખુલ્લું કહી મિત્રને તેના દોષો બતાવી આપનાર ભાગ્યે જ મળી આવે છે, જ્યારે મોઢે મીઠું મીઠું બોલનારની તો ખોટ જ હોતી નથી.* આવી સ્થિતિમાં મનુષ્યોના કાન મોટા ભાગે પોતાનાં

---

* " सुलभाः पुरुषाः राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥
—હિતોપદેશ.

વખાણો સાંભળવાને ટેવાઇ ગયેલા હોવાથી પોતાને માટે પ્રત્યક્ષમાં સહેજ પણ ધસાતું કે અણગમતું બોલાય તે તેમને પસંદ પડતું નથી. બીજું એક કારણ એવું હોય છે, કે જેવું હોય તેવું ખુલ્લું કહી દોષો બતાનારનો હેતુ દોષો સુધરાવવાનો નહિ; પરન્તુ જે હોય તે ખુલ્લે ખુલ્લું કહી નાખવું એટલો જ હોય છે, અથવા તો તેમાં મિત્રના દોષો ઉઘાડા પાડવા એટલો જ તેમની મતલબ હોય છે. જ્યાં ખુલ્લું કહી નાખવામાં આવા હેતુ રહેલા હોય ત્યાં સ્વાભાવિક જ છે, કે તેથી સામાના દિલમાં અણગમો પેદા થાય. મિત્રના દોષો કેવળ તેના મોઢા પર કહી નાખવાની કે જાહેરમાં ખુલ્લા કરવાની ખાતર નહિ; પરન્તુ તેમાં સુધારો થઈ મિત્રનું જીવન સુખી બને એવા શુભ હેતુપૂર્વક તેને તેના દોષોથી વાકેફ કરવો જોઇએ. જેઓ આવા શુભ હેતુને લક્ષમાં લઇ તે પાર પડે તેવી રીતે મિત્રને તેના દોષો ખુલ્લા કરી બતાવે છે તે જ ખરા મિત્રો છે. મિત્રને તેના દોષો ખુલ્લા કરી બતાવતાં આપણે અકારા થઈ ન પડીએ તેમ જ તેમ કરવામાં રહેલો આપણો શુભ હેતુ પાર પડે તેટલા માટે જાહેરમાં તેની હલકાઈ ગણાય નહિ, તેની ફજેતી થાય નહિ, તે માનભંગ બને નહિ અથવા તેની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે નહિ એવી રીતે

તેના દોષો તેના કાન પર લાવવાની ખાસ કાળજી રાખવી જરૂરની છે. આટલી સંભાળ રાખ્યા પછી પણ જો અકારા થઈ પડવાનું બને તો ભલે બને; પરન્તુ જેમાં તેનું હિત રહેલું હોય તેવી અપ્રિય વાતો બેધડક ખુલ્લી રીતે જણાવી દેવામાં લેશ પણ પાછી પાની કરવી જોઇએ નહિ. જે કડવી છતાં કલ્યાણકારક વાતો સંભળાવે છે તે જ ખરો મિત્ર છે. કહ્યું છે, કે:—

"અપ્રિય છતાં હિતપ્રદ વચનો વદે જન જે જગે;
સુહૃદ વદવા યોગ્ય જ તે છે બીજા સહુ નામના."
—હિતોપદેશ.

પણ આવા મિત્રો ભાગ્યે જ મળી આવે છે. ગ્લેડસ્ટને કહ્યું છે, કે "શત્રુની સામે થવાની હિંમત હરકોઈ માણસ કરી શકે છે; પરન્તુ મિત્રોને ખોટું લગાડવાની છાતી ચલાવનાર વિરલા ભાગ્યે જ મળી આવે છે." આમ છતાં જે સદ્‌ભાગ્યની વાત છે તે એ છે, કે મિત્રોને એવું છેક જ માઠું લગાડવાના પ્રસંગો ક્વચિત જ આવે છે.

મગજમાં એકાએક કોઇ નવીન વિચાર વા કલ્પના પેદા થતાં જીવનમાં જે આનંદ અનુભવાય છે તે અપૂર્વ હોય છે. આથી આપણે જેને ચહાતા હોઇએ તેમની સાથેના સહવાસથી પ્રાપ્ત થતા આનંદને બાજુ પર રાખીએ તોપણ એક

બીજાના વિચારોની આપલે કરવાથી પરસ્પરનાં હૃદયોનું થતું સંમિલન પણ મહાન્ આનંદદાયક થઈ પડે છે.

મિત્રોનાં હૃદયોનું સંમિલન થવા માટે એક બીજાના વિચારોની છુટથી આપલે કરવાની જરૂર છે એ વાત ખરી; છતાં તેમ કરવામાં કોઇ જાતનો મતભેદ પેદા થવા પામે નાહ એ બાબતની ખાસ કાળજી રાખવી આવશ્યક છે. જન સ્વભાવની ભિન્નતાને લીધે કેટલીક બાબતોમાં વિચાર ભેદ થવો સ્વાભાવિક છે, છતાં તેવા પ્રસંગે પોતાના વિચારમાં મક્કમ રહી વાદ કરવા ઉતરી પડવું વા પોતાનું જ કહેવું ખરૂં છે એમ આગ્રહ પૂર્વક ઠસાવવા મથવું તેમાં જોખમ રહેલું છે. એવી રીતે જક પકડવાથી સામાના દિલમાં કરવા ધારેલી અસરથી ઉલટી જ અસર થવા પામે છે. જ્યારે મિત્રો સાથેના વાર્તાલાપમાં કોઇ પણ બાબતમાં માણસ જક પર આવી જઇ બોલવા માંડે છે ત્યારે તેના બોલવામાં સામાનું દિલ રંજન કરવાનો ગમે તેટલો શુભ હેતુ સમાયેલો હોય અથવા તેનાં વચનો ગમે તેટલાં સુમિષ્ટ અને નરમાશ ભર્યાં હોય; છતાં તેવા પ્રસંગે તેના બોલવાની ઢબ જ કંઇ એવા પ્રકારની થઈ જાય છે, કે જે તેની નમ્રતા ભરી મધુર વાણીને ઉલટા રૂપમાં એટલે કે ઉદ્ધત અને અપમાનકારક સ્વરૂપે પ્રત્યક્ષ કરી

સામાના દિલમાં દુઃખ ઉપજાવે છે. વળી પોતાનો વિચાર સાચો અને આધારભૂત છે એવી પાકી ખાત્રી થતાં જ્યારે મનુષ્ય તેને જ સત્ય તરીકે સ્વીકારવાનો સામાને આગ્રહ કરે છે ત્યારે તે સામા મનુષ્યના મુખમાંથી 'શું અમે અજ્ઞાન છીએ ? શું અમે મૂર્ખ છીએ ?' એવાં વિરોધ વધારી મૂકનારાં વાક્યો નીકળી પડે છે. પોતાનું જ કહેવું સાચું છે એમ કહેવામાં સામા મનુષ્યને ખોટો અને દુરાગ્રહી ઠરાવવા જેવું બને છે. ગુસ્સે થઈ બોલવાનું પરિણામ તો દેખાતી રીતે જ મિત્રતાને વિઘાતક અને તેથી પણ કદાચ વધારે હાનિકારક નીવડે. આમ વાર્તાવિનોદ વાદવિવાદનું સ્વરૂપ ધારણ કરી મતભેદમાં વધારો કરી મૂકે ત્યારે એવી મતભેદની દશામાં મિત્રોના દિલમાં પરસ્પરને માટે શ્રદ્ધા યા સદ્દભાવ પેદા થાય એ લગભગ અશક્ય છે. આપણે એ વાત ખસુસ યાદ રાખવી ઘટે છે, કે બળાત્કારે કોઇના પણ વિચારો ફેરવાય વા કોઇના પણ દિલમાં શ્રદ્ધા પેદા કરી શકાય એ શક્ય નથી. તેમ કરવાથી તો ઉલટું શ્રદ્ધાનો લોપ થઇ મિત્રતાનો ધ્વંસ થાય છે. આથી સામાના દિલમાં પોતાને માટે શ્રદ્ધા પેદા કરવા તેમજ મિત્રતાને વધારે ગાઢ બનાવવા ઇચ્છતા કોઇએ પણ વાર્તાવિનોદના પ્રસંગે વિચારોમાં તફાવત જણાતાં પોતાના

વિચારને સાચો ઠરાવવાની યા સામાની પાસે તેનો સ્વીકાર કરાવવાની કડાકુટમાં પડી દાખલા દલીલોથી વાદવિવાદ વધારી મૂકવો ઉચિત નથી.

જગતમાંની અર્ધી તકરારો ગેરસમજને લીધે જ ઉભી થવા પામે છે. મનુષ્યોમાં પરસ્પર ગેરસમજ પેદા થવાનાં અનેક કારણો હોય છે. કોઇએક શબ્દને બરાબર ન સાંભળતાં અથવા તેને તેના ખરા અર્થમાં ન સમજતાં તેને બંધ બેસતા એવા કોઇ બીજા જ શબ્દની કલ્પના કરી તેનો મન ગમતો અર્થ કરી લેવામાં આવે; કોઇ પણ જાતના ઇરાદા વગર મોઢામાંથી એકદમ નીકળી પડેલા વાક્યને કોઇ અદેખા માણસ દ્વારા વેર ઉત્પન્ન થાય એવા સ્વરૂપમાં કોઈ બીજા માણસની આગળ રજુ કરવામાં આવે; ગમ્મતની ખાતર મશ્કરીમાં બોલાયેલાં વચનોને સાચાં માની લેવામાં આવે; પરોક્ષ ભાવે બીજાને માટે કરાતી વાતો પોતાને માટે છે એમ ધારી લેવામાં આવે; ભલાની ખાતર ઠપકો આપવા જતાં દ્વેષ ભાવથી નિંદા કરે છે એમ સમજવામાં આવે, અર્થાત્ ભલાને બૂરૂં ગણી લેવામાં આવે એ આદિ અનેક જુદાં જુદાં કારણોથી મિત્રતાનો ધ્વંસ થયાનાં અને ઘણાં જીવનો ઝેરમય બની ગયાનાં સેંકડો ઉદાહરણો આ[illegible]ના વ્યવહારમાં ગમે ત્યાં મળી

આવે તેમ છે.

સમાજને અનુકૂળ તેમજ અનુરાગમય બનાવવાને માટે અથવા તેની સાથેનાં સમાગમથી પ્રાપ્ત થતો પૂરતો લાભ સંપાદન કરવાને માટે મનુષ્યનામાં કેટલીક દક્ષતા અને તોલન-શક્તિ હોવાની જરૂર છે. જગતમાં જેમ મનુષ્ય અનેક પ્રકારના છે તેમ તેમનાં મન અને રુચિઓ પણ જુદા જુદા પ્રકારનાં હોય છે એટલું જ નહિ; પણ તેમની બુદ્ધિમાંએ ઘણો ફેર હોય છે. આથી પ્રત્યેકની અભિરુચિ અને બુદ્ધિ શક્તિ જાણી લઇ જેવો માણસ તેવો તેની સાથેનો વ્યવહાર રાખવાથી સમાજને અનુકૂળ બનાવી શકાય. પ્રત્યેકના રસના વિષયો પણ સૌસૌની રુચિ અને બુદ્ધિને અનુસરતા હોય છે. કોઈ ઇતિહાસમાં રસ લેતા હોય છે તો કોઇને વિજ્ઞાનનો જ વિષય વધારે પ્રિય હોય છે. કોઇ સાહિત્યમાં, કોઇ કાવ્યમાં તો કેટલાક સંગીત, ચિત્ર, શિલ્પ આદિ કળાના વિષયોમાં વધારે રસ લેતા હોય છે. આમ પ્રત્યેકના રસના વિષયો ભિન્ન હોવાથી એક જ વિષય સર્વને એક સરખો રુચિકર થઇ પડે નહિ એ સ્વાભાવિક છે. આથી આપણા સમાગમમાં આવતાં સર્વ મનુષ્યો આપણને અનુકૂળ બને અને તેમના સહવાસનો આપણને પૂરતો લાભ મળે એવી જો આપણે ઇચ્છા ધરાવત

હોઇએ તો તેમાંના પ્રત્યેકની રુચિ ઓળખી તેમને પ્રિય થઇ પડે તેવા જ વિષયને છેડવો જોઇએ. વળી એ વિષયની ચર્ચાના પ્રસંગે આપણી બોલવાની ઢબ અને તે સાથેનું આપણું સઘળું વર્તન એવા પ્રકારનાં હોવાં જોઇએ, કે જેથી સામાના દિલમાં લેશ પણ બેદિલી થવા પામે નહિ. જે મનુષ્યમાં આ પ્રમાણે બીજાં મનુષ્યોનાં ગુણ, સ્વભાવ, રુચિ આદિની તુલના કરવાની શક્તિ હોય છે અને તેમાંનાં પ્રત્યેકની રુચિને અનુસરી દરેકના સમાગમનો યોગ્ય લાભ લેવાને જોઈતી પૂરેપૂરી દક્ષતા હોય છે તે ગમે તેના સહવાસમાં સુખી અને આનંદી રહી શકે છે, તેમજ સમાજને અનુકૂળ બનાવી તેના દ્વારા જોઇતો પૂરતો લાભ ઉઠાવી શકે છે.

મનુષ્ય સંસર્ગપ્રિય પ્રાણી છે. તેને એકલાં રહેવું પસંદ પડતું નથી. મિત્રોના સહવાસમાં વખત ગાળવાનું તેને વધારે આનંદદાયક થઈ પડે છે. શહેર કરતાં ગામડાંનું જીવન વધારે નિર્દોષ અને સુખી હોય છે, અને તેમાંય જો ત્યાં બેત્રણ અનુકૂળ મિત્રોનો સહવાસ હોય છે તો બહુ જ મઝા આવે છે. આમ છતાં કેટલાંક માણસોને ગીચ વસ્તીની વચ્ચે રહેવાનું પ્રિય હોઈ તેઓ ગામડાના કરતાં શહેરમાં રહેવાનું વધારે પસંદ કરે છે. આવાં માણસોને જ્યારે ગામડામાં જવાનું

થાય છે ત્યારે પણ એક બે મિત્રોની સાથે દૂરના એકાંતિક ખુલ્લા પ્રદેશમાં ફરવાને બદલે મોટા ટોળામાં બહાર નીકળી જ્યાં લોકોની ઘણી અવર જવર થતી હોય તેવા ધોરી રસ્તા ઉપર ફરતા ફરે છે. પરિણામે તેઓ ગ્રામ્યજીવનની ખરી મઝાના ઉપભોગથી બેનસીબ રહે છે, કારણ કે સ્વચ્છન્દે વિહરતાં અને કલરવ કરી રહેલાં મધુરવાં પક્ષીઓ અને બીજાં જનાવરો તેમને જોતાંની સાથે ડરીને નાસી જાય છે, અને માર્ગમાં જતાં આવતાં માણસોના હાથથી ચૂંટાતાં બાકી રહેલાં માર્ગની બાજુઓને સુશોભિત કરી રહેલાં રંગબેરંગી પુષ્પો તેમના હાથથી ચૂંટાઇ તરત જ ધૂળ ભેગાં થઇ જાય છે. પોતાના ફરવાના માર્ગમાં આવતાં વિવિધ પ્રકારનાં વૃક્ષોની હારો, હરિયાળાં ખેતરો અને ખળખળ અવાજથી વહી રહેલાં ઝરણો એ આદિ સૃષ્ટિ સૌંદર્યના અનુપમ દેખાવો તેમને લેશ પણ આનંદદાયક થઇ પડતા નથી.

વળી કેટલાક વિદ્વાનો અને તત્ત્વચિન્તકો મનુષ્યોના સહવાસમાં રહેવા કરતાં પુસ્તકાલયો અને સંગ્રહસ્થાનોના સમાગમમાં રહેવાનું વધારે પસંદ કરે છે. આ સઘળાં સુખનાં સાધનો ઉદાત્ત અને આહ્લાદક છે તેની કોઇથી ના પાડી શકાય તેમ નથી; પરન્તુ સન્મિત્રો સાથેના વાર્તાલાપથી જે

પ્રત્યક્ષ સુખ અનુભવાય છે તે તે કરતાં પણ વિશેષ આનંદ-પ્રદ થઇ પડે છે. મિત્રોના સહવાસજન્ય સુખ વિષે બોલતાં સિસિરો કહે છે, કે સન્મિત્રોના સહવાસમાં અને તેમની સાથેના વાર્તાવિનોદમાં સમય વ્યતિત કરવાથી જે આનંદ અને સુખ ઉપજે છે તે અનિર્વચનીય હોય છે. એવી રીતે વ્યતીત કરાયેલા જીવનમાં સુખની કશી પણ કમી હોતી નથી. આમ છતાં આપણે સ્મરણમાં રાખવું ઉચિત છે, કે આવાં પરમાનંદ અને સંપૂર્ણ સુખ માત્ર ત્યાંજ અનુભવાય છે, કે જ્યાં દેહ જુજવા છતાં આંતર એક હોય છે. પ્રેમ શૃંખલાથી આબદ્ધ જેને ' જીવજાન ' કહેવામાં આવે છે તેવા મિત્રો જ આવા સાચા અને પુર્ણ સુખના અધિકારી થઇ શકે છે.

પરન્તુ આવા મિત્રો દુર્લભ છે. એવી મૈત્રી,

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु ।
नेखलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥

એ મહાકવિ ભવભૂતિનાં વચનોમાં રહેલા ભાવ પ્રમાણે નિરંતરના સમાગમથી વા બીજાં કોઈ બહારનાં સાધનોથી નહિ; પરન્તુ સ્વાભાવિક યોગાનુયોગથી જ બંધાય છે. જો સતત સહવાસ એ જ મિત્રતાનું કારણ હોય તો કેટલાંક

મનુષ્યો વર્ષોનાં વર્ષો સુધી એક સાથે રહેવા છતાં એક બીજા વિષે જાણે કશી જ માહીતી ધરાવતાં ન હોય તેવી રીતે પરસ્પરના હૃદયથી છેક જ અજાણ્યુ જેવાં જોવામાં આવે છે. તેમ બનવા પામે નહિ. આવો પ્રકાર કેવળ પાસે રહેતાં હોય છતાં જેની સાથે આપણો કશો સંબંધ હોય નહિ તેવાં જ માણસોના સંબંધમાં જોવામાં આવે છે એમ નહિ; પરન્તુ નિરંતર એક ભાણામાં જમતાં, એક પથારીમાં સૂઈ રહેતા અને પ્રત્યેક કાર્યમાં સાથે જોડાયેલાં રહેતાં એવાં મનુષ્યો પણ પરસ્પરનાં હૃદયોથી જાણે કેવળ અપરિચિત હોય તેવાં જોઈ શકાય છે. લૉર્ડ લીટન કહે છે, કે–"સુખ અને દુઃખના સમયમાં જીવનનાં ઘણાં વર્ષો સુધી સાથેનાં સાથે રહ્યાં; ઘણા દૂરના પ્રદેશોમાં મુસાફરી પણ સાથેની સાથે કરી; છતાં એક બીજાના હૃદયનો પરિચય પામ્યાં નહિ, અજાણ્યા જેવાં જ રહ્યાં ! આટલા લાંબા સમયનો ગાઢ અને સતત સહવાસ છતાં બન્ને દિલો જોડાયાં નહિ તો એવો સહવાસ શા કામનો ? "

આ પ્રમાણે જ્યાં પરસ્પરનાં હૃદયોની સ્થિતિ નિરનિરાળી હોય છે ત્યાં સતત સહવાસથી પરસ્પરનાં હૃદયોમાં રહેલી એક બીજા માટેની સહાનુભૂતિ વધવાને બદલે ઉલટી ઘટવા માંડે છે. આથી એમ કહેવું સાચું છે, કે બહારનો સહવાસ નહિ

પરન્તુ માત્ર હૃદય જ હૃદયને પિછાની શકે છે. હૃદયના સાચા મિત્રો જ પરસ્પરનાં સુખદુઃખના ખરેખરા સહભાગી બની શકે છે. બહારનો ગમે તેટલો સહવાસ છતાં હૃદયથી અજાણ્યો એવો કોઇ પણ મિત્ર આપણી સુખદુઃખની લાગણીઓને સમજી શકતો નથી. મિત્રતાની ખરી કસોટી અહીં જ છે. પોતાના સુખદુઃખના પ્રસંગમાં જે જેટલો સુખી વા દુઃખી થઇ શકે છે તે તેટલો મિત્ર ગણાવાને યોગ્ય છે. એક બીજાનાં હૃદયોને પૂરેપૂરી રીતે પિછાની પરસ્પરનાં હૃદયોની છૂપી વાતો ઉકેલી શકે અને પરસ્પરનાં હૃદયોની અંદર ઉપસ્થિત થતા સુખદુઃખના ભાવો સ્વાભાવિક રીતે જ એક સરખા અનુભવવામાં આવે તેમાં જ સાચી મિત્રતા છે; તેજ ખરા મિત્રો છે. અર્થાત્ મિત્રોના હૃદયમાં મહાન સાદૃશ્ય બલ્કે એકભાવ હોવો જોઇએ. એકને દુઃખ થતાંની સાથે જ તારના ટકોરાની માફક બીજાના હૃદયમાં તત્કાળ આઘાત પહોંચવો જોઇએ. જો એકના હૃદયમાંથી નિઃશ્વાસ નીકળે તો બીજાનાં ચક્ષુમાંથી આંસુનો ઝરો વહેવા લાગવો જોઇએ. મિત્રોનાં હૃદય સતારના તાર જેવાં હોવાં જોઇએ. સતારના એક તાર પર આંગળી અથડાતાંની સાથે જેમ સઘળા તારો ઝણઝણી ઉઠે છે તેમ એક હૃદયમાં થડકારો થતાંની સાથે પ્રત્યેક મિત્ર હૃદય હચમચી

ઉઠવું જોઇએ.

" અહો સાચી પ્રીતિ મધુર સ્વરના મેળ સરખી,
ગ્રહોએ નિર્મેલાં હૃદય યુગલોથી નીકળતી;
અહીં જે કમ્પે તે સ્વર જરૂર ત્યાં કમ્પ કરતા,
વહે રોવું રોતાં, હસવું હસતાં એક સરખાં. "

—કલાપી.

પરન્તુ, આવી સ્થિતિ અનુભવવી, સ્નેહીના હૃદયની સાચી પિછાન પામવી એ કામ આપણે ધારીએ તેટલું સહેલું નથી. ' સ્વ-પર ' નો ભેદ ભૂલાવો એ શું રમત વાત છે ? ' સ્વ-પર ' નો ભેદ ભૂલાય ત્યારે જ એવી અનુપમ અને સ્વર્ગીય સુખનો અનુભવ કરાવનાર મૈત્રી સંધાય છે. બાકી એથી ઉલટું એટલે,

" રહે પ્રીતિ નેત્રે નહિ જ હૃદયે પ્રેમ વસતો !
ઉડે સ્થાને સ્થાને હૃદય સ્થિર ના કોકિલ સમું !
અરે ! આવી મૈત્રી જગતપર દિસે ભટકતી !
ઘણાં હૈયાં ચીરી હૃદય રૂધિરે રાસ રમતી ! "

—કલાપી.

એવું તો ઠેર ઠેર જોઈ શકાય તેમ છે. આટલા માટે જગતમાં જેને આપણે કંઈ સમજતા હોઈએ અને કંઈ

નીકળે; ઘણો કાળ સાથે રહેવા છતાં જાણે ઓળખાણ જ ન હોય એવી રીતે વર્તતાં જોવામાં આવે તો તેથી લેશ પણ આશ્ચર્ય પામવા જેવું નથી.

મનુષ્યને સમાજ અને મિત્રોથી અલગ રાખનાર તેના પોતાના સ્વાર્થી વિચારો છે. જ્યારે તે કેવળ પોતાના જ સ્વાર્થમાં રચ્યો પચ્યો રહે છે, પોતાની જાતના જ વિચારમાં તલ્લીન બને છે અને પોતાનાં જ સુખદુઃખમાં મગ્ન રહે છે ત્યારે તેનું હૃદય બીજાના સુખદુઃખ માટેની કશી પણ લાગણી વગરનું શુષ્ક બની જાય છે. હૃદયની આવી સ્થિતિમાં મનુષ્ય, જાણે બીજાની સાથે પોતાને કંઈ પણ લેવા દેવા ન હોય, કશો પણ સંબંધ હોય નહિ તેમ તટસ્થ અને ઉદાસીન ભાવે વર્તે છે અને તે સાથે તેનં જીવન કેવળ એકાન્તપ્રિય બની રહે છે. મિત્રો, સગાં, વહાલાં, સમાજ આદિ સર્વની વચ્ચે વસવા છતાં કોઇના પણ મનની સાથે તેનું મન મેળ લેતું નથી અને સર્વથી જુદા જેવો થઈ રહે છે. લૉર્ડ લીટનના વિચારો આ વાતનું સમર્થન કરે છે. તે કહે છે, કે અમે શરીરથી એક બીજાની સાથે જોડાયેલા હતા, છતાં અમારાં હૃદયોની વચ્ચે હજારો માઈલનું અંતર હતું. અમારા દરેકના મનના ખ્યાલો કેવળ જ નિરાનિરાળા હતા. અમને

વાતો કરતા જોઈને કોઈને એવો ખ્યાલ ભાગ્યે જ આવી શકે, કે અમારાં હૃદયોમાં આટલું બધું વિશાળ અંતર હશે ! લાઉનીંગ કહે છે, કે એક સ્ત્રીપુરૂષનું જોડું ઘણાં વર્ષોથી એક જ ઘરમાં વસતું હતું. છતાં તે બન્ને એક પણ દિવસને માટે એક ઓરડામાં સાથે ઉભાં રહી શકતાં નહિ. સ્ત્રી ઓરડામાં હોય અને પુરૂષ તેમાં અજાણે પગ મૂકવા જતો તો તે પાછળના બારણે થઇ બહાર નીકળી જતી, અને તેજ પ્રમાણે પુરૂષ હોય ત્યાં સ્ત્રીનું જવું થતું તો તરત જ પુરૂષ ત્યાંથી સટકી જતો. હૃદયના સાચા સહવાસનો અભાવ એ જ આનું કારણ હતું. શરીરો ગમે તેટલાં જોડાયેલાં રહેતાં હોય છતાં જ્યાંસુધી મન જોડાયેલાં હોતાં નથી ત્યાંસુધી હમેશાં આમ જ બનવું સંભવિત છે. હૃદયનો સહવાસ એ જ સાચો સહવાસ છે. મનુષ્ય જ્યારે એવા સાચા સહવાસથી બેનસીબ રહે છે ત્યારે જગતમાં તે એકલા જેવો થઈ રહે છે. તેનું આ એકલાપણું સ્થળનું નહિ; પરન્તુ હૃદયનું હોઇ મહાન કષ્ટદાયક નીવડે છે. કોઈ નિર્જન સ્થળમાં એકલા રહેવાનું બની આવતાં માણસને જે દુઃખ જણાય છે તે સહન થઇ શકે એવું હોય છે. પરંતુ જનસમુદાયની વચ્ચે રહેવા છતાં એકલા હોવાનો અનુભવ થતાં મનુષ્યને જે દુઃખ ઉપજે છે તે ખરેખર જ

દુઃસહ હોય છે. હૃદયના સાચા સહવાસી-ખરા મિત્ર-વગેરેની સ્થિતિમાં મનુષ્યને પોતાનું જીવન મહાન્ કષ્ટદાયક થઈ પડે છે. એવે વખતે મનુષ્ય જ્યાં ને ત્યાં એ જ વિચારવા લાગે છે, કે શું આ સંસારમાં મારૂં એવું કોઈ જ નથી ? આ વિચારની સાથે તેને જીવતર ઉપર ધિક્કાર આવે છે અને હયાતિ ભારરૂપ જણાય છે. આમ બને તેમાં નવાઇએ શી ? કારણ કે જગતમાં જેને ' વાતનો વિસામો ' નથી તેનું જીવન જીવન જ નથી. સંસારમાં સન્મિત્ર સમાગમ એ જ જીવન છે અને તેનો અભાવ એ મૃત્યુ છે. આટલા માટે જીવનને એક સાચા જીવન તરીકે અનુભવવાને અને તેને અનુરાગમય બનાવવાને હૃદયની અંદરના નીચ સ્વાર્થી વિચારોનો ત્યાગ કરીને કોઇની પણ સાથે એક સાચા મિત્ર તરીકે જોડાવાની ખાસ જરૂર છે. સ્વાર્થમય બનવા સમાન એકે મહાન્ દુઃખ નથી અને પરમય થવા જેવું બીજું પરમ સુખ નથી.

" એકાકી તો કુટિલ નિજતા નારકી માત્ર, વ્હાલા !

*

એકાકી કો પ્રભુ જગતમાં પ્રેમ જીવી શકે નાઃ
તેથી, આત્મા પરમય થવા સર્વને દેવી, હાલા ! "

—દીવાને સાગર.

આમ છતાં કેટલીક વખતે માણસને એકાંતમાં એકલા રહેવાની પણ જરૂર પડે છે. જ્યારે સ્વર્ગવાસી મહારાણી વિક્ટોરિઆને તેમના કાકા અને ઇંગ્લાંડના રાજા વિલિયમના મૃત્યુના અને તે સાથે તેમને રાણી તરીકેનું પદ પ્રાપ્ત થયાના સમાચાર કહેવામાં આવ્યા ત્યારે સંદેશો લઈ આવનારની પાસે તેમની સૌથી પહેલી માગણી એ હતી, કે "ઓછામાં ઓછા બે કલાક મને એકાન્તમાં રહેવા દો." આમ એકાન્ત વાસની પણ ઉપયોગિતા છે, અને પ્રસંગે તે લાભદાયક થઇ પડે છે. આમ છતાં એ લાભ–અલાભનો આધાર સ્થળ ઉપર નહિ, પણ મનુષ્યના પોતાના મન ઉપર છે એ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. માનસિક વૃત્તિઓને અનુસરી મનુષ્ય એ એકાન્ત આવાસને પવિત્ર મંદિર યા નરકાગાર બનાવી મૂકે છે. સંસારના પાપતાપથી કંટાળી કર્તવ્યની શોધમાં પ્રવૃત્ત થયેલા મુમુક્ષુ જીવોને એકાન્તવાસ પરમ સુખ અને શાન્તિદાયક થઇ પડે છે, પણ જે મનુષ્યો હંમેશાં પાપાચરણોમાં રત રહેનારાં હોય છે તેમના દિલમાં તો એવાં એકાન્ત સ્થળોમાં પાપની ભાવનાઓ વધારે પ્રબળ વેગે ઉદય પામે છે અને તેમ નહિ તો તેમનાં દુરાચરણો ભૂતની માફક તેમની સામે ખડાં થઇ હેરાન હેરાન કરી મૂકે છે. આથી કાઉપર

કવિની વૃત્તિને અનુસરવું પ્રત્યેક મનુષ્યને એક સરખું પ્રિય અને લાભદાયક થઇ પડે એ સંભવિત નથી. તે કહે છે, કે જ્યાં સંસારનાં સુખદુઃખોમાં ભાગ લેવાથી બચી શકાય, જ્યાં હર્ષ વા શોકની લાગણી ઉપજાવનાર એવા ન્યાય-અન્યાય, જય-પરાજય, જુલમ, છળકપટ આદિના કોલાહલો કાને સાંભળવામાં આવે નહિ અને જ્યાં જગતની કશી પણ વાતનો લેશ પણ સંચાર થવા પામે નહિ એવા કોઈ ગાઢ નિર્જન એકાન્ત સ્થળમાં પર્ણકુટિ બનાવીને તેમાં વાસ કરી રહેવાનું હું બહુ જ પસંદ કરૂં છું.

વળી સંસારની ધડમથલોમાંથી છૂટા થવા વિષે અર્થાત્ મનની શાન્તિ મેળવવા માટે મિત્ર, સગાં સંબંધી, સમાજ વગેરેનો ત્યાગ કરી દૂર જંગલમાં જઇ રહેવાનું પસંદ કરવા સંબંધે એક વાત ખાસ કરીને લક્ષમાં રાખવાની છે, અને તે એ છે, કે સ્થળનો ત્યાગ તે ખરો ત્યાગ નથી. મનનો ત્યાગ તે જ ખરો ત્યાગ છે. જ્યાંસુધી મનનો ત્યાગ કરાયેલો હોતો નથી ત્યાંસુધી જે બાબતોથી આપણે છૂટા થવા માગીએ છીએ તે બાબતો આપણી સામે ને સામે જ આવી ખડી થાય છે. જે જેટલું દૂર હોય છે તે તેટલું જ નિકટ આવી ઉભું રહે છે. આપણામાંના હરકોઈના અનુભવમાં આવ્યું

હોવું જોઇએ, કે જેનો હૃદયથી ત્યાગ કરાયેલો હોતો નથી–જે આપણા હૃદયની સાથે જોડાયેલાં હોય છે. તેઓ આપણાથી જેમ વધારે દૂર હોય છે તેમ તેમનું આપણને વધારે સ્મરણ થઈ આવે છે, અને જેમને માટે આપણા હૃદયમાં સ્થાન હોતું નથી તેઓ આપણી છેક જ પાસે હોવા છતાં પણ આપણે તેમને બીલકુલ યાદ કરતા નથી. આથી જણાશે કે ચિત્તની શાન્તિનો આધાર સ્થળ ઉપર નહિ, પરન્તુ મન ઉપર જ છે. આપણે સઘળાથી છૂટા થઇ શકીએ છીએ, પણ મનથી નહિ. જ્યાં જઇએ ત્યાં મન તો આપણી સાથે ને સાથે જ રહેવાનું. આથી જંગલમાં રહેવા છતાં મન ઘર, ગામ, મિત્ર, સગાં, સમાજ ઇત્યાદિ બાબતોના વિચારો ઘોળતું હોય તો તે સઘળાથી આપણે દૂર છીએ વા છૂટા થઇ શક્યા છીએ એવું શી રીતે માની શકાય? આથી ઉલટું મન પોતાના મુકામ–લક્ષ્ય ઉપર હોય તો જનસમુદાયની વચ્ચે રહેવા છતાં અને અનેક જાતનાં કામો કરતા છતાં પણ તે સર્વથી અસંગ-મુક્ત હોવાનો અનુભવ થઇ શકે છે. આટલા માટે જ મહાપુરુષો ઉપદેશે છે, કેઃ—

'સંસારમાં સરસો રહે મન મારી પાસ.'

* *

"તનતેં કર્મ કરૈં વિધિ નાના,
મન રાખૈ જહૈં કૃપાનિધાના."

—તુલસીદાસ.

આમ જેઓ બહારની બાજુએ ફાંફાં ન મારતા મન ઉપર કાબુ મેળવવા તરફ લક્ષ આપે છે તેઓ જનસમુદાયની વચ્ચે રહેવા છતાં પણ પોતાના ચિત્તને શાન્ત રાખી શકે છે. એ વાત ખરી છે, કે આમ કરવામાં આત્મબળની જરૂર છે, પણ તે સિવાય તો જગતમાં કયું કાર્ય સિદ્ધ થઇ શકે તેમ છે ? આત્મબળ સિવાય મનુષ્ય, મનુષ્ય જ શી રીતે હોઇ શકે ? જેનામાં આત્મબળ છે, જે ગમે તેવી પરિસ્થિતિમાં પોતાના ચિત્તની શાન્તિ જાળવી રાખે છે અને જગતના કર્ણ-ભેદી કોલાહલોની વચ્ચે પણ શાન્તિનો, નિર્જનતાનો અને પૂર્ણાનંદનો સાક્ષાત્કાર કરે છે તે જ ખરો મનુષ્ય છે—સાચો મહાત્મા છે.

મિત્રો સાથેની વાતચીત સ્વાભાવિક, દંભ વગરની અને સરળ હોવી જોઇએ. વળી તે નીરસ ન હોતાં રમુજી હોવી જોઇએ. લુખી વાતો કંટાળાભરેલી લાગે છે, માટે તેને બનતા યત્ને રસિક અને હૃદયંગમ થઇ પડે તેવી બનાવવાની જરૂર છે. વળી વાતચાતના પ્રસંગે સામાની યોગ્યતા સાથે આપણી

અયોગ્યતાનો વિચાર કરી શિખવવા કરતાં શીખવા તરફ વધારે ધ્યાન આપવું જોઇએ. આ ઉપરાન્ત "સબમેં હમારી લગતી હય" એવા વિચારે જે ને તે વિષયમાં માથું મારવાનો દંભ કરવો અયોગ્ય છે. પોતાને જે વિષયનું જ્ઞાન નથી તેવા વિષયની ચર્ચાને પ્રસંગે મુગા રહી સાંભળ્યા કરવું એ જ ઉત્તમ છે. વળી વાતચીતમાં કોઇને ચુપચાપ બેઠેલો જોઇ તેને માટે મનગમતા હલકા અભિપ્રાયો બાંધી બેસવું નહિ. કારણ, શાન્ત ચિત્તે સાંભળ્યા કરવાની ટેવવાળા પ્રસંગ પર જેમ મૂર્ખ તેમ સમર્થ વિદ્વાન્ તરીકે પણ બહાર પડે એ સંભવિત છે. વિદ્વાન્ પુરૂષો બહુધા પોતાના વિષય સિવાયની બીજી બાબતોની વાતચીતમાં નકામું માથું મારતા નથી. એવા પ્રસંગે તેઓ સાંભળ્યા જ કરવાનું વધારે પસંદ કરે છે. પોતાના વિષયની વાતચીત નીકળતાં તરત જ તેઓ ખીલી ઉઠે છે. આમ છતાં કેટલાક એવી પણ ટેવવાળા હોય છે, કે પોતાના વિષયના પ્રસંગે જ્યાંસુધી પોતાને બીજા તરફથી કંઇ પૂછવામાં ન આવે ત્યાંસુધી મૌન જ ધારી બેસે છે. જહૉન લબાક કહે છે, કે મારે એક મહાન્ અને ઘણા સમર્થ વિજ્ઞાનશાસ્ત્રીની સાથે ગાઢ પરિચય હતો. તેનામાં એક એવી ટેવ હતી, કે વાતચીતના પ્રસંગમાં કોઇ પણ માણસ જ્યાંસુધી

તેને કંઇ પૂછે નહિ ત્યાંસુધી તે પોતાની મેળે કશું બોલતો નહિ. આથી લોકો તેને મુગો કે બહુ જ થોડાબોલો ગણતા. તેની સાથેના જમવાના પ્રસંગોમાં મેં ઘણી વખત એવું જોયેલું, કે જમવાનું પુરૂં થાય છતાં વચમાં તે એક પણ શબ્દ બોલતો નહિ. પણ તેની આવી મુગાપણાની સ્થિતિ માત્ર ત્યાંસુધી જ રહેતી કે જ્યાંસુધી તેના વિષયને લગતી એવી કોઈ પણ વાત વિષે તેને પૂછવામાં આવે નહિ. પ્રાકૃતિક વિજ્ઞાનને લગતી કોઇ ગુંચવણ ભરેલી બાબતનું સમાધાન થઇ શકે નહિ તેવે પ્રસંગે તેનો ખુલાસો કરવાનું તેને કહેવામાં આવે કે પછી જોઇ લ્યો મજા! અનેક દાખલા દલીલોથી વિષયને રસપૂર્ણ બનાવી તેના સંબંધીની સઘળી ગુંચવણો તે એવી સરસ રીતે દૂર કરતો, કે સાંભળનારના દિલમાં તાજુબી થવા સાથે એમ લાગ્યા વગર રહેતું નહિ, કે આના જેવો સમર્થ વિદ્વાન, રસિક અને વિનોદી મિત્ર બીજો ભાગ્યેજ મળી આવે.

એ વાત તો ઘણી જ સાધારણ છે, કે જેમ બે માણસો સિવાય લડાઇ થવી શક્ય નથી તેમ વાત ચાલુ રાખવામાં પણ ઓછામાં ઓછાં બે માણસોની જરૂર પડે છે. કોઇ પણ વિષયની ચર્ચાના પ્રસંગે બે માણસો છૂટથી એક બીજાને પોતાના વિચારો જાહેર કરે છે ત્યારે જ વિષયની જમાવટ

ચંઇ વાર્તાનો પ્રવાહ ચાલુ રહે છે. એક માણુસ વાત કહેતું
હોય તે વખતે બીજું માણુસ તદ્દન જ મુગું રહે તો વાત
કહેનારનો ઉત્સાહ મંદ પડે છે અને વાર્તા અટકી જાય છે.
આથી વાત ચાલુ રહે એવી જેની ઇચ્છા હોય તેણે ચાલતી
વાતના સંબંધમાં પોતાના વિચારો જાહેર કરવા જોઇએ,
અને તેમ નહિ તો છેવટે હુંકારો તો ભણવો જ જોઇએ.
વળી વાત કરવાના સંબંધમાં કેટલાકમાં એવી આદત હોય છે,
કે બોલવા પર ચડયા એટલે પછી બોલ બોલ જ કરે છે. પોતાનું
બોલવું સામાને પસંદ પડે છે કે નહિ, અગર પોતે જે કહે
છે તે વિષે બીજાને કંઇ કહેવાનું છે કે કેમ, તે જોવાને કે
જાણુવાને જરા પણુ થોભતા નથી. આવાં માણુસોએ યાદ
રાખવું ઘટે છે, કે બહુ બોલ બોલ કરવામાં કંઇ વડાઇ નથી,
તેમજ સાંભળનારના મન ઉપર તેથી જોઇએ તેવી અસર
થતી નથી. વળી કેટલીક વખત બોલવા કરતાં ન બોલવામાં
જ ડહાપણુ જણાઇ આવે છે. કારણુ, બોલવા પર ચઢયા પછી
ગમે તેવું ભરડાઇ જતાં મૂર્ખાઇ જ વધારે બહાર પડી આવે
છે. આથી વાત કરતી વખતે બીજાને કંઇ કહેવાનું હોય તો
તે સાંભળવાને અને તેમ નહિ તો પોતાના બોલવાની બીજા
ઉપર શી અસર થાય છે તે જોવાને વચ્ચે વચ્ચે જરા વાર

અટકવું જરૂરનું છે. ભાષણ કરવામાં પણ આપણે જોઇએ છીએ, કે ગમે તેવો ઉત્તમ વક્તા હોય તોપણ જો તે પોતાને કહેવાનું તડતડાટ બોલી જાય તો તેના બોલવાની સાંભળનારના મન ઉપર જોઇએ તેવી ઉંડી અસર થતી નથી; પરંતુ જો તે બોલતાં બોલતાં વચ્ચે થોડીવાર થોભી જાય છે તો સમસ્ત શ્રોતા વર્ગનું ધ્યાન તરત જ તેના તરફ આકર્ષાય છે અને તે શું કહે છે તે સાંભળવાને સઘળા એકી નજરે ટાંપી રહેછે.

વળી મિત્રમંડળમાં કેટલાક બોલનાર તો કેટલાક સાંભળનાર હોવાની પણ જરૂર છે. જો બધા જ બોલનાર હોય તો પછી સાંભળે કોણ? બોલવા કરતાં સાંભળવું એ ઓછું મહત્વનું નથી. બોલવા કરતાં જે બોલાતુ હોય તેને ધ્યાન દઇ સાંભળવામાં ઘણું ઘણું શિખવાનું મળે છે અને બકવાદ કરી મૂકનારા કરતાં ધ્યાન દઇ સાંભળનારા મંડળમાં વિશેષ પ્રિય થઇ પડે છે. ઇશ્વરે જીભ આપી છે અને તેનો ઉપયોગ કરવાની એટલે બોલવાની દરેકને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. આમ છતાં કેટલાક તો ગમે તેવું પણ બોલવું, એટલા હેતુ-પુરઃસર જ બોલનારા હોય છે. તેમના બોલવામાં કશો માલ હોય નહિ, મોંમાથું હોય નહિ, કશોજ ઢંગધડો હોય નહિ તોપણ બોલ્યા હતા એમ ગણાવાની ખાતર અથવા બોલ્યા

વગર રહેવાય જ નહિ એવી પ્રકૃતિના કારણસર જ્યાં ત્યાં બોલવાને તૈયાર થઇ જાય છે. આવાં મનુષ્યોનું બોલવું કંટાળા ભરેલું થઇ પડે એ સ્વાભાવિક છે અને છતાં પણ જેઓ ધૈર્ય રાખી ઉદારતાથી તેમને સાંભળે છે તેઓ તેમના ઉપર મોટી દયા કરે છે એ સ્પષ્ટ છે.

શબ્દમાં અદ્દભુત સામર્થ્ય છે. એક એક શબ્દ એક એક આયુધ છે અને તેને ફેંકતી વખતે જેવી ભાવના અને જેટલું બળ તેના ફેંકનારના દિલમાં હોય છે તેવી અને તેટલી અદ્દભુત અસર તે તત્કાળ ઉપજાવે છે. મંત્રયુક્ત એક જ શબ્દથી એક ક્ષણમાં અદ્દભુત નૂતન સૃષ્ટિનો ઉદય અને બીજી જ ક્ષણે તેનો ધ્વંસ થયાનાં ઘણાં ચમત્કારી વર્ણનો મહાભારતાદિ પૌરાણિક ગાથાઓમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થઇ શકે છે. કોઇ સ્થળે એક મંત્રના ઉચ્ચારણની સાથે રંગબેરંગી પુષ્પોથી મઘમઘાટ કરતા ખીલી ઉઠેલા બાગબગીચા, ભાતભાતના વિક્રયના પદાર્થોથી સુસજ્જિત બજારો, અનેક ભવ્ય અને ગગનચુંબી પ્રાસાદો અને તેમાં વાસ કરી રહેલાં વિવિધ જાતનાં મનુષ્યોવાળાં સેંકડો નગરો ઉપસ્થિત થયાની તો કોઇ સ્થળે તેવાં નગરોનો ક્ષણમાં ધ્વંસ થયાની; કોઈ સ્થળે શબ્દમાત્રથી કુદરતનાં સત્ત્વોને અધીન બનાવી સૃષ્ટિના સૌન્દર્યમાં અનુપમ

વધારો કરી મૂક્યાની તો કોઇ સ્થળે તેમને છૂટાં મૂકી જગતમાં કાળો કેર વર્તાવ્યાની; કોઇ સ્થળે મંત્રયુક્ત અંજલિ જળ છાંટી હજારો મૃતદેહોમાં ચેતન પ્રેરેલું એમ બતાવનારી તો કોઇ સ્થળે શાપમાત્રથી બાળી ભસ્મ કરી નાખ્યાની અને એવી એવી બીજી જે અગણિત વાતો આપણા સાંભળવામાં અને વાંચવામાં આવે છે તે સઘળી શબ્દ-શક્તિનું જ સૂચન કરે છે. પણ એ બધી વાતો તો જરીપુરાણી થઇ ગઈ અને તેથી તેને જતી કરી આપણે કેવળ આપણા નિત્યના વ્યવહાર તરફ નજર રાખી તેમાં એકબીજાની સાથે વાત કરવામાં વપરાતાં વચનોથી એકબીજાના દિલપર જે અસરો થવા પામે છે તેનો જ માત્ર વિચાર કરીએ તોપણ આપણી ખાત્રી થશે, કે શબ્દમાં કંઇ ઑર જ જાદુ રહેલું છે વાતચીતના પ્રસંગમાં કોઇ માણસ આનંદમાં લીન થયેલો હોય તેને એકાદ કઠોર કે અપમાન ભરેલું વચન સંભળાવતાંની સાથે જ તેના શરીરના સાંધા નરમ થઇ જાય છે, મનમાં એકદમ ખળભળાટ પેદા થઇ તેના મુખ પર ઉદાસીની છાયા ફરી વળે છે અને તેનો આનંદ શોકમાં ફેરવાઇ જાય છે. આથી ઉલટું કોઇને દુઃખી, ઉદાસી કે ચિંતાતુર જોઇને તેની સાથે સમભાવપૂર્વક સ્નેહાળ શબ્દોથી વાત કરવામાં આવે છે તો તેને શાન્ત્વના મળે છે, તેમજ તેના દુઃખનો

બોજો દૂર થઇ તેનું અંતઃકરણ પ્રફુલ્લ અને ઉત્સાહપૂર્ણ બને છે. જેમ એક પ્રકાશનું કિરણ ગાઢ અંધકાર વાળા સ્થળને પ્રકાશિત કરી મૂકે છે તેવી રીતે સહાનુભૂતિનો એક શબ્દ દુઃખી દિલમાં ઉલ્લાસ પ્રકટાવી દે છે. આથી દરેક માણસની અને તેમાં ખાસ કરીને મિત્રો સાથેની વાતચીતના પ્રસંગે આપણે જે કંઇ બોલીએ તે સ્થળ, કાળ અને પરિસ્થિતિને અનુસરતું હોવાની ખાસ જરૂર છે

જગતમાં દરેક માણસને પોતાનું એવું કંઇક છૂપું હોય છે, અને એ પ્રમાણે મિત્રોને પણ પોતપોતાનું કંઇક છૂપું હોય એ સ્વાભાવિક છે. આ છૂપું કોઇને કહેવું યા નહિ તે સૌની પોતપોતાની મરજી ઉપર આધાર રાખે છે. આપણું છૂપું આપણે બીજાને કહેવું કે નહિ તેનો આધાર જેમ આપણી મરજી ઉપર છે તેમ બીજાએ પોતાનું છૂપું આપણને જણાવવું કે નહિ તે તેની ઇચ્છા ઉપર આધાર રાખે છે. આમ છતાં છૂપું યા ચાહન જે કંઇ આપણે આપણા મિત્રોને જણાવવાનું હોય તે જેવું આપણા દિલમાં હોય તેવું જ ખુલ્લા શબ્દોમાં જણાવી દેવું જોઇએ. તેમાં સહેજ પણ અંતરાય રાખવો જોઇએ નહિ. વળી કેટલાકમાં નજીવી બાબતોને છાની રાખવાની તો કેટલાકને ગમે તેવી વાત ગમે તેના મોં આગળ ખુલ્લી

કરી દેવાની આદત હોય છે. આ બન્ને પ્રકારની ટેવ ભૂલ-ભરેલી અને નુકસાનકારક છે. કોઇ વાત ઘણી મહત્વની હોય, જેને છાની રાખવામાં બીજાનું હિત રહેલું હોય વા એવાં જ કોઇ બીજાં સબળ કારણો તેના અંગે જોડાયેલાં હોય તો તેને છાની રાખવી એ બેશક જરૂરનું છે; પરન્તુ તે સિવાયની બીજી નમાલી વાતોનો કચરો મગજમાં ભરી રાખવો એ જેમ એક પ્રકારની ભૂલ છે તેમ માણસ ઓળખ્યા સિવાય એકદમ ગમે તેવા મનુષ્યમાં વિશ્વાસ મૂકી તેને પોતાની સઘળી હકીકત કહેવા મંડી પડવું એ પણ મહાન્ ગંભીર ભૂલ છે.

વળી જગતમાં બહાર ન પાડવા જેવી વાતો પણ એક વખત કોઇને કહેવામાં આવે તો તે. પછી ભાગ્યે જ છૂપી રહી શકે છે. આથી એવી કોઇપણ વાત બીજાને કહેતા પહેલાં તે વાત તેના મનમાં ટકી શકશે કે કેમ તેનો વિચાર કરવાની અને તે વાત કદિ પણ બહાર ન મૂકવાની તેને ખાસ સૂચના અને ચેતવણી આપવાની જરૂર છે. તેમ નહિ તો આપણી તે વાત આપણને વિશ્વાસઘાત કે નુકસાન કરવાના કશા પણ ઇરાદા વગર સ્વાભાવિક રીતે ત્રીજે કાને પહોંચે છે અને એમ કર્ણપરંપરાએ સર્વત્ર ફેલાઇ જવા પામે છે. ઘણા સજ્જનો બહુ ઉદાર, સ્નેહાળ અને સમભાવવાળા હોવા છતાં

એટલા બધા ભોળા દિલના હોય છે, કે તેઓ કોઇપણ ગુપ્ત વાતને વધારે વખત છાની રાખી શકતા નથી. આથી આપણા સંબંધનાં સર્વ મનુષ્યોની પ્રકૃતિ અને યોગ્યતા પિછાની જેને જે ઘટિત હોય તેવી અને તેટલી વાત તેને કહેવી જોઇએ. આટલી સાવચેતી રાખવા છતાં પણ કદાચ કોઈ ગુપ્ત રાખવા લાયક વાત કોઇ દ્વારા જાહેરમાં આવવા પામે તો જેના દ્વારા તે જાહેરમાં આવી હોય તેને તે બાબતમાં દોષપાત્ર ગણી ઠપકો આપવો વા તેના ઉપર ગુસ્સે થઇ જવું વાજબી નથી. કારણ, એક તો છાની વાતને જીરવવી એ મહા કઠિન કામ છે અને બીજું આપણે પોતે જ જ્યારે આપણી છાની વાત ગુપ્ત રાખી શકતા નથી અને બીજાને કહી દઇએ છીએ તો પછી બીજાએ તે વાત છાની રાખવી જ જોઇએ એવી ગેર-વાજબી આશા શી રીતે રાખી શકાય?

હવે આપણે જોઇશું, કે મિત્રોમાં કેવાં કારણોને લીધે વેર-ભાવ પેદા થવા પામે છે. ઘણી વખત મિત્રતાને સ્થાને શત્રુતા થવાનાં કારણો ઘણાં જ નજીવાં હોય છે. મિત્રતાને સાંખી ન શકતો એવો કોઇ દુષ્ટ માણસ મિત્રતામાં ભંગ થાય એવી સાચીજૂઠી વાતો સંભળાવે અને સાંભળનાર કાચા કાનનો હોઇ તે બધી સાચી માની લે, મિત્રના બોલવા ઉપર અવિશ્વાસ

કરવામાં આવે, તેના તરફ કોઇપણ વિષયે શંકાની નજરે જોવામાં આવે યા કોઇપણ બાબતમાં મિત્રન માટે દિલમા ઇર્ષ્યા પેદા થવા પામે તો તેથી મિત્રતાનો ભંગ થાય છે.

સૌથી પ્રથમ, મિત્રોના દિલમાં જે પરસ્પર ગેરસમજો ઉત્પન્ન થાય છે તેમાંના મોટા ભાગનું મૂળ કારણ કાચાં કાન હોવા એ જ છે. આપણો અમુક મિત્ર આપણા વિષે અમુક વાત કરતો હતો અથવા અમુકને મોંઢે આપણી અમુક જાતની નિંદા કરતો હતો એવી એવી અનેક વાતો સાંભળવામાં આવે છે અને કાચા કાનને લીધે તે સઘળી જ્યારે સાચી માની લેવામાં આવે છે ત્યારે મિત્રના વિષે આપણા દિલમાં ખોટા વિચારો પેદા થાય છે, અને કદાચ રૂબરૂમાં તે સંબંધે વાત નીકળતાં તે એવી કોઇ વાત કે નિંદા કરવા વિષે ચોકખી ના પાડે અને તેની ખાત્રી માટે કેટલીક સાચી હકીકત રજુ કરે તોપણ તેના બોલવા ઉપર આપણને ઇતબાર આવતો નથી. આમ છતાં આપણે વિચારવું ઘટે છે, કે ઘણી વખત નજરે જોયેલી વાતો ખોટી ઠરે છે તો પછી સાંભળેલી વાતો સર્વાંશે સાચી શી રીતે હોઇ શકે ? કેટલીક વખત તો "પાણી કહે ત્યાં ખોટે ન હોય" એ કહેવત પ્રમાણે "એક જાલેમેં સો સાપ દેખા" એવી કેવળ કલ્પિત, બનાવટી અને જુઠી વાતો

કહેનારા પણ માલૂમ પડી આવે છે. જગતમાં કેટલાંક એવાં પણ હોય છે કે, જે વાતને વધારી "રજનું ગજ" કરી મૂકે છે. કેટલીક વખત કહેનારની મતલબ કંઈ હોય છે અને સાંભળનાર તેનો ઉલટો જ અર્થ કરી બેસે છે. એક વખત એક મહેમાનને જવાની તૈયારી કરતો જોઇને તેને રોકવાના ઇરાદાથી કોઈ ઘરધણીઆણી બોલી ઉઠી, કે "તમે જાવા કરો અને હું ખાવા કરૂં, હું તો રાખઉ, રાખઉ અને રાખઉ જો." ત્યારે પેલો મહેમાન સમજ્યો કે ઑય બાપ! આતો રાક્ષસ છે અને મને ખાઇ જશે! કેવી હસવા જેવી વિચિત્ર વાત! આમ કેટલાંકથી કહેનારની મતલબ નહિ સમજાવાને લીધે વાતનું સ્વરૂપ ફેરવાઇ જાય છે તો કેટલાંક એવાં પણ હોય છે, કે જે મિત્રતામાં તૂટ પડાવવાનો અથવા એવો જ કોઇ દુષ્ટ હેતુ પાર પાડવાની ખાતર ઇરાદાપૂર્વક વાતનું સ્વરૂપ બદલી તેને ઉલટા રૂપમાં રજુ કરે છે. વળી કોઇપણ વિષયે તર્ક બાંધી વાત કરનારાં મનુષ્યો છાપરેથી નળીયું ખખડતાં ચોર હોવાની વાતો કેવી રીતે ફેલાવે છે તેમજ એક કાનથી બીજે કાન જતાં અસલ વાતનું કેવું વિચિત્ર સ્વરૂપ બની જાય છે તે આપણા જાણવામાં છે. આમ ઘણી વખત એક કાનથી બીજે કાન જતાં, ગપગોળા ઉડતાં, કહેનારની મતલબ નહિ

સમજાતાં વા ઇરાદાપૂર્વક વાતને બદલી નાંખતાં મૂળ વાતનું સ્વરૂપ છેકજ બદલાઇ જઇ તેમાંથી વિચિત્ર, હસવા સરખી કે અનિષ્ટકારક વાતો પેદા થવા પામે છે. ઘણી વખત એક જ વસ્તુને જોનારાં અને જેવું જોયું હોય તેવું સાચે સાચું કહેનારાં માણસોની વાતમાં પણ "એક ઢાલની બે બાજુઓ" વિષે વાત કરનારના જેવો મહાન્ તફાવત માલૂમ પડે છે. વળી નજરે જોયેલી અને કેવળ બહારના દેખાવ ઉપરથી જ માની લીધેલી વાતો કેવી ખોટી અને અનર્થ ઉપજાવનારી હોય છે તે પણ જોવા જેવું છે:

એક વખત કોઇ બે મિત્રો એક સ્થળે બેઠા બેઠા વિનોદ-વાર્તા કરી રહ્યા હતા. એવામાં તેમનાથી કેટલેક છેટે એક સ્ત્રી આવી ઉભી રહી અને તે બન્નેમાંથી એકને સાન વડે પોતાની પાસે બોલાવી તેના કાનમાં 'કંઇ નહિ' એટલા જ માત્ર શબ્દો કહી ચાલતી થઇ. પેલો મિત્ર તે સ્ત્રીના આવા વિચિત્ર વર્તનથી ગુસ્સે થવાને બદલે ઉલટો શરમીંદો બની પાછો આવ્યો. હવે પેલો બીજો મિત્ર કે જે માત્ર પોતાની જગા પર બેઠો બેઠો આ બનાવને નિહાળતો હતો તેણે મિત્રને પોતાની પાસે આવેલો જોતાં જ તરત પૂછ્યું, કે તેણે તને શી વાત કહી? ઉત્તરમાં તેના મિત્રે તેને જણાવ્યું, કે "કંઇ

નહિ." આ જવાબ તદ્દન સાચો હતો છતાં પેલો મિત્ર કે જે માત્ર બહારના દેખાવ ઉપરથી મનગમતી કોઇ જુદી જ કલ્પના પર દોરાઇ ગયો હતો તેના માનવામાં તે આવ્યો નહિ. પરિણામે અમૃતમાં વિષ ભળી જીવન બરબાદ થવાનું બી રોપાઇ ગયું ! આમ નજરે જોયેલી વાતો જુઠ્ઠા સ્વરૂપે દેખા દઇ જીવન ઝેરમય કરી મૂકે છે તો પછી સાંભળેલી વાતોને માટે તો કહેવું જ શું? આટલા માટે આપણા મિત્ર અગર કોઈ સંબંધીના વિષે પરસ્પરમાં વિરોધ થાય એવી કોઇ વાત સાંભળવામાં આવે કે તરત જ ઉંધે માર્ગે નહિ દોરાતાં તેમના બોલવાનો સવળો અને ઉદાર અર્થ ગ્રહણ કરવો જોઇએ. વળી તેવી વિરોધી વાતોને મનમાં નહિ રાખતાં પ્રસંગ આવે રૂબરૂમાં તેનો ખુલાસો કરી દેવો જોઇએ, અને તે પ્રસંગે આપણો મિત્ર વા સંબંધી તે વિષે જે ખુલાસો રજુ કરે તેમાં લેશ પણ અવિશ્વાસ કે આશંકા નહિ રાખતાં તેનો ખરા તરીકે સ્વીકાર કરી લેવો જોઇએ. મિત્રતા વા સંબંધ ટકાવી રાખવાનો આ ઉત્તમ ઉપાય છે એમ વિચાર કરતાં સ્પષ્ટ થયા વગર રહેશે નહિ. કારણ, સઘળી તકરારો જાતે જ ખરાબ અને મૂર્ખાઇ બતાવી આપનારી છે, અને ખાસ કરીને જ્યારે એ તકરારો કશા પણ કારણ વગર ઉભી થવા પામે છે ત્યારે

તો તે મૂર્ખાઇને જ વધારે સ્પષ્ટ કરી અનિષ્ટ ઉપજાવે છે. આથી કોઇ પણ વિષયે હા—ના કરી વેર બાંધી બેસવું વા નકામી તકરારો ઉભી કરી જાહેરમાં મૂર્ખ બની અનિષ્ટ વહોરી લેવું તેના કરતાં મિત્ર વા સંબંધી જન તરફથી પોતાની જાતના સંબંધનો જે ખુલાસો કરવામાં આવે તેનો સ્વીકાર કરી બિલકુલ વિરોધ થવા પામે નહિ એવી નીતિ ગ્રહણ કરવી એ જ સર્વ રીતે ઉત્તમ અને પસંદ કરવા યોગ્ય છે. હવે મિત્ર વા સંબંધી જન તરફથી જે ખુલાસો કરવામાં આવે તેનો સાચા તરીકે સ્વીકાર કરી લીધા પછી જો તે સાચો જ હતો એમ ઠરે તો તો તેમાં નુકશાન થવાનું કે પસ્તાવાનું કંઇ કારણ નથી એ સ્પષ્ટ છે. આમ છતાં કદાચ તે ખુલાસો જુઠ્ઠો કે બનાવટી હોય વા વિસ્મરણ કે એવા જ કોઇ બીજા કારણને લીધે તે પોતાના ખોટા ખુલાસાને મક્કમપણે વળગી રહેતો હોય તોપણ તેના બોલવાપર વિશ્વાસ રાખવો અને તે જે કહે તેનો સ્વીકાર કરવો એ ગઈ ગુજરી ભૂલી જવા અને માફ કરવા બરોબર હોઇ આપણી ઔદાર્યની ભાવનાને પોષનાર છે, અને એ લાભ કંઇ નાનોસૂનો નથી.

વળી શંકા અને અદેખાઈ પણ મિત્રતાનો ધ્વંસ કરનાર છે. જેમ કોઈ પદાર્થમાં ઝીણામાં ઝીણી ફાટ પડે છે તો પછી

તેમાં દિવસે દિવસે વધારો થઇ તે પદાર્થ નકામો થઇ જાય છે યા તૂટી પડે છે તે જ પ્રમાણે સ્નેહી હૃદયમાં પણ જો ભોગજોગે એક નજીવી શંકા રૂપી ચીરાડ પડે છે તો તે મોટી થતી થતી સ્નેહનો ભંગ કરે છે.

શંકા હમેશાં જ સાચી ઠરે એમ બનતું નથી. ઘણી વખત તો તેને કશો પણ આધાર ન હોતાં માત્ર તે આપણા દિલના ખૂણામાં ભરાઇ પેઠેલા આપણા પોતાના જ કોઇ જાણીતા વા અણજાણ્યા ભાવોની પ્રતિચ્છાયા જ હોય છે. આથી કોઇ પણ પ્રકારની દિલમાં શંકા પેદા થતાં તેમાં ઉંડે ઉતરી વિચાર કરી જોવાની ખાસ જરૂર છે. જો કશા પણ વિચાર વા વિવેક વગર આપણે આપણા હૃદયમાં મિત્ર વા આપ્તજનના સંબંધમાં ઉપજતી શંકાને સ્થાન આપીએ છીએ તો તેમાંથી મહાન્ અનર્થો પેદા થઇ જીંદગી બરબાદ બને છે. ઓખાહરણમાં ઉમિયાજીના પાતિવ્રત્તને માટે શંકા થતાં શંકર જેવા સાક્ષાત્ ઇશ્વરની અને તેમના કુટુંબની થયેલી સ્થિતિનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેમજ મિત્રના સદાચારને માટે શંકા કરતાં ઓથેલોની થયેલી ખરાબખસ્ત દશાનો જે ચિતાર શેક્સપિઅરે આપ્યો છે તે ઉપરની વાતનું પૂરતું સમર્થન કરે છે. શ્રીમદ્ ભગવત્ ગીતામાં પણ શ્રીમુખે એ જ

ઉપદેશાયું છે, કે **संशयात्मा विनश्यति** । હકીકત એવી બને છે, કે મિત્રો વા સ્નેહી જનો પૈકી કોઇને પણ માટે આપણા હૃદયમાં સહેજ પણ શંકાને સ્થાન મળ્યું કે પછી તેનાં સઘળાં આગલાં અને પાછલાં સારાં કામો, હીલચાલો યા વાતો કેવળ ઉલટા જ સ્વરૂપમાં ભાસી આવે છે. સ્નેહમાં શંકા થઇ, એક વાર હૃદય શંકાશીલ બન્યું એટલે સ્નેહી સાથેના નાના ને મોટા દરેકે દરેક પ્રસંગનો વિચાર કરતાં આપણી શંકા વધારે ને વધારે મજબૂત બને એવા ખ્યાલો આપણા દિલમાં પેદા થવા પામે છે. મિત્ર વા સ્નેહીની એક નજીવી વાત કે હીલચાલમાં પણ આપણી શંકાશીલ દૃષ્ટિ કંઈ એવું જ જુએ છે, કે જે આપણી શંકામાં વધારો કરે અને આપણી માન્યતાને સાચી ઠરાવે. આનું પરિણામ સ્વાભાવિક રીતે જ નાશમાં આવે. માટે જે ને તે બાબતમાં અને ખાસ કરીને સ્નેહના વિષયમાં તો શંકાને લેશ પણ સ્થાન આપવું બિલકુલ ઉચિત નથી.

આ જ પ્રમાણે અદેખાઇ પણ મિત્રોના સદ્‌ગુણોને ઢાંકી દે છે અને દોષોને આગળ કરે છે. સ્નેહ હંમેશાં જ અપકારને ઉપકારરૂપે જુએ છે જ્યારે ઇર્ષ્યા ઉપકારને પણ અપકારરૂપે નિહાળે છે. આટલા માટે ઇર્ષ્યાળુ પ્રકૃતિ મિત્રતાની ખાસ

વિઘાતક છે. એક વિદ્વાન્ લખે છે, કે "બીજા મનુષ્યની મિત્રતા અથવા પ્રેમ આપણા ઉપર કાયમ રહે, એવી જો આપણી ઇચ્છા હોય તો આપણે ઈર્ષ્યાને ધરાવનારા ન થવું જોઇએ. ઇર્ષ્યામાં સામા મનુષ્યને ધક્કો મારીને વેગળા કરવાનું બળ રહેલું છે, અને તેથી જો આપણે તેને સેવીએ છીએ તો જે મનુષ્યને આપણે અત્યંત પ્રિય સમજીને નિરંતર આપણી પાસે રાખવાને ઇચ્છીએ છીએ તેને પણ તે ધક્કો મારીને આપણાથી દૂર કાઢી મૂકે છે. ઇર્ષ્યા આપણા અંતઃકરણમાં અશાન્તિ ઉત્પન્ન કરે છે એટલું જ નહિ, પરન્તુ આપણી આજુબાજુ પ્રબળ વિરોધી વાતાવરણ ઉત્પન્ન કરે છે, અને આવા વાતાવરણમાં રહેનાર કોઇપણ મનુષ્યના મિત્રો લાંબો વખત તેના મિત્રો રહી શકતા નથી. મન, આકર્ષવાની તેમજ ધક્કો મારીને વેગળા ખસેડવાની એમ બે પ્રકારની ક્રિયા એકી વખતે કરી શકતું નથી. ઇર્ષ્યાની અને અદેખાઈની ખટાશથી જ્યાંસુધી આપણું મન તથા શરીર ભરેલાં હોય છે ત્યાંસુધી, આપણે કોઇનો પ્રેમ સંપાદન કરી શકતા નથી તથા આપણા મનમાં માધુર્ય આવતું નથી." આથી મિત્રતા મેળવવાને અને તે મળ્યા પછી તેને ટકાવી રાખવાને ઈર્ષ્યાનો ત્યાગ કરી શત્રુ અને મિત્ર સર્વ પ્રતિ

પ્રેમની નજરે જોવું એ ખાસ જરૂરનું છે. વળી જેને માટે આપણા હૃદયમાં શ્રદ્ધા ન હોય તેની સાથે મિત્રતાથી જોડાવું નહિ; પરન્તુ એક વાર મિત્રતાથી જોડાયા તો પછી તેને જાળવી રાખવાને માટે જરૂરનું છે, કે તેને માટે કદિ પણ હૃદયમાં અવિશ્વાસ કે આશંકાને લેશ પણ સ્થાન આપવું નહિ.

બે હૃદયોમાંથી એક બીજાને માટે સ્વાભાવિક રીતે ઉપજતી સાચી શ્રદ્ધા અને પ્રીતિમાંથી બંધાતી મિત્રતા તે જ ખરી મિત્રતા છે. જ્યાં આવી ખરી મિત્રતા હોય છે ત્યાં ગમે તેવી સ્થિતિમાં અને ગમે તેટલાં દૂરનાં વા એકાંત સ્થળોમાં અર્થાત્ સુખમાં, દુઃખમાં, જંગલમાં, મહેલમાં, જેલમાં, પૃથ્વીપર, જળપર કે પર્વતની ટોચપર શરીરથી વિખુટા છતાં બન્ને મિત્રો જાણે પાસપાસે આવી રહેલા હોય એમ તેઓ હૃદયથી અનુભવે છે. આવું હૃદયનું જોડાણ તે જ ખરૂં જોડાણ છે, અને જ્યાં હૃદય જોડાયાં હોય છે ત્યાં વિખુટાપણું સંભવતું જ નથી. વળી જેને હૃદયનો સાચો વિરામ ગણવામાં આવે છે તે આવી મિત્રતામાંથી જ મળી આવે છે. માટે આપણે જેની સાથે જોડાઈએ તેની સાથે દિલથી જોડાવાનો ખાસ કાળજી રાખવી જોઇએ. સિસિરો કહે છે, કે સંસારની કોઈ વસ્તુ સ્થિર નથી. માનવ જાતનાં સઘળાં

કાર્યો અસ્થિર અને નાશવંત છે. આથી આપણે એક એવો મિત્ર શોધી કાઢવો જોઇએ, કે જેના પ્રતિ આપણો અને આપણા પ્રતિ તેનો સતત પ્રેમપ્રવાહ સ્વાભાવિક રીતે જ નિરંતર વહી રહેતો હોય. કારણ, કે સઘળી વસ્તુઓ નાશવંત છતાં પ્રેમ અચળ છે. પ્રેમ એજ જીવન છે. હૃત્પ્રદેશમાં વહી રહેલો પ્રેમ અને સ્નેહભરી વૃત્તિઓનો ઝરો જ્યારે સુકાઇ જાય છે ત્યારે જીવનના સઘળા સૌંદર્યનો લોપ થાય છે.

ખરે જ સાચા પ્રેમનો મહિમા અપાર છે. જગતનાં પાપ અને તાપની વચ્ચે પણ પરમ સુખ અને શાન્તિનો અનુભવ કરાવનાર પ્રેમ જ છે. પ્રેમ! આહા! એ કેવી અપૂર્વ, મહાન્ અને સાર્વત્રિક વસ્તુ છે! તે અગાધ, અનંત અને શાશ્વત્ છે. ખરો પ્રેમ સ્વયંભૂ છે,* અને હરકોઈ દેશ, કાળ અને સ્થિતિમાં તે હંમેશાં વૃદ્ધિ જ પામ્યાં કરે છે.† તેને કોઇ હદ નથી. તેને માટે કશા નિયમો હોતા નથી. આથી મિત્રોની

---

* "સ્વયંભૂ વ્હેનારૂં સતત ગતિએ પ્રેમ ઝરણું."

સાગર.

† "વનમાં વરસે મેહ, ઘામ ધખે વૈશાખના;
નિત્ય વધારે નેહ, સારસડાંની બેલડી."

પ્રેમભક્તિ.

સંખ્યાને કોઇ ચોકસ હદ હોઈ શકે નહિ, તેમ જ તે અમુક જાતનો, નાતનો, ગરીબ, તવંગર કે અમુક ધંધો કરનારો જ હોવો જોઇએ એવો કોઇ તેના માટેનો ચોક્કસ નિયમ ઠરાવી શકાય નહિ. હદ પ્રેમને નહિ, પરન્તુ સમયને છે અને તેથી જેવી નવરાશ તેટલા મિત્રો રાખી શકાય; છતાં તેમની પસંદગીનો આધાર તો,

"લગની કો લગાડે છે ઉરોની રસ એકતા;
પણ આ માનવી આ એ કાંઈ ભેદ ન પ્રેમને."

એ સ્નેહી કલાપીના કથનાનુસાર હૃદય-રસની એકતા ઉપર જ રહેવાનો. પ્રેમની નિઃસીમતા અને તેના અભેદ વિષે વાત કરતાં મહાન્ ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટો જણાવે છે, કે "પ્રેમનો પ્રદેશ ઘણો જ વિશાળ અને અદ્ભુત છે. તેનું સામ્રાજ્ય દૈવી અને માનુષિય-જડ અને ચેતન-સર્વ પદાર્થો ઉપર વ્યાપી રહેલું છે. પ્રેમ ઈહ જીવનમાં પ્રેમીમાં સદ્ગુણો પુરી તેમાં નવો પ્રકાશ રેડે છે અને પર જીવનમાં તેને સુખી કરી મૂકે છે." કારણ, કે જીવન ક્ષણભંગુર છતાં પ્રેમ અનંત અને શાશ્વત્ છે. પ્રેમનો ભંડાર અખૂટ હોઇ તે ગમે તેટલો ખરચવામાં આવે તો ખૂટતો નથી. માટે મિત્ર અને શત્રુ સર્વ

પ્રતિ તેનો મોકળા મને ઉપયોગ કરવામાં હરકત નથી. "સોનું લઇએ કસી અને માણુસ જોઇએ વસી" એ કહેવત પ્રમાણે કોઇના પર વિશ્વાસ કરવામાં વિવેક રાખવાની યાને પાત્રાપાત્રની તપાસ કરવાની જરૂર છે; છતાં કોઇને પણ સ્નેહપાત્ર ગણવામાં એવા કશાયે વિવેક કે તપાસની જરૂર નથી.

જગતમાં સુખી થવાને માટે એક માણુસે બીજા માણુસની સાથે કેવી રીતે વર્તવું યોગ્ય છે તે બતાવતાં મહાન્ વ્યવહાર –દક્ષ કવિ શેક્સપિઅર જણાવે છે, કે "પ્રાણીમાત્રને ચાહો પણ વિશ્વાસ થોડાં એટલે કે યોગ્ય જણાય તેટલાં જ મનુષ્યોમાં રાખો; કોઇનું પણ ભૂંડું કરો નહિ; શત્રુને બહારના બળ કરતાં ઉપકારના સામર્થ્યથી જીતો અને મિત્રને દિલની પેટીમાં રત્નની પેઠે જાળવી રાખો; જીભને વશ રાખો, અર્થાત્ થોડા બોલામાં ગણાઓ, પરન્તુ બોલ બોલ કરી કંટાળો આપનાર કે લવારીયાની કોટિમાં ગણાશો નહિ." પ્રેમ–સ્નેહ–મૈત્રી વિષેના ઘણા બારીક અને તત્ત્વજ્ઞાન ભરેલા વિચારોને જતા કરી વ્યવહારમાં કેવળ આટલી સાદી અને સામાન્ય બાબતોને સ્મરણમાં રાખી વર્તવામાં આવે તો જીવન પરમ સુખ અને શાન્તિમાં પસાર થઇ શકે એ નિર્વિવાદ છે.

અત્યાર સુધી આ વિષયમાં ખરો પ્રેમ, સાચી મિત્રતાં, મિત્રતાને સ્થાને શત્રુતા થવાનાં કારણો ઉપરાન્ત શત્રુ સદા અહિતકર અને મિત્ર હંમેશાં હિતકારક નીવડે છે એ આદિ બાબતોનો વિચાર કરવામાં આવ્યો છે. આમ છતાં શરૂઆતમાં જોયા પ્રમાણે આ વિષયના સંબંધમાં જે સર્વથી વધારે અગત્યની અને ખાસ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે તે એ છે, કે મનુષ્યને પોતાની જાતના જેવો કોઇ કટ્ટામાં કટ્ટો શત્રુ વા સર્વોત્કૃષ્ટ મિત્ર બીજો કોઇ જ નથી. મનુષ્ય પોતે જ પોતાનો શત્રુ અને પોતે જ પોતાનો મિત્ર છે અને તેથી જેમ આરંભમાં તેમ અંતમાં પણ આપણે આ વિષયને મથાળે મૂકેલાં શ્રીમદ્ ભગવત્ ગીતાનાં નીચેનાં વચનોમાં જ વિરમીશું કે,

आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ।



## પ્રકરણ આઠમું.

### ધન.

" ધન મેળવતાં દુઃખ છે, ખોતાં પણ બહુ દુઃખ;
મોહ પમાડે પાસ જો, શું છે ધનમાં સુખ ?"

—હિતોપદેશ.

" अमृतत्वस्य नाशास्ति वित्तेनेति । "

—મહર્ષિ યાજ્ઞવલ્કય.

ભાવાર્થ:—ધન વડે અમૃતત્વની આશા નથી.

મહાત્મા ભર્તૃહરિએ કહ્યું છે, કે.—

साहित्य संगीत कला विहीनः ।
साक्षात्पशुः पुच्छविषाणहीनः ॥

સાહિત્ય, સંગીત અને કલાના જ્ઞાન વગરનો મનુષ્ય તે મનુષ્ય નહિ, પણ પશુ છે અને તે યથાર્થ દીસે છે. મનુષ્યને મનુષ્ય બનાવનાર, એક ખરા મનુષ્ય તરીકેના જીવનનો અનુભવ કરાવી તેને સુખી કરનાર સાધનોમાં ઉપરોક્ત સાધનો ખાસ અગત્યનાં છે. આટલા માટે જ જીવનને ભોગવવાનું

મૂળ, સંસારનાં સઘળાં મહાન્ અને નિર્દોષ સુખોનું મુખ્ય સાધન સઘળા સુવિચારક વિદ્વાન્ પુરૂષો વિદ્યા, કળા, સંગીત અને સાહિત્યને ગણે છે. ખરા સુખના સાધનમાં ધનની ગણના કદિ પણ કરાતી નથી—થઇ શકતી નથી. ધન હોવું એ સુખી થવાને માટે કંઇ ખાસ આવશ્યક નથી. જો ધન, અધિકાર આદિ બહારનાં સાધનોમાં સુખ રહેલું હોત તો ત્યાસી વર્ષ સુધી ધન, યશ, પ્રતિષ્ઠા, અધિકાર, સન્માન, વૈભવ, વિજય આદિ બહારનાં સાધનોથી વિભૂષિત એવા એક જર્મનીના મુખ્ય પ્રધાન અને સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ: બીસ્માર્કના મુખમાંથી "મને મારા સમસ્ત જીવનમાં એક દિવસ પણ સુખ મળ્યું નહિ" એવાં ખેદકારક વચનો નીકળ્યાં હોત નહિ.

આથી ઉલટું સાહિત્ય વગેરે જ્ઞાનના વિષયોમાં પ્રીતિવાળા પુરૂષો ધનથી બેદરકાર બની પોતાને પ્રિય વિષયના અભ્યાસમાં અપૂર્વ આનંદ અને સુખ અનુભવે છે. ફ્લેચર કવિ કહે છે, કે "મ્હને પોતાને આનંદ અનુભવવા રજા આપો. જે જગ્યામાં મ્હારાં પુસ્તકો, જેઓ મ્હારા ઉત્તમમાં ઉત્તમ સોબતી છે, તે જ્યાં રાખેલા છે, તે જગ્યા મ્હારે મન તો ઉત્કૃષ્ટ ચોગાન છે, કે જ્યાં હરઘડી જઇ હું અસલના ડાહ્યા પુરૂષો તથા તત્ત્વવેત્તાઓ સાથે વાત કરી શકું છું અને કેટલીક વાર

છું રાજાઓ અને શહેનશાહો સાથે મસલત કરૂં છું અને તેમના વિચાર કેવા પ્રકારના છે તેનું મનન કરૂં છું; તેમ તેમણે અન્યાયથી જીતો મેળવી હોય છે તો તેમની જડતી લઉં છું, અને મ્હારી કલ્પનાથી તેમને માટે અઘટિત ઉભાં કરેલાં બાવલાં ભાગી ભેડોળ કરી નાખું છું. ત્યારે શું અનિશ્ચિત અને માયાવી સુખ મેળવવા ઇચ્છા રાખી આવો સતત મળતો આનંદ મ્હારે ગુમાવી દેવો ? ના એમ થશે નહિ; ધન દોલતનો મ્હોટો ઢગ એકઠો કરવાની કાળજી ભલે તમે રાખો પણ હું તો મ્હારા જ્ઞાનનો ભંડાર વધારવાની ઇચ્છા અને કાળજી રાખીશ."

વળી લૉર્ડ મૅકાલે કીર્તિ, ધન, અધિકાર વગેરેથી યુક્ત છતાં પોતાના જીવન-ચરિત્રમાં લખે છે, કે મારા જીવનના જે કલાકો મને ઘણા જ સુખ અને આનંદપૂર્ણ જણાયેલા તે માત્ર પુસ્કોને લીધે જ તેવા જણાયા હતા. એક વખત એક નાની બાળકીને લખેલા પત્રમાં તેણે લખ્યું હતું, કે "મોટા મોટા મહેલો અને બગીચાઓ હોય, સારૂં સારૂં ખાવાનું મળે, ઉત્તમ પીણાં, ગાડીઓ અને સુંદર વસ્રો જોઇએ તેટલાં મળી શકે, અને સેંકડો નોકર સેવામાં હાજર હોય એવી સ્થિતિવાળો મોટામાં મોટો મને રાજા બનાવે અને તે સાથે એવી શરત કરે, કે મારે પુસ્તક વાંચવાં નહિ તો હું કદિ પણ રાજા થવાની

હા પાડીશ નહિ. જેને વાંચવાનો શોખ નથી એવા રાજા થવા કરતાં તો પુષ્કળ પુસ્તકો વાંચવા મળે એવા ગરીબ માણસની સ્થિતિ હું વધારે પસંદ કરીશ." હકીકત એવી છે, કે જ્ઞાન એ કીંમતી ખજાનો છે અને જ્ઞાનના અખૂટ ભંડાર પાસે ધનના ક્ષણિક ઢગલાઓની કશી પણ ગણત્રી નથી. શામળ કવિ બરાબર જ કહે છે કેઃ—

" વિદ્યા સિંધુ 'સુખ તણો, વિદ્યા સદ્દગુણ વર્ગ;
લક્ષ્મીને લુંડી ગણે. સહેજે પામે સ્વર્ગ."

આમ છતાં વ્યવહારમાં ધનને વધારે મહત્વ અપાતું જણાય છે. " જેની ગાંઠે દામ તેને સૌ કરે સલામ " એ વાતચીતના પ્રસંગે વપરાતી કહેવત ધનને અપાતા મહત્વનું જ સૂચન કરે છે. માત્ર ધન હોવું એટલામાં જ સઘળા પ્રકારનાં સન્માન, સુખ, કીર્તિ આબાદી વગેરે આવી જાય છે એમ સમજાવતાં નીચેના શ્લોકને મળતી વાતો વ્યવહારમાં ઠેરઠેર આગળ કરાતી જોઇ શકાય છે.

" य चास्ति वित्तं स नरः कुलिनः
स पण्डितः स श्रुतिमान् गुणज्ञः ॥
स एव वक्ता सच दर्शनीयः ।
सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥

આ પ્રમાણે ધનપ્રાપ્તિને ગમે તેટલું પ્રાધાન્ય આપવામાં આવતું હોય, ધનથી માણુસની મોટાઈમાં ગમે તેટલો વધારો થતો માનવામાં આવતો હોય; તોપણુ આપણે વિચારવું ઘટે છે, કે જે સ્થિતિની સાથે માનસિક ચિંતાઓ, મદ, ઈર્ષ્યા આદિ દુર્ગુણો અને તૃષ્ણા આદિ પ્રલોભનો જોડાયેલાં હોય તેવી સ્થિતિમાં સાચું સુખ શી રીતે હોઈ શકે ?

એ વાત ખરી છે, કે વ્યવહારમાં ધનની જરૂર પડે છે. તેના સદુપયોગ વડે અનેક સારાં કામો કરી શકાય છે. પણ જો ધનપ્રાપ્તિની સાથે સદ્વૃત્તિ જોડાયેલી હોતી નથી તો તે સારાને બદલે માઠું જ કરી બેસે છે. સંસારવ્યવહારમાં સુખી થવાને માટે પૈસા કરતાં પણ સચ્ચારિત્ર્યની વિશેષ જરૂર છે. સચ્ચારિત્ર્યથી જ પૈસા, અધિકાર વગેરે દીપી ઉઠે છે. પૈસાની સાથે જો સચ્ચારિત્ર્ય હોતું નથી તો મનુષ્યનામાં મદ, તૃષ્ણા, લોભ આદિ દુર્ગુણો પેદા થાય છે અને તે તેને કુપથે દોરી મહાન અનર્થ ઉપજાવે છે.

" જેને જરનું જોર, જુલમ ઝાઝો કરી ઝુઝે;
જેને જરનું જોર, બીજાને તે નવ બૂઝે;
જેને જરનું જોર, અહંપદ અતિશે આણે.
જેને જરનું જોર, જગત ઉજડ તે જાણે;
વળી જેને જરનું જોમ છે, છાક્યો રહે અમલે અતિ;
શામળ કહે છે સદ્બુદ્ધિ વિણુ, રૂડું ન થાય તેથી રતિ."

આટલા માટે એમ કહેવું વાજબી લેખાશે, કે જે સદ્ગુણી છે, જેનામાં હદ પારની તૃષ્ણા નથી, જેની જરૂરિયાતો ઘણી જ ઓછી હોય છે અને જે સ્વ-કર્તવ્યથી પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સંતોષી હોય છે તે જ ખરો ધનવાન છે. આથી ઉલટું જેને કશાથી પણ તૃપ્તિ નથી, જેની જરૂરિયાતો દિવસે દિવસે વધતી જાય છે અને જે હંમેશાં તૃષ્ણા-તરંગમાં તણાતો જાય છે તે અઢળક ધનનો ધણી હોવા છતાં ગરીબમાં ગરીબ છે. મહાત્મા ભર્તૃહરિ કહે છે, કેઃ—

" स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला।
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥ "

અર્થાત્, દરિદ્રી એ હજો કે જેની તૃષ્ણાનો પાર નથી. મનનો પરિતોષ થતાં ધનાઢ્ય કોણ અને દરિદ્ર કોણ ? આમ સુખ ધનપતિ થવામાં નહિ, પણ તૃપ્તિ અનુભવવામાં રહેલું છે. તૃપ્તિ ધનવાન કરતાં ગરીબ વધારે સહેલાઇથી અનુભવી શકે છે અને તેટલા માટે ધનવાનની અપેક્ષાએ ગરીબને સુખ મેળવવાનું વધારે સુગમ છે. આમ છતાંયે सर्वे गुणाः काञ्चन माश्रयन्त । એ વિચારે કેવળ ધનવાન હોવામાં જ સઘળા

પ્રકારના સુખનું મૂળ મનાતું હોય તો આપણે વિચારવું ઘટે છે, કે નિર્ધનનું સુખ ધનવાનના સુખ કરતાં કયી બાબતમાં ઉતરતું છે.

શું ધનવાનનાં દિવાનખાનાં અનેક પ્રકારનાં રંગબેરંગી ચિત્રો અને સુંદર પ્રતિમાઓથી સુશોભિત બનેલાં હોય છે એટલા માટે તેઓ ગરીબ કરતાં વધારે સુખી હોય છે ? જો એમ જ માનવામાં આવતું હોય તો તે ભ્રમ જ છે. કારણ કે ચિત્રો અને પ્રતિમાઓ માત્ર તેને જ આનંદ આપી શકે છે, કે જે રસજ્ઞ અને કલાનિપૂણ હોઇ તેમાંની ખામીઓ અને ખુબીઓ સારી રીતે સમજી શકે છે. ચિત્રો વા પ્રતિમાઓના બારીક અવલોકન વડે જે આનંદ એક કલાનિપૂણ સહૃદય ચિત્રકાર વા રસિક હૃદયના સુજ્ઞ પુરૂષને થાય છે તેવો આનંદ તેની માલીકી ધરાવનાર ધનવાનને થતો નથી. સોલોમનના કહેવા પ્રમાણે ધનવાનને તે ચિત્રો વા પ્રતિમાઓની માલકીથી જો કંઈ લાભ હોય તો તે એટલો જ, કે પોતાના ધનથી ખરીદેલાં તે ચિત્રો વા પ્રતિમાઓને પોતાની બે આંખોએ માત્ર દેખ્યા કરે. પણ એવો લાભ તો તેના પર જેની માલીકી નથી એવો રસ્તે જનાર હરકોઇ ગરીબ વટેમાર્ગુ પણ લઇ શકે તેમ છે તો પછી તે ગરીબ વટેમાર્ગુ અને ધનવાનમાં ફેર શો ?

વળી વિજ્ઞાન અને સાહિત્યથી પ્રાપ્ત થતા આનંદના સંબંધમાં પણ આવી જ વસ્તુસ્થિતિ સ્પષ્ટ થશે. વિજ્ઞાનની અભિવૃદ્ધિની સાથે જે અદ્ભુત અને આનંદજનક શોધો પ્રસિદ્ધિમાં આવી છે તેનો અનુભવ કરવાને અને તેથી પ્રાપ્ત થતા આનંદનો ઉપભોગ કરવાને જે સમય અને મનની શાન્તિની જરૂર છે તે લક્ષાધિપતિઓને ક્યાં હોય છે ? તેઓ તો મોટા ભાગે પૈસા વધારી મૂકવાના વિચારમાં વ્યગ્ર હોઇ પ્રાપ્ત ધનના ઉપભોગથી જ બેનસીબ રહે છે તો પછી વિજ્ઞાનથી મળતા આનંદનો ઉપભોગ કરવાની તો વાત જ શી ? પોતાના ધનનો પોતાને તેમજ બીજાને કંઇ પણ લાભ થઇ શકે નહિ તેવી રીતે માત્ર થેલીઓ ગણવામાં, ચોપડા ઉથલાવવામાં, હિસાબ માંડી વાળવામાં, વા એવાં જ કોઇ કાર્યોમાં તેમના સમયનો મોટો ભાગ વ્યતીત થાય છે. તેજ પ્રમાણે સુખ માત્રનું મૂળ જે વિદ્યા તેની પ્રાપ્તિ અને અભિવૃદ્ધિને માટે સાહિત્યના ઉત્તમ ગ્રંથો વાંચવા માટે અને તેથી પ્રાપ્ત થતો આનંદ અને લાભ મેળવવા માટે ધનની નહિ, પરન્તુ સમય અને ધીરજની જ જરૂર છે. કારણ કે આજકાલ ઉત્તમ પુસ્તકો ઘણાં જ સસ્તાં મળે છે. થોડા દિવસની કમાણી વડે એટલાં બધાં પુસ્તકો ખરીદી શકાય છે, કે જેને વરસ સુધી વાંચે તોપણ

પૂરાં થાય નાહ. એ વાત ખરી છે, કે ઉત્તમ પુસ્તકોનો ભંડાર એ એક મહાન્ સંપત્તિ છે, પણ તેનો ખરો ઉપયોગ તેના ધનવાન માલીક કરતાં તે પુસ્તકોની દેખરેખ રાખનાર એક હલકા પગારનો નોકર વધારે કરી શકે છે. પુસ્તકોના માલીક ધનવાન શેઠીયાઓને માત્ર પુસ્તકોની બાંધણી, તેની પીઠ પરના સોનેરી અક્ષરો અને તેની યોગ્ય ગોઠવણીથી શોભી ઉઠતી અભરાઇઓ જ મનોરંજનનું કારણ થઇ પડે છે. અંદરના વસ્તુ સાથે તેમને ભાગ્યે જ લેવાદેવા હોય છે. કારણ કે તે પુસ્તકોનો ધનવાન માલીક જો મોટો વેપારી હોય તો વેપારના કામકાજમાં, જમીનદાર હોય તો જમીનના વહીવટમાં અને કોઈ રાજ્યના મોટા હોદ્દા પર હોય તો તે રાજપ્રકરણમાં એટલો બધો ગુંથાએલો રહે છે, કે તેને પોતાનાં પુસ્તકો વાંચવાની યા જોવાની ભાગ્યે જ ફુરસદ હોય છે.

ત્યારે હવે જોઇ શકાય છે, કે સમય એ જ સાચું ધન છે. અને ખરી રીતે જોતાં તેની કીંમત ધનથી પણ વધારે છે. કારણ કે વખત એ જ મનુષ્યનું જીવન છે. મનુષ્ય જેવો વખતનો વિવેક અને નીતિપૂર્વક ઉપયોગ કરે છે, તેવું જ તેનું જીવન સુખમય બની રહે છે. હવે આ વખતની માલીકીના સંબંધમાં સઘળાં મનુષ્યો એક સરખાં છે. પૈસાદાર

અને ગરીબ સર્વને માટે દિવસના કલાક એક સરખા એટલે માત્ર ચોવીસ જ છે. પૈસા વધવાની સાથે સમયના માપમાં લેશ પણ વધારો થતો નથી.

હવે જો માણસના ઉંઘવાના સમયની ગણત્રી આઠ કલાક કરવામાં આવે તો દેખીતું જ છે, કે મોટા રાજાની માફક રંકનો પણ તેટલો સમય એટલે જીવનનો ત્રીજો ભાગ સુખમાં જ વ્યતીત થાય છે. આથી પણ વધારે ઉચિત કથન તો એ છે, કે ગરીબનું જ એ કું જીવન સુખમાં પસાર થાય છે. ધનવાન એવા શેઠીયાઓ અને રાજા મહારાજાઓના નસીબમાં એ કુદરતી બક્ષીસનો લ્હાવો લેવાનું સરજાયું હોય એમ પણ ઘણી વખત જોવામાં આવતું નથી. જગતમાં ઉંઘથી બેનસીબ રહેવા જેવું એકે મહાન્ દુઃખ નથી, અને તેના ભોગ થઈ પડેલા શેઠીયાઓ અને રાજામહારાજાઓ ઘણા મળી આવે તેમ છે. એક વિશાળ અને સુંદર ઓરડાના અંદર રેશમની પથારી ઉપર સૂઈ રહેવા છતાં નિશ્ચિંત ચિત્તે શાન્ત નિદ્રાનો ઉપભોગ કરનાર એવા ધનવાનો થોડા જ મળી આવી શકે. આથી ઉલટું માત્ર ભૂમિતળને શય્યા બનાવી આખી રાત કેવી રીતે પસાર થઇ તેના લેશ પણ ભાન વગર મીઠી ઉંઘને ખોળે પરમ સુખમાં સમય વ્યતીત કરનાર ગરીબ

માણુસો તો ઠેરઠેર જોઇ શકાય. કારણુ એ છે, કે ગરીબ માણુસો આખો દિવસ પોતાના અને પોતાના કુટુંબના ગુજરાન માટે નાના પ્રકારના પરિશ્રમો ઉઠાવે છે અને પોતાની મહેનતના બદલામાં જે કંઇ મળે છે તેમાં સંતોષ માની દિવસો નિર્ગમન કરે છે. દિવસના આ પરિશ્રમો અને સંતોષને લીધે રાત પડતાંની સાથે જ્યાં પડખું વાળ્યું ત્યાં અને જેવું પડખું વાળ્યું કે તરત જ એકને એક પડખે ભર નિદ્રામાં પડી આખી રાત પરમ સુખમાં પસાર કરે છે. તેમના મગજમાં ધનવાનોની પેઠે આખા દિવસના લાભ-હાનિના વિચારોનો કે વ્યાપારમાં થતી તેજી-મંદીના ડરથી પેદા થતી ચિન્તારૂપી ચિતાનો ધખધખારો હોતો નથી.

હવે ખાવા પીવાના વખતનો વિચાર કરીએ. સામાન્ય રીતે દરેક માણુસના ઓછામાં ઓછા બે ત્રણુ કલાક ખાવા-પીવાના કામ પાછળ જાય છે. આ બાબતમાં પણુ ધનવાનોના કરતાં ગરીબનું સુખ ચઢીયાતું જોવામાં આવશે. કારણુ કે જમણુની મિઠાશનો આધાર જમવાની વાનીઓ પર નહિ, પણુ જમવાની રૂચિ અથવા ભૂખ ઉપર જ છે, અને ભૂખ હંમેશાં આળસુ બની પડી રહેનાર કરતાં મહેનત કરનારાઓને જ વધારે લાગે છે. હવે આપણે જોઈ શકીએ તેમ

ધનવાનોનો ઘણો સમય ગાદિતકીઆ ઉપર આળસુ થઈ પડી રહેવામાં જાય છે અને તેથી જમવાના સમયે અતિ ઉત્તમ અને સ્વાદિષ્ટ વાનીઓનો થાળ તેમની આગળ રજુ કરવામાં આવે તોપણ સારી ભૂખના અભાવે નથી થતો તેમને તે ખાવાનો ભાવ કે નથી આવતી તે ખાવામાં મિઠાશ. આમ છતાં આ ખાઉં કે આ, એવી અતૃપ્તિનું દુઃખ તો તેમને કાયમનું જ થઇ પડે છે. આથી ઉલટું સખત મજુરીથી ભૂખ્યો ડાંસ થઇ ગયેલો ગરીબ માણસ ભાણાની અંદર જે લૂખું સુખું આવી મળે તેને અતિ આનંદ અને ભાવ સાથે ખાઈ તૃપ્તિનું પરમ સુખ અનુભવે છે. આ પ્રમાણે દિવસના દશ કલાકનો હિસાબ તપાસતાં આપણે જોયું, કે તેટલા સમયનું વાસ્તવિક સુખ તો નિર્ધન જ વધારે ભોગવે છે. હવે બાકીના સમયનો વિચાર કરીએ.

ગરીબ અને તવંગર બન્નેનો કેટલોક સમય બાળબચ્ચાંની સાથે પ્યાર અને લાડ કરવા કરાવવામાં જાય છે. જેમ રાજાને તેમ રંકને પણ પોતાનાં સ્ત્રી, બાળક એક સરખાં વહાલાં હોય છે, અને તેથી જેટલો સમય તેમની સાથે ગાળવામાં આવે છે તેટલો વખત એક ગરીબમાં ગરીબ માણસ પણ એક રાજા જેટલું સુખ અનુભવે છે. આ સિવાય

મનુષ્યોનો કેટલોક સમય હરવા ફરવામાં, વસ્ત્રો બદલવામાં કે એવાં જ કોઇ બીજાં સાધારણ કામકાજમાં જાય છે. અને તેમાં ગરીબ કરતાં ધનવાન વિશેષ સુખ અનુભવતા હોય એમ માનવાનું કોઇ ખાસ પ્રયોજન નથી.

આ પછી ચોવીસ કલાકમાંથી દશેક કલાક કામના બાકી રહે છે. આટલા વખતમાં ગરીબ માણસો તનની મહેનતમાં અને ઉદ્યોગી શ્રીમંતો મનની મહેનતમાં લાગેલા રહે છે. જેઓ ધનના મદમાં કંઇ પણ કામ ન કરવું તેને જ મોટાઈ સમજનારા હોય છે તેમની તો અહીં વાત જ નથી. હવે એમ તો શી રીતે કહી શકાય, કે શારીરિક પરિશ્રમ કરતાં માનસિક મહેનત વધારે આનંદ ઉપજાવે તેવી હોય છે? મોટા શેઠીયાઓ, રાજાઓ, અને રાજ્યના મુખ્ય મંત્રીઓને કેવાં ને કેટલાં મહાન્ કાર્યો કરવાનાં હોય છે તે જેઓ સારી પેઠે જાણે છે તેઓના દિલમાં કદિ પણ સુથાર યા સલાટનો ધંધો છોડી રાજા યા રાજ્યના પ્રધાન બનવાનું રૂચશે નહિ. કોઇ એક રાજ્યના રાજા, પ્રમુખ કે પ્રધાન બનવું એ વિચાર આનંદદાયક દેખાય છે ખરો, પણ તેની સાથે એટલી બધી જવાબદારીઓ અને માનસિક વ્યથાઓ જોડાયેલી હોય છે, કે તેમાં પેલાં બહારથી જણાતાં આનંદ અને સુખ ક્યાંએ ગુમ

ચઢી જાય છે !

આટલા સામાન્ય વિચારો પછી આપણા સમજવામાં એટલું તો ચોક્કસ રીતે આવી શકે, કે ગરીબ અને શ્રીમંત સર્વના જીવનનો ⅔ ભાગ હરકોઇ પ્રકારે એક સરખી રીતે જ સુખમાં પસાર થાય છે. તેટલા સમય દરમિયાન શ્રીમંત યા સત્તાધિકારીનું સુખ ગરીબના કરતાં લેશ પણ ચઢીઆતું હોતું નથી. હવે બાકી રહ્યો જીવનનો ⅓ કાળ. આ આઠ કલાકમાં એમ તો શી રીતે સાબીત કરી શકાય, કે ગરીબ કરતાં ધનવાન વધારે સુખી હોય છે ?

કદાચ કોઇ એવી દલીલ રજુ કરે, કે એ બધું તો ખરૂં પણ દાન કરવામાં અને એ રીતે દુઃખી મનુષ્યોનાં દુઃખો દૂર કરવામાં જે આનંદ રહેલો છે તે તો માત્ર ધનવાનોને જ પ્રાપ્ત થઈ શકે છે. ગરીબો એવા આનંદથી હંમેશાને માટે બેનસીબ રહે છે. પરન્તુ આપણે વિચારવું ઘટે છે, કે એક ધનહીન પણ દાનશીલ બની શકે છે. દયાળુ અંતઃકરણની દીન વિધવાની એક પાઇ પૈસાદારની સોનામહોરના જેટલી જ કીંમતી છે. જેટલો આનંદ અને સંતોષ પૈસાદારને સુવર્ણનું દાન કરવાથી થાય છે તેટલો જ આનંદ અને સંતોષ ગરીબ માણસને એક પાઇનું દાન કરવાથી થાય છે. આમ છતાં પણ

જો એ બાબતમાં કોઇને કંઇ તફાવત જેવું જણાતું હોય તો તે તફાવત ગરીબ અને તવંગરના દાન વચ્ચેનો નહિ, પરન્તુ જોનારની દૃષ્ટિનો જ છે.

વળી બીજાઓનું દુ:ખ માત્ર દુ:ખી જ સમજી શકે છે. ગરીબનાં દુ:ખો તવંગર કરતાં ગરીબોને જ વધારે સારી રીતે લક્ષમાં આવી શકે છે.

" જાકે પાંવ ન ફટી બિવાઈ,
સો ક્યા જાને પીર પરાઇ ? "

અર્થાત્ જેણે જાતે દુ:ખ ઉઠાવ્યું હોય છે તે જ માત્ર બીજાનાં દુ:ખોનું વાસ્તવિક અનુમાન કરી શકે છે. અમીર લોકો તો મોટા ભાગે બીજાઓનો તિરસ્કાર કરવામાં કે તેઓનું અપમાન કરવામાં તત્પર રહેલા માલૂમ પડે છે. મહાત્મા તુલસીદાસે બરાબર જ કહ્યું છે, કે:–

" કોઉ નહિં અસ જન્મેઉં જગમાંહીં,
પ્રભુતા પાઇ જાહિ મદ નાહીં. "

આ પ્રમાણે જ્યાં પ્રભુતાની સાથે મદ થવા પામતો હોય ત્યાં ધનવાન કરતાં નિર્ધન હોવું એ જ વધારે સારૂં છે. કારણ કે મદભરી અમીરી જ્યારે બીજાઓનો તિરસ્કાર વા અપમાન કરવાને દોરાય છે ત્યારે શાન્ત ગરીબી હંમેશાં પ્રત્યેકની સાથે

સહાનુભૂતિ અને માયાળુપણાથી વર્તવાને પ્રેરાય છે. લોકોનાં દુઃખો દૂર કરવામાં દ્રવ્યદાન કરતાં પણ જેની વિશેષ જરૂર છે તે આ સહાનુભૂતિ અને માયાળુ વર્તનની છે અને તેનું દાન પૈસાદાર કરતાં ગરીબ વધારે ઉત્તમ પ્રકારે કરી શકે છે.

વળી એમ કહેવામાં આવે કે પૈસાદાર મનુષ્યો પોતાની પાસેના પૈસાથી ચાહે તેવી વસ્તુઓ ખરીદ કરી શકે છે અને તે લાભ ગરીબોને હોતો નથી. આ કહેવું એક રીતે વાજબી છે ખરૂં, પણ આપણે ભૂલી જવું જોઈતું નથી, કે માનવ જીવનને ઉપયોગી એવી વસ્તુઓ તો [illegible] જ [illegible] છે, અને તેમાંની કેટલીક તો વિના મૂલ્યે અને વગર માગે આવી મળે છે. વળી મનુષ્યજીવનના અર્થે જે વસ્તુઓ અતિ ઉપયોગી અને અમૂલ્ય છે તે બાજી ચીજોની માફક બજારમાં વેચાતી નથી, તેમજ ધનથી તેની કદિ પણ ખરીદી થઇ શકતી નથી. આરબ લોકોમાં પ્રચલિત કહેવત પ્રમાણે "મનુષ્યની સાચી દોલત આ દુનિયામાં કરાયેલાં તેનાં સત્કર્મો જ છે. જ્યારે તે મરી જાય છે ત્યારે જગતના લોકો તે પોતાની પાછળ કેટલી મિલ્કત મૂકી ગયો છે તેની પૂછપરછ કરે છે, પણ યમના દૂતો માત્ર તેનાં સત્કર્મોની જ તપાસ કરે છે." આથી જણાય છે, કે જગતમાં જે સર્વથી વિશેષ કીમતી અને જરૂરની ચીજો

છે તે ધન નહિ, પરન્તુ મનુષ્યનાં સત્કર્મો જ છે અને ધનવાન
કરતાં ગરીબને તે વધારે સુલભ છે.

હકીકત આ પ્રમાણે હોવા છતાં એટલે ધનવાન કરતાં
ગરીબ સુખમાં કોઈ પણ રીતે ઉતરતા ન છતાં જગતમાં
ઘણાં પૈસાદાર મનુષ્યો માત્ર પૈસાને જ સર્વસ્વ માની,
તેના મદમાં ચકચૂર બની બીજાઓને માત્ર પૈસા નહિ
હોવાના સબબે જ દુઃખી વા હલકાં ગણી તેમનો
તિરસ્કાર કરે છે ! પૈસા વગરનાં માણસોની સાથે વાત કરવી
એમાં જાણે પોતાની જાતનું અપમાન થઈ જતું હોય અને
તેમને દૂર રાખવામાં જ જાણે મોટાઇ સમાયેલી હોય એમ
સમજી ગરીબ માણસોની સાથે ઘણા ધનવાનો કેવળ અણ-
છાજતું વર્તન ચલાવતા જોવામાં આવે છે ! આવા મદોન્મત્ત
શ્રીમાનો વા સત્તાધિકારીઓએ વિચારવું ઘટે છે, કે પૈસો વા
સત્તા એ કંઈ ખરી સંપત્તિ નથી. વળી તેઓ જેમનો કેવળ
બહારના જ દેખાવથી તિરસ્કાર કરે છે, જેમને પોતાનાથી
દૂર રાખવામાં મોટાઈ સમજે છે તેઓ જ કદાચ પોતાનાથી
તેમજ પોતે જેમને મુલાકાત લેવા યોગ્ય ગણે છે તેમનાથી
વધારે આદરયોગ્ય, સુખી અને મહાન્ હોય એ બનવા જોગ
છે. એ વાત ખાસ કરીને યાદ રાખવી ઘટે છે, કે ગરીબ વા

તવંગરની આંકણી ધન, સત્તા આદિ બહારની સંપત્તિથી કદિ પણ થઈ શકતી નથી. તે તો અલ્પ-સ્થાયી, તુચ્છ અને માયિક છે. તેનાથી પ્રાપ્ત થતાં સુખ અને આનંદ પણ 'તુચ્છ' અને 'ક્ષયમય' છે.

" અરે ! આનંદો જે જગત પરની સમ્પદ ધરે,
ભલા ભાઇ ! એ તો ક્ષયમય અને તુચ્છ સઘળા,
અને જે ભોળા એ ચપળ લઘુતા ઈષ્ટ ગણતા,
અરે બેટા ! તે તો લઘુતર નકી પામર બધા. "

— કલાપીનો કેકારવ.

આ પ્રમાણે સોનારૂપાના ટુકડા નહિ, પરન્તુ અંદરની સંપત્તિ તે જ સાચી સંપત્તિ છે. જેનામાં જેટલી આંતર સંપત્તિ વિશેષ તેટલો તે વધારે ધનવાન ગણાવાને યોગ્ય છે. ધનવાન અને નિર્ધનનો ભેદ ચળકતા સિક્કાથી નહિ, પણ જળહળાટ કરી રહેલા આંતરના નૂરથી જ થઈ શકે. આંતરનું નૂર આણવાની શક્તિ ચળકતા સિક્કામાં નથી; છતાં ચળકતા સિક્કા તો આંતરના નૂરની પાછળ પાછળ ફરતા ફરે છે. અમેરિકામાં જ્યારે સ્વામી રામતીર્થને કોઇએ પૂછયું, કે " સ્વામીજી ! પૈસા વિના તમને કેમ ચાલશે ? " ત્યારે તેમણે કહ્યું હતું, કે " રામને કશાનીયે જરૂર પડે છે ત્યારે 'તે

વસ્તુ એની મેળે આવી મળે છે." આથી સ્પષ્ટ જ છે, જેની જરૂરિયાતો ઘણી જ ઓછી છે, જેને ધનની બિલકુલ ચાખના નથી અને જે માત્ર આત્મરમણમાં જ તલ્લીન રહે છે તે જ વધારે તવંગર છે. આથી ઉલટું જેની તૃષ્ણા મીટી નથી, જેને દુનિયાની સંપત્તિ પણ અધુરી અધુરી ભાસે છે અને એ પ્રમાણે નિરંતર તૃષ્ણાના દાસ બની રહેવામાં જેણે આંતરનું નૂર ગુમાવ્યું છે તે જ દેખાવમાં ધનપતિ છતાં કંગાલનો કંગાલ છે. મેલા ઘેલા દેખાવનો, ગમે ત્યાં વિચરનારો, ફુટલી કોડી વગરનો છતાં બધી જાતની બહારની પત્રાંથી પરવારેલો ગરીબ માણસ, ઉજળાં કપડાંમાં ફરનાર, મહેલમાં વસનાર, અનેક દાસદાસીઓથી વીંટળાઈ રહેનાર છતાં દિન પ્રતિદિન તૃષ્ણા તરંગમાં તણાઈ આંતરનું નૂર ગુમાવી બેઠેલા અઢળક ધનના ધણી એવા શ્રીમાનો અને રાજા મહારાજાઓથી વધારે તવંગર અને સુખી હોય છે. મહાત્મા ભર્તૃહરિ બરાબર જ કહે છે, કે "અકિંચન યોગીનું સુખ નિઃસીમ લક્ષ્મીમાં વિલાસ કરતા રાજાથી જરા પણ ન્યૂન નથી." અને એપિક્ટેટસ એનું જ્વલન્ત ઉદાહરણ છે. બહારથી તે એક કંગાલ ગુલામ હોવા છતાં આંતર સંપત્તિની બાબતમાં તે રાજાઓનો પણ રાજા જેવો હતો. તેના આંતરમાંથી બહાર નીકળી આવેલા

ઉપદેશો તરફ અત્યારે પણ જગત્ ઘણા આદર અને આભારની નજરે નિહાળે છે. તેણે પોતાની જાતના દૃષ્ટાન્તથી જગતને સિદ્ધ કરી બતાવ્યું છે, કે સુખશાન્તિની બાબતમાં એક કંગાલમાં કંગાલ પણ રાજાની બરાબરી કરવા સમર્થ છે. તે કહે છે, કે

"જે મનુષ્યની પાસે કંઇ જ નથી, પહેરવાને વસ્ત્ર નથી, રહેવાને ઘર નથી, કામ કરવાને નોકર નથી અને શાહેરમાં રહેવાનું નથી, હેવા મનુષ્યનું જીવન શાન્તિથી કેમ જાય ? પણ એમ નથી. ઈશ્વરે આ એક મનુષ્યને-મ્હને-ત્હમારી પાસે એ જ દેખાડવા મોકલ્યો છે, કે તે થઈ શકે એમ છે. જુઓ મ્હારે શાહેર નથી, મિલ્કત નથી, ગુલામ નથી, હું ભૂમિ પર સૂઈ રહું છું, મ્હારે સ્ત્રી નથી, છોકરાં નથી, હોદ્દો નથી, પણ ફક્ત પૃથ્વી, આકાશ અને આ એક રંક કફની છે. છતાં મ્હારે શેની તંગી છે ? શું હું શોક રહિત નથી ? ભય રહિત નથી ? સ્વતંત્ર નથી ? ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ થયો કે અનિષ્ટમાં આવી પડયો એવો મ્હને ત્હમારામાંથી કોઇએ કદિ જોયો છે ? મ્હેં કદિ કોઇ મનુષ્ય કે ઇશ્વરનો દોષ કાઢયો છે ? ત્હમે કોઇએ કોઇ વખત પણ મ્હારા મુખ ઉપર એક પણ શોકની રેખા જોઇ છે ? અને જેની તરફ ત્હમે ભય અને સાનંદાશ્ચર્યથી જુઓ છો, ત્હેમની સાથે હું કેવી રીતે વર્તું છું ? શું એમને ગુલામ જેવા નથી ગણુતો ? અને કોણ એવો છે, કે જે મ્હને જુએ છે તે વખત એના રાજાને અને સ્વામીને જુએ છે એમ ન ધારતો હોય ?"

આથી એમ કહેવું તદન જ સાચું જણાઇ આવે છે, કેઃ—

विनाप्यर्थैर्वीरः स्पृशति बहुमानोन्नतिपदं ।
समायुक्तोप्यर्थैः परिभवपदं याति कृपणः ॥
स्वभावादुद्भूतां गुणसमुदयावाप्ति विषयां ।
द्युतिं सैंहींकिंश्वाधृतकनक मालोपिलभते ॥

—हितोपदेश.

વળી ઉપયોગની દષ્ટિથી વિચાર કરવામાં આવશે તોપણ દેશના ગરીબ વર્ગ જ વધારે આદરયોગ્ય અને સંપત્તિમાન જણાશે. દેશના ગરીબ વર્ગને હલકો ગણવો વા તેનો તિરસ્કાર કરવો એ દેશના હુન્નર ઉદ્યોગનો તિરસ્કાર કરવા બરાબર છે. અનેક પ્રકારના ધંધા-રોજગારમાં સતત પરિશ્રમ કરી રહેલો એવો ગરીબ કારીગર વર્ગ જ દેશનાં કળાકૌશલ્ય ખીલવનાર, ખેતીવાડીને આબાદ કરનાર અને એ રીતે દેશની ઉન્નતિમાં વધારો કરનાર છે. જ્યાં દેશના આવા અતિ અગત્યના અંગ તરફ પ્રેમ અને આદરની નજરે જોવામાં આવે છે ત્યાં જ ઉન્નતિ થતી જાય છે. સ્વામી રામતીર્થ કહે છે, કે " જ્યાં ઉદ્યોગનો ( ગરીબ મહેનતુ વર્ગનો ) તિરસ્કાર

કરવામાં આવે છે ત્યાં પરિણામ શૂન્ય જ સમજવું. ત્યાં અવનતિ અને નાશ ડોકીયાં કર્યા જ કરે છે અને હુન્નરં કષ્ટ-સાધ્ય વસ્તુ થઇ પડે છે. જ્યાં ઉદ્યોગને માન આપવામાં આવે છે ત્યાં ચૈતન્ય અને પ્રકાશ વાસ કરે છે અને કૌશલ્ય વધે છે. " આથી સ્પષ્ટ થશે કે નિર્ધન મનુષ્યોને માત્ર તેમની પાસે ધનના ઢગલા નથી એટલા જ કારણસર હલકા વા દુઃખી ગણી તેમનો તિરસ્કાર કરવો એ કોઇ પણ રીતે યોગ્ય નથી.

ઘણી વખત ધન ઘણું જ મોંઘું પરવડે છે. ધન મેળવવામાં ધનની કીંમત કરતાં વધારે કીંમતી ભોગો આપવા પડે છે. સમય, શારીરિક સ્વાસ્થ્ય અને માનસિક શાન્તિના ભોગે તે મેળવવામાં આવે તો દેખીતી રીતે જ તેમાં લાભ કરતાં હાનિ વધારે છે. કદાચ એ નુકસાન ભોગવી લઇને તે મેળવવામાં આવે તોય તેમાં સુખ ક્યાં છે ? મેળવ્યા પછી તેને સાચવવાનું દુઃખ, ખરચ થઈ જવાનું દુઃખ, ચોરાઈ જવાનું કે બીજી કોઇ રીતે નાશ પામવાનું દુઃખ એવાં અનેક દુઃખો પેદા થાય છે. માટે સુખશાન્તિના ભોગે તેને મેળવવા મથવું એ કોઇ પણ રીતે યોગ્ય કે ડહાપણ ભરેલું નથી. સંસારમાં સર્વથી મહાન્ ઉપયોગી વસ્તુઓ જે સ્વચ્છ હવા, ચોખ્ખું

પાણી, ગુણકારી ખોરાક, નિરામય શરીર અને નિર્મળ અંતઃકરણ તે એક ધનવાન અને ગરીબ બન્નેને સરખી રીતે જ મળી શકે એમ છે. આથી ઉલટું સર્વથી અધમ અને પીડાકારી વસ્તુઓ જે દુઃખ, ચિન્તા અને પાપ તે ધનથી દૂર થવાને બદલે ઘણી વખત ધનમાંથી જ ઉત્પન્ન થવા પામે છે.

ઉપરના સઘળા વિચારો જેમ એક વ્યક્તિને તેમ આખા રાષ્ટ્રને પણ લાગુ પડે છે. હરકોઇ રાષ્ટ્રની સાચી સંપત્તિ તેની અંદરનું સોનું રૂપું નથી, પણ તેની અંદર વાસ કરી રહેલાં મનુષ્યોનાં સદ્‌ગુણ, સ્વાથ્ય અને સુખ જ તેનું ખરૂં ધન છે. જે રાષ્ટ્રમાં ઘણાં પૈસાદાર મનુષ્યો વસતાં હોય તે સંપત્તિમાન કે સુખી ગણાય નહિ, પણ જેમાં સદ્‌વર્તનશાળી અને સુખી માણસો ઘણા મોટા પ્રમાણમાં વસતાં હોય તે જ રાષ્ટ્ર સુખી અને સમૃદ્ધ ગણાવાને યોગ્ય છે. ધનનો મદ જેમ વ્યક્તિનો નાશ કરે છે તેમ વ્યક્તિસમૂહથી બનેલા રાષ્ટ્રનો પણ નાશ કરે છે.

જે મનુષ્ય રાષ્ટ્રના ધનભંડારને અખૂટ સમજે છે તેની સમજ ભૂલ ભરેલી છે. અલબત્ત, તે ભંડાર ઘણો મોટો છે, પણ અનંત કે અખૂટ તો નથી જ નથી. જે પ્રમાણે એક વ્યક્તિની પૈસાની થેલીને કોઇ ને કોઇ દિવસે ખાલી થઇ જવાનો વખત આવી લાગે છે તેમ કાળે કરીને રાષ્ટ્રના ધન-

ભંડાર પણ ખૂટી જવાનો સમય ઉપસ્થિત થાય છે. (આધુનિક યુરોપીય ઘોર સંગ્રામ તેનું જ્વલન્ત ઉદાહરણ છે.) આમ છતાં અફસોસની વાત છે, કે આ સત્યને ઘણી વખત ભૂલી જવામાં આવે છે! પ્રત્યેક સામ્રાજ્ય દુષ્કાળ, લડાઇ વગેરે જેવા આપત્તિ કાળમાં મિતવ્યયી બને છે; પરન્તુ ખરૂં વિચારશીલ દુરંદેશી સામ્રાજ્ય તો તે જ છે, કે જે સુકાળ અને શાન્તિ જેવા આબાદીના સમયમાં પણ અપવ્યય કરતું નથી. આમ એકલું ધન હોવું એ જ બસ નથી, પણ તેની સાથે વિવેકની પણ જરૂર છે. વિવેક વગરના ધનની કશી જ કીંમત નથી. ધનની સાથે તેનો ઉપયોગ કરવામાં જોઇતો વિવેક ન હોય તો એક ને એક દહાડો વિપત્તિનું વાદળ અવશ્ય ફરી વળે છે, અને જેમ એક વ્યક્તિને તેમ આખા દેશને પણ દીન, દુઃખી અને કંગાલ કરી મૂકે છે. પૈસાદાર થવાનો મુખ્ય લાભ એ છે, કે પૈસા સંબંધી ફિકરચિંતાથી મુક્ત રહી શકાય. આમ છતાં જો તેનું પરિણામ એવું આવે, કે પૈસા વધવાની સાથે તેમાં સતત વધારો થવાની તૃષ્ણા, ચિંતા અને કેવળ સ્વાર્થપરાયણતાના વિચારોમાં જ મનુષ્ય રાત દિવસ ઘેરાયેલો રહેવા પામે તો તે લાભને બદલે વધારે નુકસાનકારક નીવડે એ દેખીતું છે. એવા સ્વાર્થી અને ચિંતા-

રહિત ધનહીન રહેવું હજાર દરજ્જે શ્રેષ્ઠ અને પસંદ કરવા લાયક છે. સ્વાર્થ અને ચિંતા રહિત નિર્ધનનું જ જીવન ચિંતા અને સ્વાર્થથી ઘેરાયેલા ધનવાન કરતાં વધારે સુખી હોય છે. ધન એ મહાન્ પ્રલોભન છે. તે એક પ્રકારની મૃગજાળ છે. તેમાં ફસાતાંની સાથે જ મન ઉપરનો કાબુ છૂટી જાય છે અને અભિમાનમાં વધારો થાય છે. કેટલાક પૈસાદારો તો પ્રથમ જોયું તેમ એટલા બધા મદાંધ બની જાય છે, કે તેઓ ગરીબ માણસો જાણે તેમના પગ તળે છૂંદાવાને જ જન્મ્યા હોય એમ માની બેસે છે. આટલા માટે એ કહેવું યથાર્થ છે, કે ગરીબાઇને માત્ર બે જ સદ્ગુણોની જરૂર છે, જ્યારે અમીરીની સાથે ઘણા સદ્ગુણો હોવાની આવશ્યકતા છે. ગરીબ માણસોમાં જો ખંત અને જાતમહેનત એ બે ગુણ હોય છે તો તેઓ આ દુનિયામાં સફળ અને સુખી થઇ શકે છે; પણ શ્રીમંતોમાં જો દાનશીલતા, મિતાહારીપણું, મિતવ્યયિતા, ઉદારતા, ડહાપણ, આત્મસંયમ અને એવા બીજા સદ્ગુણો હોય નહિ તો તેને પડવાનો પદે પદે ભય રહેલો છે. ધન અને અધિકાર એ કેવાં જબરદસ્ત પ્રલોભનો છે અને તેના પાશમાં પડનાર કેવાં ભયંકર અને કાળાં કૃત્યો કરી મહાન્ અનર્થ ઉપજાવે છે તે સઘળા દેશના

ઇતિહાસ બહુ જ સારી રીતે સ્પષ્ટ કરી બતાવે છે.

ધનની સાથે કરકસરની પણ જરૂર છે. યુવાવસ્થામાં જો જરૂર વગરની નકામી વસ્તુઓ ખરીદવા પાછળ ધનનો વ્યય કરવામાં આવે તો વૃદ્ધાવસ્થામાં જીવને જીવન જેવી ઘણી જરૂરની વસ્તુઓ વેચી મારવી પડે. આટલા માટે જુવાનીમાં એવી વ્યવસ્થિત રીતે જીવન ગાળવું જોઇએ, કે જેથી કરીને ઘડપણમાં દેવું કે પૈસા સંબંધીની કાળજીથી મુક્ત રહી શકાય. રોજની કમાઇ રોજ ખરચી નાખવા કરતાં આગલા દિવસની કમાણી પર ગુજરાન ચલાવવું એ વધારે સારૂં છે. બીજા દિવસની કમાણી ઉપર આધાર રાખી રોજની કમાણી રોજ વાપરી દેવી એ મોટી ભૂલ છે. રોજની કમાણી રોજ ઉડાવી દેનારને ભૂખે મરવાનો વખત લાગી આવે છે.

વળી કોઇ પણ જાતના ધંધામાં જોડાયેલાં માણસોએ એકદમ પૈસાદાર થઈ જવાની ઉતાવળ કરવી જોઇએ નહિ. જુગાર કે સટ્ટા જેવા ધંધાને પડછાંયે પણ જવું જોઇએ નહિ. એકદમ ધનાઢ્ય થઇ જવાને લલચાવનાર જુગાર અને સટ્ટા જેવા સઘળા ધંધાઓ મનુષ્યને વ્હેલે કે મોડે હમેશાં જ પાયમાલ કરનાર નીવડયા છે. આથી ઉલટું "કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીંપે ટીંપે સરોવર ભરાય" એ કહેવતને

સ્મરણમાં રાખી જુજ અને વાજબી નફો લઇ ધીમે ધીમે કમાણી કરનારાઓની થેલીઓ પૈસાથી તર થઇ જાય છે. હકીકત એવી છે, કે ખરી મહેનતનો પૈસો જ હમેશાં લાંબી મુદ્દત ટકી રહેવા પામે છે અને હરામનું ધન ખરી કમાણીને પણ ખેંચી જાય છે.

સુખના દિવસોમાં પણ દુઃખના દિવસો ધીમે ધીમે નજીક આવતા જાય છે એ વાતને સ્મરણમાં રાખીને વર્તવું જોઇએ. તે જ પ્રમાણે દુઃખના સમયમાં સુખસૂર્યનો ઉદય થશે જ થશે એવી સબળ શ્રદ્ધા રાખી ધીરજ ધરવી જોઇએ. અર્થાત્

"સુખ સ્થિતિમાં છકી નવ જવું,
દુઃખમાં ન હિંમત હારવી;
સુખદુઃખ સદા ટકતાં નથી,
એ નીતિ ઉર ઉતારવી."

હવે જમીનદારી વિષે વિચાર કરીએ. જેમ ધનિકતા તેમ જમીનદારી પણ સુખને માટે ખાસ આવશ્યક છે એમ નથી. ઉનાળાની ઋતુમાં એકાદ બે માસ કેટલાક શ્રીમંતો અને અમીર ઉમરાવો દરિયા કિનારે કે આબુ વા મહાબળેશ્વર જેવા ઉચ્ચ પહાડી પ્રદેશમાં જઇ વસે છે. આવે સમયે ત્યાં જનારના મનમાં એવું તો કદિ પણ લાગી આવતું નથી, કે તે

દરિયા કિનારાની વા પહાડી પ્રદેશ પરની મંદમંદ વહી રહેલી ઠંડી અને ખુશકારક પવનની લહરીઓ, આસપાસ ચારે તરફ પથરાઇ રહેલી પ્રકૃતિની લલિત અને સુરમ્ય લીલાઓ તેમજ નજરની સામે ખડાં થતાં અનેક સુંદર દૃશ્યો પર તેમની પોતાની માલીકી નથી. તેમજ તે ભૂપ્રદેશ પર તેમની માલીકી નહિ હોવાના સબબે સૃષ્ટિસૌંદર્યના અવલોકનથી તેમને લેશ પણ ઓછો આનંદ પ્રાપ્ત થતો હોય એમ પણ નથી. ત્યાં તેઓ તે પ્રદેશના જાણે માલીક હોય તેમ ત્યાંના જમીનદાર રાજાના જેટલા, કદાચ તેથી વધારે સુખ અને આનંદમાં દિવસો ગાળે છે. આ પહાડી પ્રદેશ પરનાં મકાનો અને તેની આસપાસનાં જંગલો, ખેતરો અને જળાશયોના માલીકને સાથ, ભાડું વા કર આદિ ઉપજ સંબંધીનો લાભ છે એ વાત ખરી, પરન્તુ તેમાંની સુંદરતાના ઉપભોગથી થતા આનંદનો લાભ તો જમીનદાર અને ત્યાં જઇ વસનાર બન્નેને એક સરખો જ પ્રાપ્ત થાય છે. આમ છતાં જો એ આનંદ પ્રાપ્તિનો લાભ કોઇ પણ વધારે લઇ શકતુ હોય તો તે ત્યાં જઇ વસનારા જ છે, અને નહિ કે જમીનદાર. કારણ, કે જમીનદારની નજર બહુધા સૌંદર્ય અવલોકવા કરતાં તેના ઉત્પન્ન તરફ વધારે હોય છે, જ્યારે ત્યાં સુખ અને આનંદની ખાતર

જઇ રહેનારના દૃષ્ટિનો વિષય માત્ર પ્રકૃતિના સૌંદર્યનું પાન કરવું એ જ હોય છે. ગમે તેમ હોય તોપણ પ્રકૃતિનું સૌંદર્ય ધનવાન અને નિર્ધન સર્વને માટે એક સરખું જ ખુલ્લું છે એ વાત નિર્વિવાદ છે. એ સૌંદર્ય અવલોકવાને ધન નહિ, પણ માત્ર આંખ જ હોવાની જરૂર છે. જેને આંખ છે એવા ધનવાન અને નિર્ધન સઘળા જ જેના પર માલીકી હોવાનો કોઇ પણ દાવો કરી શકે તેમ નથી એવી પ્રકૃતિની સુરમ્ય મનોહર લીલાઓમાં અસ્ખલિત ભાવે રેલી રહેલા અનુપમ સૌંદર્ય અને આનંદ-રસનું એક સરખી રીતે પાન કરી શકે છે.

જમવાની બાબતમાં પણ જમનાર અને જમાડનાર બન્ને એક સરખો આનંદ અનુભવે છે. જો જમાડનારને સહેજ પણ વધારે આનંદ થતો હોય તો તે જમવાનો નહિ, પરન્તુ પોતે જમાડનાર છે એટલા જ માત્ર વિચારનો. બાકી ખાવાના પદાર્થો તો બન્નેને એક સરખા જ સ્વાદિષ્ટ માલૂમ પડે છે; અને તેમાંથી કદાચ કોઇને વધારે સ્વાદ પડતો હોય તો તે પૈસાદારને નહિ પણ ગરીબને જ પડે છે. અર્થાત્ જમવાથી પ્રાપ્ત થતા આનંદમાં પૈસાદાર કરતાં ગરીબ કોઇ પણ રીતે ઉતરતા નથી.

વળી,

" બડે બડેકું દુઃખ હે, છોટેસેં દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગહે ચંદ ઓર સૂર. "

એ વચનો પ્રમાણે બહુ વાળાને બહુ ઉપાધી હોય છે. ગરીબો કરતાં શ્રીમંત અને સત્તાધીશોને બહુ જ મોટા પ્રમાણમાં ફિકર અને ચિંતાઓ વળગેલી હોય છે. " થોડી દોલત થોડી ચિંતા " એ એક ફ્રેન્ચ કહેવત પણ ઉપરની વાતનું સમર્થન કરે છે. સંપત્તિ સર્વ પ્રકારે સુખાવહ નથી. તેની સાથે ભય, સંતાપ અને લાલચ ઘણી વાર જોડાયેલાં રહે છે, અને તેથી જેટલી નિશ્ચિન્ત રીતે એક ગરીબ માણસ રહી શકે છે તેટલી નીરાંત શ્રીમંતોને હોતી નથી.

આ બધા વિચારો પરથી એમ તો ભાગ્યે જ સમજવામાં આવી શકે, કે ધન એ જાતે જ ખરાબ કે નિરૂપયોગી વસ્તુ છે. તેનો ય ઉપયોગ છે અને ઉપયોગ પૂરતી તેની જરૂર પણ છે. જરૂરપરત્વે ન્યાય માર્ગે દ્રવ્ય ઉપાર્જન કરી તેનો ડહાપણથી ઉપયોગ કરવામાં આવે તો તેથી ઘણું સુખ પ્રાપ્ત થઇ શકે તેમ છે. આમ છતાં ગમે તે માર્ગે ધન મેળવવું અને તે મળ્યા પછી વિવેકશૂન્ય બની માત્ર તેનું સંરક્ષણ કરવાની ચિંતામાં તેમ જ તેને વધારી મૂકવાના લોભમાં પડવું એ

ધનના ગુલામ બનવા બરાબર હોઇ માણસાઇ ગુમાવી બેસવા જેવું છે. આ પ્રમાણે ધન નહિ, પણ ધન માટેનો અતિ લોભ જ નિંદ્ય અને ત્યાજ્ય છે. ધન નહિ, પણ અતિ લોભ જ સર્વ પ્રકારનાં દુઃખ અને પાપનું મૂળ છે.§ શાસ્ત્રો અને ડાહ્યા પુરૂષોએ ધનના વિષયે જે જે નિંદ્ય અને હલકા અભિપ્રાયો જાહેર કરેલા છે તે સઘળા ધન કરતાં માનવી અંતઃકરણમાં પેદા થતાં ધન માટેનાં લોભ અને તૃષ્ણાને જ વધારે લાગુ પડે છે. ખરેખર ! જગતમાં લોભ એ જબરદસ્ત બંધન છે, અને તેના બંધથી બંધાતાં મનુષ્ય સારાસારના વિવેક વગરનો અને કેવળ જ સ્વાર્થી બની રહે છે. બીજાના હિત–અહિતનો વિચાર તો બાજુ પર રહ્યો, પરન્તુ તેમના હિત અને સુખના ભોગે પણ પોતાનો સ્વાર્થ કેમ સધાય તેના વિચારમાં લોભી મનુષ્ય તલ્લીન બને છે ! ધનનો લોભ સારાં ગણાતાં

§ " લોભ ઘટાડે લાજ, કાજ બગડે નો નાગે,  
વળી ઘટે વહેવાર, ભાર શોભા પણ ભાગે,  
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે,  
લોભે સૌ સંતાપ, છાપ ચોંટે કૂળ કર્મે,  
સન્માન, માન મોટમ મટે, શુદ્ધ કૂળમાં શૂળ છે,  
શામળ કહે શાણા સમજજો, લોભ પાપનું મૂળ છે.

માણસોને પણ કેટલી હદ સુધી મનુષ્ય જાત તરફ ખરાબ સ્વભાવના થવા પ્રેરે છે અને પોતાની જાતને દુઃખી બનાવી મૂકે છે તે બતાવતાં એક સ્થળે લખેલું છે કેઃ—

"લોભ આપણને આપણા અંતરમાં દુઃખી બનાવે છે એટલું જ નહિ પરંતુ માનવ જાત પ્રત્યે આપણને તે ખરાબ સ્વભાવના બનાવે છે. યોદ્ધો યુદ્ધ માટે જ ઇચ્છા કર્યા કરે છે; ખેડુત પોતાનું ધાન્ય મોંઘું થાય એમ ઇચ્છે છે; વકીલ વિરોધો અને તકરારો માટે પ્રાર્થના કરે છે; વૈદ્ય આખું વર્ષ રોગી નીવડે એવી ઇચ્છા રાખે છે; નવાઇની ચીજો વેચનાર શોખની અતિ વૃદ્ધિની ઇચ્છા કરે છે અને ઝમાનાના દુરાચારોમાથી તે વિત્ત એકઠું કરી લે છે. વંટોળીઆ અને અગ્નિ પ્રકોપ વડે સુતાર કડીયાનું કામ જાગે છે; એક માનવી અન્યના નુકશાન વડે જ જીવે છે; કદાચ સદ્ભાગ્યે આમાંના કેટલાક ગણ્યા ગાંઠયા પકડાઇ જાય છે, પરંતુ એ બધાએ સમાન પ્રકારના દુરાચારી હોય છે."

બેકન કહે છે, કે "હું ધનને સદ્ગુણના સરંજામ કરતાં કોઇ બીજું નામ આપી શકતો નથી. કારણ, કે જેવી રીતે લશ્કરને સરંજામ તેવી જ રીતે સદ્ગુણને ધન અડચણકારક છે. લશ્કરને પોતાની ખાંધપર લટકાવેલી સરંજામનો થેલી

ઉપયોગી હોઇ તેને પડતી મૂકાતી નથી અને છતાં આગળ કુચ કરવામાં વિઘ્નરૂપ નીવડે છે. કેટલીક વખત તેને સાચવવા જતાં વિજય મેળવવામાં દખલ ઉભી થાય છે, વા પરાજય પમાય છે. આજ પ્રમાણે ધનની થેલી સદ્‌ગુણને વિઘ્નરૂપ થઇ પડે છે વા તેમાં ખલેલ પહોંચાડે છે. ગમે તેટલી સંપત્તિ હોય તોપણ જો તેનો છૂટથી ઉપયોગ કરવામાં આવે નહિ તો તે કશા જ કામની નથી. જેટલું ઉપયોગમાં આવે છે, જેટલું ધન પોતાની તેમજ અન્યની જરૂરિયાતો પૂરી પાડવાના ખપમાં આવે છે તેટલું જ ખરૂં ધન છે અને તે સિવાયનું ધન તે ધન નહિ, પણ ભ્રમણા જ માત્ર છે."

यद्ददाति विशिष्टेभ्यो यच्चाश्नासि दिनेदिने ।
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥

સેનેકા કહે છે, કે "ઉપયોગ કરતાં અધિક તે જોઇએ તે કરતાં અધિક છે અને વહન કરનારને ભારરૂપ છે." આથી ધન જરૂરનું છે, ઉપયોગી છે એ વાત ખરી; પરન્તુ ધનની ધનના અને તેનાથી પ્રાપ્ત થતાં સુખ અને આનંદ તેનો ઢગલો કરી મૂકવામાં નહિ, પણ તેનો યોગ્ય રીતે ત્યાગ કરવામાં જ રહેલાં છે. જે ધનનો યોગ્ય રીતે ત્યાગ કરી શકે છે, સદુપયોગ કરી શકે છે તે જ સાચો સમૃદ્ધિવાન અને સુખી છે.

કોઇની સંપત્તિ જોઇને બળી જવું એ એવડું દુઃખ વહોરી

લેવા જેવું છે. જ્યારે એક રાજાને કોઇએ કહ્યું કે, "અમુક માણસ તમારી સંપત્તિની અદેખાઇ કરે છે," ત્યારે તેણે જવાબ આપ્યો, કે "એમ કરવાથી તે બિચારો બેવડો દુઃખી થાય છે; એક નિર્ધનતાનું દુઃખ તો છે જ અને તે સાથે આ અદેખાઈનું દુઃખ ભળતાં તે બેવડો દુઃખી બને છે." આથી ઇર્ષ્યાનો ત્યાગ કરી સ્વકર્તવ્યમાં ખંત અને ઉદ્યોગ પૂર્વક મંડયા રહેવુ એજ સુખી અને સંપત્તિમાન થવાનો ઉત્તમ માર્ગ છે.

હવે છેવટે આ સઘળા પરથી એટલું તો ચોક્કસ રીતે સિદ્ધ થઈ શકે છે, કે મનુષ્યને સુખી થવાને માટે ધનથી પણ જેની વધારે જરૂર છે તે સદ્‌ગુણ અને સચ્ચારિત્ર્યની છે. વ્યવહારમાં લોકો **यस्यार्थाः सः पुमान् लोके ।** એ આદિ વચનોને આગળ કરી ધનને ગમે તેટલું પ્રાધાન્ય આપે તોપણ એ નક્કી જ છે, કે જેનામાં મનુષ્યત્વ નથી તેનામાં પૈસા વડે કદિ પણ માણસાઇ આવી શકતી નથી. મનુષ્યનામાં મનુષ્યત્વ આણનાર પૈસા નહિ, પરન્તુ તેની અંદરના સદ્‌ગુણો છે. એક પ્રખ્યાત ગ્રીક સેનાપતિ થેમિસ્ટોકિલસને એક માણસે પૂછ્યું કે "માણસે પોતાની પુત્રી સુશીલ એવા ગરીબને દેવી કે ચારિત્ર્યહીન એવા શ્રીમંતને પરણાવવી ?" આ પ્રશ્નના ઉત્તરમાં તેણે જણાવ્યું, કે "હું તો પૈસાને દેવા કરતાં મનુષ્યને પરણાવવાનું વધારે ઉચિત અને પસંદ કરવા લાયક ગણું છું."

આથી જોઇ શકાય છે કે માણસને માણસ બનાવનાર, તેનામાં માણસાઇ આણનાર ધન નહિ, પરન્તુ તેનું સચ્ચારિત્ર્ય જ છે. સચ્ચારિત્ર્યશાળી બનવામાં ધનની બીલકુલ જરૂર નથી. એક ગરીબમાં ગરીબ માણસ પણ જો ઇચ્છે તો સદ્‌ગુણી થઇ શકે છે. લક્ષ્મી હંમેશાં સદ્‌ગુણીની દાસી તુલ્ય બની રહે છે. લક્ષ્મી, વૈભવ વગેરે પણ સદ્‌ગુણીનાં જ દીપી ઉઠે છે. સદ્‌ગુણ વગર તે સઘળાં લૂખાં માલૂમ પડે છે. વળી સદ્‌ગુણી મનુષ્ય જ ધનનો સદુપયોગ કરી ધનને બનાવે છે. જે ધનને **ધન** બનાવે છે એટલે કે તેનો સદુપયોગ કરી શકે છે તે જ સાચો ધનવાન અને સુખી છે, બાકી જેઓ તેનાં દર્શન કરવામાં કે તેને રમાડવામાં જ કૃતકૃત્યતા સમજે છે, રાતદિવસ તેમાં વધારો થવાની ચિંતામાં અને તૃષ્ણામાં આયુને નિરર્થક ગુમાવે છે અને તેમાંથી એક પાઇ પણ રખેને ઓછી થઇ જાય એવી કાળજી સાથે ગમે તે પ્રકારે ધન વધારી મૂકવામાં જ આનંદ માને છે તે ગમે તેટલો ધનવાન છતાં પામર અને દુઃખી છે. દલપતરામ કવિ બરાબર જ કહે છે, કેઃ—

"દાટયા તે દેહવટ થયા, રાખ્યા તે થઇ રાખ;<br>
ખરચ્યા તેની ખુબી થઇ, થયા એકના લાખ."

*  *  *  *

"જેણે જર જોડી કરી, કર્યું ન રૂડું કામ;<br>
અર્થ ગયા તે વૈતરા, દાખે દલપતરામ."



# પ્રકરણ નવમું.



## વર્તમાન.

**श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।**
**नहि प्रतीक्षते मृत्युः कृतमस्य नवा कृतम् ॥**

—સુભાષિત.

ભાવાર્થઃ—કાલનું કામ આજે અને પાછલા પહોરે કરવાનું કામ આગલા પહોરમાં કરવું જોઈએ. કારણ કે કામ કરાયું છે કે નથી કરાયું તે મૃત્યુ જોતું નથી.

" અલ્પ આયુના આદમી, ચિત્તમાં ચેતી ચાલ;
ભરૂંસો નહિ ઘડીભર તણો, કોણે દીઠી કાલ.
પગલું ભરતાં પૃથ્વીપર, સ્નેહ થકી સંભાળ;
ગુજરે ઘડી સોના સમી, કોણે દીઠી કાલ. "

—ભુલાખીરામ.

અઠવાડીઆના બે દિવસ ગઈ કાલ અને આવતી કાલ; માનવજીવનના બે કાળ ભૂત અને ભવિષ્ય તેની ચિંતામાં પડવું ઉચિત નથી. જે સમય વીતી ગયો તે ગયો જ. ગત

સમયમાં જે થયું તે ન થયું થતું નથી. ભૂતકાળના બનાવો, સારા કે નઠારા બની ગયા તે ગયા જ. તેમાંના કેટલાક તો સ્મરણ—મર્યાદાની પણ પાર પહોંચી ગયેલા હોઇ યાદ કરવા છતાં પણ સ્મરણમાં આવી શકતા નથી. આ પ્રમાણે જે વાત આપણા હાથમાં નથી અને જેને માટે આપણે કેવળ જ નિરૂપાય છીએ એવી ગઇ ગુજરી બાબતોને માટે ચિંતા કરવામાં કાલક્ષેપ કરવો એ નિરર્થક છે. તેજ પ્રમાણે ભાવિ કે જેને આપણે જાણી શકતા નથી, આંવતી કાલ કેવી ઉગશે અને તે સાથે આપણા માટે સુખ—દુઃખના, આશાનિરાશાના, હાસ્યરૂદનના, જય પરાજયના, લાભ હાનિના અને એવા બીજા પ્રસંગોમાંના કયી જાતના આવી ખડા થશે તે આપણે કરોડો ઉપાય કરવા છતાં પણ જાણી શકીએ તેમ નથી તો પછી તેના વિચારોમાં લીન થવું એ પણ એટલું જ નકામું છે. આથી સ્પષ્ટ જ છે, કે મનુષ્યના આચાર—વિચારનો મુખ્ય કાળ ભૂત કે ભાવિ નહિ, પણ વર્તમાન જ છે.

વર્તમાનકાળ જ મનુષ્યનો પોતાનો છે, અને તેનો બને તેટલો સદુપયોગ કરી લેવો એ જ કર્તવ્ય અને એમાં જ સુખ છે. દરેક સ્ત્રીપુરૂષ પોતાનાં આજનાં કર્તવ્યોનો વિચાર મનગમતી રીતે કરી શકે તેમ છે. આજનો કર્તવ્ય—ભાર

ઉપાડવાને અને નજરની સામેનાં પ્રલોભનોને હઠાવવાને દરેક મનુષ્ય પ્રયત્ન કરવાની શક્તિ ધરાવે છે. આજનો કર્તવ્યભાર, આજનાં સુખ–દુઃખ,આજની આશા નિરાશાઓ,આજનો હર્ષશોક અને એવી એવી આજની સઘળી બાબતોનું જો ડહાપણથી તોલન કરી મનુષ્ય પોતાની સઘળી શક્તિથી તે સર્વને ઘટતી રીતે પહોંચી વળવા તત્પર રહે તો ભૂત અને ભવિષ્યની સઘળી ચિંતાઓ આપોઆપ જ દૂર થઇ જાય. એ વાત ખાસ કરીને યાદ રાખવા જેવી છે, કે મનુષ્યના મનને મુઝવનાર તેના આજના અનુભવો નથી, પરન્તુ થઇ ગયેલા અને ભાવિમાં ઉપસ્થિત થવાના બનાવો માટે તેના દિલમાં ઉપજતાં ભય અને ચિંતા જ તેને બેહાલ બનાવી મૂકનાર છે. આ ચિંતા અને ભયમાંથી મુક્ત થવાનો ખરો ઉપાય એ જ છે, કે તેણે વર્તમાન સમયનો બની શકતો સઘળો સારો ઉપયોગ કરી લેવો.

જીવન સુધારણાનો અને સુખી થવાનો સર્વોત્તમ કાળ તે વર્તમાનકાળ જ છે. ચાલુ ક્ષણના ઉપયોગ ઉપર જ મનુષ્યનાં સુખદુઃખનો ઉન્નતિ–અવનતિનો આધાર છે. આથી પ્રત્યેક સુખી થવા ઇચ્છનારે જીવનની પ્રત્યેક ચાલતી ક્ષણનો તરત જ સદુપયોગ કરી લેવામાં, નજર સામેનાં કર્તવ્યોને તત્કાળ અને બનતી સારી રીતે પૂર્ણ કરવામાં લેશ પણ પ્રમાદ

કે ઢીલ કરવાં ઉચિત નથી. સોલોમન બરાબર જ કહે છે, કે આવતી કાલ પર મુસ્તાક ન બન, કારણ કે કાલ કેવી ઉગશે તેની કોઇને ખબર નથી.

શૅકસપિઅર કહે છે, કે માનવજીવનનાં કાર્યરૂપી એક મહાસાગર છે. જેમ સમુદ્રમાં નાવિકને પોતાની નૌકા ઝોકાવવાને ભરતીનો અનુકૂળ સમય પ્રાપ્ત થાય છે તેમ આ કર્તવ્યરૂપી સાગરમાં મનુષ્યને પોતાની જીવનનૌકા ખેડવાને ભરતી જેવા અનુકૂળ સંયોગો આવી મળે છે. હવે જેમ ભરતીના સમયનો સદુપયોગ કરી લેનાર નાવિકની મુસાફરી સુખરૂપ નીવડે છે તેમ માનવજીવનમાં પ્રાપ્ત થતા એ અનુકૂળ સંયોગોનો પૂરતો સદુપયોગ કરી લેનારની જીવનયાત્રા સફળ અને સુખરૂપ થાય છે. બાકી એ હાથ આવેલી સારી તકને વ્યર્થ વહી જવા દેનાર હરકોઇનું આખું જીવન પશ્ચાત્તાપ, દુઃખ અને મુશ્કેલીમાં પસાર થાય છે. આટલા માટે જ કહેવામાં આવે છે, કે:—

"ઝબકતી વીજ અજવાળે પરોવી મોતી લે! લે લે!
ચલી-ચલી ઓ! ચલી જાશે! પછી તું વ્યર્થ પસ્તાશે!"

—સાગર.

એક વિદ્વાન્ કહે છે, કે "કાર્યમાં પ્રવૃત્ત થવાનો, યુદ્ધમાં

કમર કસવાનો અને આત્મ-સુધારણાનો સર્વોત્તમ કાળ તે વર્તમાન જ છે. જો આમાંના કોઇ પણ કાર્યને માટે તમે આજે તૈયાર નહિ હો તો કાલે હશો જ એની ખાત્રી શી?" જો તમારે માટે કાલ થવાની જ નહિ હોય તો? કાલે રોગ, શોક કે મરણ એમાંથી એકના પણ ભોગ થઈ પડયા તો? અને નહિ જ થઇ પડો એની કંઇ સાબીતી? માટે કાલની શી વાત? કાલ કેવી ઉગશે એની કોને ખબર છે? ભક્તરાજ કુબીર બરાબર જ કહે છે, કેઃ—

"કુબીર પગડે દૂર હય, ખડી બીચમેં રાત;
ક્યા જાનું ક્યા હોયગી, રવિ ઉગંત પ્રભાત."

આપણે જાણે અમરપટો લઇને આવ્યા હોઈએ એવી રીતે કદિ પણ વર્તવું જોઇએ નહિ, પણ આપણા માથા ઉપર કાળ ભમી રહ્યો છે અને કોઈ અજાણી પળે તે ઓચીંતો આપણને ઝડપી લેશે એવા વિચારે સત્કાર્યોમાં ગુંથાયા રહી બને તેટલું આત્મહિત સાધી લેવું જોઇએ. મુલતવી રાખવાનાં પરિણામ હમેશાં માઠાં જ આવે છે. હરકોઇ કાર્ય કરવાની સારી તક ઉપસ્થિત થતાંની સાથે જ તેને યોગ્ય રીતે શરૂ કરવામાં આવે તો એવી યોગ્ય સમયે કરાયેલી સારી શરૂઆતની સાથે જ તે કાર્ય લગભગ પૂરૂં થઇ ગયા જેવું જણાય

છે. પણ જે કાર્યને પ્રથમ મુસ્કેલ ગણી પડતું મૂકવામાં આવે છે તે પાછળથી જ્યારે જ્યારે હાથમાં લેવામાં આવે છે ત્યારે ત્યારે પ્રથમના કરતાં પણ વધારે અઘરૂં અને કંટાળારૂપ ભાસે છે. કોઇ કાર્યની શરૂઆત કરવામાં સહેજ પણ ઢીલ કે આળસ કરવામાં આવી કે તે કામ વધારે ને વધારે આઘું જતું જાય છે.

જીવનમાં પ્રાપ્ત થતી ધન્યક્ષણોને તત્કાળ વધાવી લઇ ચાલુ સમયનો સર્વોત્તમ ઉપયોગ કરી લેવાનું મનમાં ઠસાવનારી અને મુલતવી રાખવાની માઠી ટેવને નખોડી કાઢનારી અનેક બોધપ્રદ કહેવતો દરેક પ્રજાના સાહિત્યમાં મોજુદ છે. "ધર્મના કાર્યમાં ઢીલ શી?" "**शुभस्य शीघ्रम्**" એ આદિ કહેવતો ધર્મનાં અને એવાં બીજાં સત્કાર્યો જેમ બને તેમ જલદીથી આટોપી લેવાનું સૂચન કરનારાં છે. ખરેખર! સારાં કામો તત્કાળ જ કરી નાંખવાં ઉચિત છે. સત્કાર્ય કરવામાં જરા પણ ઢીલ કરવામાં આવી કે હજારો વિઘ્નો આવી ખડાં થાય છે. મનુષ્ય સ્વભાવ જ કંઈ એવો છે, કે તે શુભ કરતાં અશુભ તરફ જલદી દોરાઇ જાય છે. આથી જો સારાં કામોમાં ઢીલ કે પ્રમાદ કરવામાં આવે છે તો મન અશુભ વિચારો તરફ વહેવા લાગે છે. મનુષ્ય સ્વભાવમાં રહેલી આ નબળાઇને પિછાની સઘળા ધર્મશીલ, સ્વકર્તવ્યપરાયણ, સમજુ અને

વિવેકી વિદ્વાન્ પુરૂષોએ કોઇપણ સત્કાર્ય નજરની સામે ખડું થયું કે તરત જ તેને પૂરૂં કરવાની શિખામણ આપનારાં અનેક વચનો ઉચ્ચારેલાં છે. આમાંનાં કેટલાંક વચનો પ્રોત્સાહક તો ઘણાં થોડા કે ઘણા અંશે ખેદયુક્ત હોય એમ જણાય છે. બર્ન્સ કવિ કહે છે, કે સઘળા વિલાસો ખસખસના છોડ પરના ખીલેલા ફૂલ અથવા નદીની સપાટી ઉપર જામી ગયેલા બરફ જેવા છે. પુષ્પને હાથ અડાડતાંની સાથે જ તે વિકાસ પામતુ બંધ પડે છે અને સૂર્યના પ્રકાશનો સ્પર્શ થતાં બરફ પીગળીને પાણી બની જાય છે.

બેકન કહે છે, કે જગત એ પાણીના પરપોટા જેવું છે, અને મનુષ્યનું જીવન ક્ષણભંગુર છે. સ્કૉટ કહે છે, કે જીવન એ પર્વત પરના તુષાર, નદીમાંના ફીણ અગર પાણીમાંના પરપોટા સમાન છે. જેમ ઝાકળ, ફીણ અને પરપોટાનો નાશ થતાં વાર લાગતી નથી તેમ મનુષ્યનુ જીવન પણ ક્ષણમાં હતું ન હતું થઈ જાય છે. આપણા દેશના ભક્તો અને કવિઓ પણ જીવનને ક્ષણભંગુર વર્ણવતાં કહે છે, કેઃ—

"ઝાકળ જળ પળમાં વળિ જાશે, જેમ કાગળને પાણી,
કાયા વાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધૂળધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મારૂં મારૂં.—
મન ફુલી ફુલી બોલે રે, આ સુપના જેવું તન તારૂં.

કાચનો કૂપો કાયા તમારી, વણસતાં નહિ વાર,
જીવ કાયાને સગાઈ કેટલી મૂકી ચાલે વન મોઝાર,
ફોગટ ફૂલ્યાં ફરવું રે, ઓચિંતું થાશે અંધારૂં-મન."

—ધીરો ભગત.

* * * *

"આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી,
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરો આગેજી;
આજકાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી,
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી."

* * * *

"પીપળ કેરા પાન પર, ઝાકળ ઝાકઝમાળ,
એવું આ આયુષ્ય છે, કોણ દીઠી કાલ."

—બુલાખીરામ.

"સંધ્યાના જેવા છે રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાવ્યાં;
જોબનને તન ધન તેવાં સમજવાં, જેવા પાણીમાંના પડછાયારે.
જરા જોને તપાસી તારી કાયા.
લાખોની પાંખો ગઈ છે પીંખાઈ જેની મૂછપર લીંબુ ઠરાયા,
કાળને કુહાડેથી કોણ બચ્યું છે, ભલે રંક ભલે હોય મહારાયારે—
જરા જોને તપાસી તારી કાયા."

—ડાહ્યાભાઇ.

આ પ્રમાણે મરણ નિશ્ચિત છે. રાજા અને રંક સર્વને કોઇ અજાણી પળે કાળની ચોટ આવી લાગવાની છે. આવું અનિશ્ચિત અને નાશવંત જીવન તે પણ પાછું અલ્પાયુ છે, અને એટલા માટે જ ભૂત અને ભવિષ્યની સઘળી નકામી ચિંતાઓને જતી કરી પ્રત્યેક ચાલતી પળનો બની શકતો સારામાં સારો ઉપયોગ કરી લેવાની ખાસ અને વિશેષ આવશ્યકતા છે. એક વિદ્વાન્ કહે છે, કે ભૂત અને ભાવિકાળના આનંદો શા કામના છે? માત્ર ચાલુ સમયના સુખોપભોગો જ આપણા પોતાના છે. ચાલતી ક્ષણોનો જે સારામાં સારો ઉપયોગ કરી લે છે તે જ માત્ર ડાહ્યો પુરૂષ છે.

જેટલો વખત નકામો વહી જવા દેવામાં આવે છે તે કદિ પણ પાછો આવતો નથી. જો કે જીવવું સૌને વહાલું લાગે છે, છતાં કેટલાંક જાણે મરવાની આળસે જીવતાં હોય એવાં એદીની માફક જીવન ગુજારે છે તો ઘણાંને પોતાનો સમય શી રીતે ગુજારવો યોગ્ય છે તેની સાચી સમજ હોતી નથી. અમુક પ્રસંગે કયી જાતનું કામ કરવું તેનો નિશ્ચય કરવામાં ઉતાવળ કરવી નહિ, પણ અમુક કાર્ય કરવાનો એક વખત મનની સાથે નિશ્ચય થઇ ચૂક્યો કે તરત જ તેને વિના

વિલંબે કરવા મંડી પડવું જોઇએ, કે જેથી તે પૂરૂં કરવાને પાછળથી સહેજ પણ ઉતાવળ કે ધમાધમ કરવી પડે નહિ.

ઘણા પુરૂષોએ કોઇપણ કામ આવતી કાલ ઉપર મુલતવી રાખવું નહિ. કારણ કે એમ બનવું સંભવિત છે, કે કદાચ આવતી કાલનો સૂર્ય ન પણ જોઈ શકાય. મનમાં અનેક પ્રકારના તર્કવિતર્કોની સાથે કાલની રાહ જોઇ બેઠેલા એવા ઘણાનો સૂર્યોદય થતા પહેલાં કાળ કોળીઓ કરી ગયો છે! ઇ. સ. પૂ. ચોથા સૈકામાં થીબ્સના સૂબા આર્ચીયસનું ખૂન કરવાનું કાવતરૂં રચાયું હતું. કાવતરા ખોરો એવા નિશ્ચય ઉપર આવી ગયા, કે તેના ઘરમાં પેસીને તે જમવા બેઠો હોય ત્યાં જ તેનું શિર ધડથી જુદું કરી નાખવું. આ વાતથી ચેતાવવાને કોઇએ એક કાગળમાં 'સાવધાન' રહેવાનું સૂચન કરી તે કાગળ તેને જમવાના વખત અગાઉ મળે તેવી યોજના કરી. પત્ર યોગ્ય સમયે આવી મળ્યો, પણ 'લખવા વાંચવાનું સઘળું કાલે થઇ પડશે' એમ કહી પત્રને બાજુ પર મૂક્યો. આવી બેદરકારી અને ઢીલનું પરિણામ એ આવ્યું કે કાવતરાખોરમાંના એકે સ્ત્રીના વેશમાં તેના મહેલમાં પ્રવેશ કર્યો અને ઠરાવ પ્રમાણે તે ખાતો હતો તે જ સ્થળે તેના શિર ઉપર ઘા કરી તેનું માથું ધડથી જુદું કરી નાંખ્યું!

આમ જીવન ટૂંકું છે એટલું જ નહિ, પરન્તુ અનિશ્ચિત

પણ છે. આવતી કાલે શું થશે તેની આપણને ખબર નથી એમ નહિ, પણ આવતી કાલે આપણે આ પૃથ્વી ઉપર હોઈશું કે કેમ, તેની પણ આપણને માહીતી નથી. આપણે માત્ર એટલું જ જાણીએ છીએ, કે મરવાનું છે, પણ તે ક્યારે? તેની આપણને બીલકુલ જાણ નથી. આપણે લાખો યત્નો કરીએ તોપણ ભવિષ્યની એવી વાતોને આપણે જાણી શકતા નથી. વળી 'બાળક જાણીને જીવવું નથી અને ઘરડા જાણીને મરવું નથી.' એ કહેવત પ્રમાણે મૃત્યુને માટે કોઈ કાળ કે અવસ્થા નિર્ણીત નથી. કેવળ ઘરડાં જ મરે છે એમ નહિ; પરન્તુ બાળક અને જુવાનને પણ મૃત્યુ પોતાના પંજામાં ઝડપી લે છે. આથી જે ક્ષણ જાય છે તે આયુષ્યમાંથી ઓછી થાય છે એમ સમજી સઘળાં સારાં કાર્યો સત્વર જ આટોપી લેવાં જોઇએ. ધર્મના અને એવા બીજા સારા કાર્યમાં વય, માસ કે દિવસો જોવા બેસી રહેવું યોગ્ય નથી. એ તો 'સમજ્યા ત્યાંથી સવાર' ગણી પ્રત્યેક ચાલુ ક્ષણનો સારામાં સારો ઉપયોગ કરી લેવો એ જ સુખી થવાનો સર્વોત્તમ ઉપાય છે.

જ્યારે આપણી સામે અનેક કર્તવ્યો આવી ખડાં થાય છે ત્યારે કયું કામ પહેલું શરૂ કરવું તેનો નિર્ણય કરવાનું ઘણી વખત મુસ્કેલી ભરેલું લાગે છે. આવા પ્રસંગે સર્વોતમ માર્ગ

એ છે કે, જે કામ સૌથી વધારે અરુચિકર હોય તેને પહેલું કરવા માંડવું. કારણ કે આરંભમાં જે કામ અરુચિકર દેખાય છે તે અંતમાં બહુધા રુચિકર અને લાભદાયક નીવડે છે, તેમજ પાછળથી તે તરફ દૃષ્ટિ ફેરવતાં આનંદ ઉપજે છે.

યુવાવસ્થાને ગુલાબના પુષ્પની માળાની સાથે અને વૃદ્ધાવસ્થાને કંટકના મુગટની સાથે સરખાવવામાં આવે છે. શેક્સપિઅર એની એ જ વાત બીજા શબ્દોમાં જણાવતા કહે છે, કે યુવાવસ્થા આનંદપૂર્ણ અને વૃદ્ધાવસ્થા ચિંતાપૂર્ણ હોય છે. આમ છતાં વૃદ્ધાવસ્થાને સુખપૂર્ણ બનાવવાનો મુખ્ય આધાર યુવાવસ્થાની કારકીર્દી પર જ અવલંબી રહેલો છે. વળી યુવાવસ્થામાં પણ ફિકર ચિંતાઓ ઉભી થવા પામે એ સ્વાભાવિક છે. કારણ કે જુવાનીઆઓને દુનિયાંદારીનો જેવો જોઇએ તેવો અનુભવ હોતો નથી. આથી જો ક્રમભાગ્યે તેમને કોઈ સારો સલાહકાર કે નેતા હોતો નથી તો તેઓ મહાન્ ભૂલો કરી બેસે છે. જુવાની એ જીંદગીની શરૂઆતનો કાળ હોય જુવાન માણસોને ઘણા લાંબા દહાડા લેવાના હોય છે. આથી જો તેઓ એક પળને માટે પણ અવિચારી કે ઉતાવળીયા બની કોઇ અઘટિત કૃત્ય કરી બેસે છે તો તેમનું આખું જીવન દુઃખમાં પસાર થવાનું બની આવે છે. આથી ઉલટું જો જુવાનીમાં ડહાપણ અને વિચારપૂર્વક સમયનો સદુપયોગ કરાયેલો હોય

છે તો વૃદ્ધાવસ્થા શાન્ત નિવૃત્તિમય અથવા સન્મિત્રોના સહવાસમાં આનંદપૂર્ણ વ્યતીત કરી શકાય છે. અર્થાત્ ફિકર ચિંતાનું નામ નિશાન હોતું નથી. આમ છતાં કદાચ કોઇપણ પ્રકારની ચિંતા એ અવસ્થામાં પેદા થવા પામતી હોય તો તે તેમની જાત માટેની નહિ, પરન્તુ પોતાના દેશ માટેની કે પોતાનાં સગાંસંબંધી વિષેની જ હોય છે!

આ પ્રમાણે આપણા સુખદુઃખનો આધાર પ્રાપ્ત સમયનો જેવો આપણે ઉપયોગ કરીએ તેના ઉપર છે. જે ચાલતી ક્ષણનો સારામાં સારો ઉપયોગ કરી લે છે તે સુખી થાય છે અને જે સદ્ભાગ્યે પ્રાપ્ત થયેલી ધન્યક્ષણને નિરર્થક વહી જવા દે છે તેના આખી જીંદગી દુઃખ અને પશ્ચાત્તાપમાં પસાર થાય છે. જેઓ માત્ર ખાવું, પીવું અને ખેલવું એટલો જ માત્ર જીવનનો ઉદ્દેશ છે એમ સમજી નાના પ્રકારના ભોગવિલાસોમાં રત રહી મનુષ્ય જીવન તરીકેનાં સાચાં કર્તવ્યોને સાધી લેવાની ઉમદા તકોને ગુમાવે છે તેમને હમેશાં જ પાછળથી પસ્તાવાનું રહે છે, કે " હાય! મેં અમુક પ્રસંગે આમ કર્યું હોત અને અમુક સમયે આમ કર્યું ન હોત તો ? " પણ આ "રાંડયા પછીનું ડહાપણ " નકામું હોઈ છેવટે તેમને માત્ર એટલા જ શબ્દોમાં સંતોષ માની રહેવું પડે છે કેઃ—

'समय चूक पुनि का पछिताने ?'

# પ્રકરણ દશમું.

## વિવેક.

આ વિષયની શરૂઆતમાં એક એવો પ્રશ્ન ઉદ્ભવે છે, કે કોને 'વિવેક અથવા શાણપણ' અને કોને 'બુદ્ધિ' કહેવાં? આ પ્રશ્નના ઉત્તર રૂપે જૉબ જણાવે છે, કે ઈશ્વરનો ડર તેનું નામ 'વિવેક' છે અને અનાચારથી બચવું એ 'બુદ્ધિ' છે.

એક એવી વાત છે, કે વૉટન નામના એક માણસે જ્ઞાનના ઝરામાંથી એક ઘૂંટડો ભરવા સારૂ મિમિર નામના રાક્ષસને પોતાની આંખ કાઢી આપી હતી. સદ્ભાગ્યે હાલના સમયમાં જ્ઞાનની તૃષા છીપાવવા સારૂ આપણે આવો કોઈ મહાન્ ભોગ આપવો પડે તેમ નથી. જો કે એ વાત ખરી છે, કે આપણે સર્વ એકી સાથે સોલોમન, બૃહસ્પતિ કે બુદ્ધ જેવા મહાન્ સુજ્ઞ કે જ્ઞાની બની શકીએ નહિ, તોપણ આપણામાંનો હરકોઇ પોતાની વિવેકબુદ્ધિને સમુન્નત અને પરિપકવ બનાવવાને તેમજ બીજાઓના અનુભવોનો પોતાની જાતને ઉપયોગી થઈ પડે એવી રીતે અભ્યાસ કરવાને ઘણું કરી શકે તેમ છે. સીસીરો કહે છે, કે "પ્રાચીન કાળના તત્ત્વચિન્તકોએ વિવેકની

એવી વ્યાખ્યા કરી છે, કે માનુષીય અને દૈવી, અર્થાત્ વ્યાવહારિક અને પારમાર્થિક બાબતોના વાસ્તવિક સ્વરૂપનું અને તેમની ગતિને નિયમિત કરનાર કારણોનું સત્ય જ્ઞાન તે વિવેક છે. જગતમાં મનુષ્યોનું પરમ પ્રાપ્તવ્ય તે આ જ્ઞાન છે. આમ છતાં જેઓ તેને નજીવું ગણી ઉપેક્ષા કરતા હશે તેમને મન બીજી કયી બાબત વધારે કીંમતી હશે તે હું ધારી શકતો નથી."

મનુષ્ય બીજાં પ્રાણીઓથી વિવેકબુદ્ધિ અને વાચાની બાબતમાં શ્રેષ્ટ છે. એ બન્નેમાંય વિવેકબુદ્ધિ મુખ્ય છે. વિવેક વગરની વાણી અનેક અનર્થો અને આપત્તિઓને જન્માવે છે. બોલનારને માટે બોલવું અથવા પોતાના વિચારો બીજાને જણાવી જવા એટલુંજ બસ નથી; પરન્તુ તે જે બોલે તે સઘળું વિવેકપુરઃસર બોલાયેલું હોવાની ખાસ જરૂર છે. વળી એકલું બોલવામાં જ, માત્ર પોતાના વિચારો બીજાની સમીપ જાહેર કરવામાં જ કંઈ સઘળા પ્રકારના ડહાપણનો સમાવેશ થઇ જતો નથી; પરન્તુ તે સાથે બીજાઓનું શું કહેવું છે તે સાંભળવું અને એ રીતે અન્યના વિચારો જાણવા એ પણ અતિ અગત્યનું અને ડહાપણ ભરેલું કામ છે. વળી શબ્દો દ્વારા વિચારો જાણવા અને જણાવવા કરતાં પણ જેમાં વિશેષ

ડહાપણુ રહેલું છે તે બોલ્યા ચાલ્યા વગર શાન્ત બેસી રહેલા માણુસના અંતરમાં ચાલી રહેલા વિચારોને સમજવામાં છે. કારણુ કે જે માણુસ બોલે તેના વિચારો તો હરકોઈ સાંભળી અને સમજી શકે છે, પણુ જે બોલે નહિ તેના વિચારો સમજવામાં આવે ત્યારે જ ખરૂં ડહાપણુ પરખાઈ આવે છે. ખરો કાર્યકુશળ અને ચતુર પુરૂષ તે જ ગણુાય છે, કે જે સામાના ચહેરા ઉપરથી તેનું હૃદય ઉકેલી શકે છે, અને એમ કરવામાં વાણુી કરતાં વિવેક જ વધારે ઉપયોગી થઇ પડે છે.

વળી જોઇએ તે કરતાં વધારે બોલવાને માટે પસ્તાવો કરવાનો અને પોતાની જાતને ઠપકાને પાત્ર ગણુવાનો પ્રસંગ હરકોઈ માણુસને આવ્યો હશે, પણુ જરૂર જેટલું કે તેથી પણુ ઓછું બોલવાથી કોઇને પણુ ખેદ કરવો પડયો હોય એવું ભાગ્યે જ બનવા પામે છે. મૌન એ બુદ્ધિમત્તાનું લક્ષણુ છે, જ્યારે બોલવાથી કેટલીક વખત મૂર્ખતા ઉઘાડી પડી આવે છે. પરમેશ્વરે મનુષ્ય માત્રને આંખો અને કાન બબ્બે, જ્યારે મોઢું અને જીભ એક જ આપેલાં છે. આ ઇશ્વરીય અગાધ ખૂબી ભરી રચના આપણુને એ જ સૂચવે છે, કે જોવું ઘણું, સાંભળવું ઘણું; પણુ બોલવું તો ન છૂટકે અને તેય ખપ પૂરતું જ. આથી આંખ અને કાન હંમેશાં ખુલ્લાં રાખી મોઢું માત્ર જરૂર પ્રસંગે

જ ઉઘાડવામાં ડહાપણ સમાયેલું છે.

મૂર્ખ માણસોને ગમે તેવી ઉપયોગી સલાહ યા શિખામણ આપવામાં આવી હોય છે તોપણ તેઓ તેને એક કાને સાંભળી બીજા કાને કાઢી નાંખે છે, અને તેથી ડાહ્યાં મનુષ્યો પાસેથી ગ્રહણ કરવા યોગ્ય બાબતોથી તેઓ સદાને માટે બેનસીબ રહે છે. આથી ઉલટું જે મનુષ્યો ડાહ્યાં હોય છે, જેનામાં વિવેક યા શાણપણ હોય છે તેઓ મૂર્ખ માણસો પાસેથી પણ ઘણી બાબતો શીખી લે છે અને વધારે શાણાં બને છે.

કોઇ પણ કાર્ય કરવામાં ઉતાવળ કરવી એ ડહાપણ ભરેલું નથી. પૂરતી તપાસ અને સંપૂર્ણ વિચાર વગર કરાયેલાં કામ બહુ નુકસાનકારક નીવડે છે. રાષ્ટ્રીય કામકાજોમાં ઢીલ કરતાં ઉતાવળ ન થઇ જાય તેને માટે વિશેષ કાળજી રાખવાની હોય છે. દેશના કાયદા કાનુન બાંધતી વખતે કદાચ એકદમ ઉતાવળ કરી નાંખવામાં આવે છે કે જોઇતો પૂરતો વિચાર કરવામાં આવ્યો હોતો નથી તો મહાન્ અનર્થ પેદા થવા પામે છે. આથી સઘળાં કામો સંપૂર્ણ વિચાર કર્યા પછી ઘટતી ઉતાવળે કરવાં એ જ ઉત્તમ છે. કુદરતમાં સર્વત્ર આ જ નિયમ પ્રવર્તતો જોઇ શકાય છે. તેમાં કોઇપણ કાર્ય ઉતાવળથી થતું કદિપણ જોવામાં આવતું નથી. સંસાર વ્યવહારના ઘણા

પ્રસંગોમાં એમ થઇ આવે છે, કે આપણે 'કંઇક' કરવું જોઇએ, પણ એમ લાગતાંની સાથે જરા ઉંડો-ચોડો વિચાર કર્યા વગર ગમે તેવું 'કંઇક' કરી બેસવામાં આવે છે તો નવરા બેસી રહેવા કરતાં પણ વધારે નુકસાન ખમવાનું આવી લાગે છે. નવરા બેસી રહેલા માણસના દિલમાં 'શું કરવું?' એ વિચારથી જેટલી ગુંચવણ પેદા થાય છે તેના કરતાં વિશેષ ગુંચવાડો પૂરતા વિચાર વગર કામને હાથ પર લેનાર માણસના મનમાં પેદા થવા પામે છે. આથી એવા પ્રસંગોમાં કેટલીક વખત મેર્સ્લૉર્નની પેઠે 'અત્યારે એ કામને પડયું રહેવા દીધું હોય તો?' એવો પ્રશ્ન કરી બેસી રહેવું એ યોગ્ય અને ડહાપણભર્યું થઇ પડે છે. કારણ કે ઉતાવળ કરી ગુંચવાડામાં પડવું અથવા આખા કામને ઉંધું વાળી દેવું તેના કરતાં કંઇપણ ન કરવું એ ઉત્તમ છે. કામની મહત્તા અને તેને કરવાનું ડહાપણ તે કામ ઉતાવળે કે ધીમે કરવામાં નહિ, પરન્તુ યોગ્ય સમયે અને સારી રીતે પૂરૂં કરવામાં દીસી આવે છે. જેમ ઘડીયાળની ઉત્તમતા ઉતાવળે કે ધીમે ચાલવામાં નહિ, પરન્તુ વખતસર અને સારી રીતે ચાલવાથી જણાઇ આવે છે તેમ મનુષ્યનું ડહાપણ હરકોઇ કાર્ય ઉચિત અવસરે અને જોઇતી સારી રીતે કરવામાં જ પરખાઇ આવે છે.

દુઃખ વા મુશ્કેલીઓના પ્રસંગે પણ ઉપરની વાત લક્ષમાં રાખવા જેવી છે. કોઈ પણ જાતની મુશ્કેલી કે ગુંચવણ આવી પડતાં ઉતાવળીઆ બની દોડાદોડી કરી મૂકવી જોઇએ નહિ; પરન્તુ તેવા પ્રસંગે શાન્ત ચુપચાપ બેસી રહેવું અને મગજને ઠંડુ પડવા દેવું. ગુંચવણ કે દુઃખ આવી પડતાં દોડાદોડી કરી મૂકવાથી ઉલટો તેમાં વધારો થાય છે. પણ જો મન શાન્ત બને એવી રીતે વર્તવામાં આવે છે તો તેને દૂર કરવાના ઉપાયો આપોઆપ સૂઝી આવે છે. જેઓ દુઃખને પ્રસંગે દોડાદોડી નહિ કરતાં મન શાન્ત પડે અને દુઃખને દૂર કરવાના ઉપાયો સૂઝી આવે ત્યાંસુધી થોભી જાય છે તેમને કદિ પણ પાછળથી પસ્તાવો કરવાનું રહેતું નથી. ઉતાવળ કરી ગમે તેવી રીતે કામને પૂરૂં કરવું અને પાછળથી ઉજાગરો વહોરી લેવો તેના કરતાં તેને પડતું મૂકી નીરાંતે સુઇ રહેવું તેમાં જ ડહાપણ છે. કંઇપણ ન કરવું એ સહેલું છે, પણ એક વાર કર્યા પછી તેને નિર્મૂળ કરવું એ ઘણું જ મુશ્કેલ અને કેટલીક વખત અશક્ય થઇ પડે છે. આથી પ્રત્યેક કાર્ય પૂરેપૂરો વિચાર કરીને જ કરવું આવશ્યક છે.

વિવેક અથવા ડહાપણરૂપી મહેલનો જ્ઞાન એ પાયો છે. જ્ઞાન એ એક એવી શક્તિ છે, કે જેને રાજાઓ પોતાના અકળક

ધન-ભંડારથી ખરીદી શકતા નથી કે પોતાની રાજસત્તાથી તેના પર પોતાનું આધિપત્ય સ્થાપી શકતા નથી. વળી જ્ઞાન એ એક એવી પિપાસા છે, કે જે કદિપણ છીપતી નથી. આપણે જેમ જેમ વધારે જાણવા લાગીએ છીએ તેમ તેમ વધારે ને વધારે જાણવા તરફ મન આતુર જ રહ્યાં કરે છે. મહાન્ પીટરે એવો નિશ્ચય કરેલો કહેવાય છે, કે " જગતમાં જેટલું જોવા યોગ્ય છે તેટલું જોવું, જેટલું સાંભળવા જેવું છે તે સઘળું સાંભળવું, જેટલું જાણવા લાયક છે તેટલું જાણવું અને જેટલું શીખવા ઘટિત છે તેટલું શીખવું."

પણ, એક વિદ્વાન્ કહે છે કે "જો આપણે સર્વજ્ઞ બની જઇએ તો પછી જગત પરની કોઇપણ વસ્તુને માટે આપણા દિલમાં આદરભાવ પેદા થશે નહિ." પણ લેખક કહે છે, કે તેનું આ કહેવું યથાર્થ અને માન્ય થઇ શકે તેવું નથી. તે વિદ્વાન્‌નાં વચનોને માનવાં તેનો અર્થ એ જ કે આ સંસારમાં કોઈપણ વસ્તુ ખરેખરા માનને પાત્ર કે આદરયોગ્ય નથી એમ સ્વીકારવું. પણ એવી અયથાર્થ વાતનો સ્વીકાર શી રીતે થઇ શકે ? જે મનુષ્યોમાં ડહાપણનો અભાવ છે, જેઓ કોઇપણ વિષયે ઉંડા ઉતરી સ્વતંત્રપણે વિચાર કરી શકતા નથી તેઓ જ માત્ર

બીજાના કહેવા ઉપર અધાર રાખે છે અને તેઓ જે કંઇ કહે તેને હાજીહા કરી માની લે છે; પરન્તુ જે ખરા અભ્યાસક છે, જેના દિલમાં કંઇને કંઇ નવું જાણવાની જીજ્ઞાસા છે અને જે સઘળામાંથી સ્વતંત્રપણે વિચાર કરી સાર શોધી કાઢવાને ઉત્સુક છે તેઓ કેવળ બીજાઓના કહેવા ઉપર આધાર રાખી બેસી રહેતા નથી. તેઓ તો સ્વતંત્ર વિચાર વડે જોવામાં કે સાંભળવામાં આવતી સઘળી બાબતોની સત્યાસત્યતાનો નિર્ણય કરી સાચું જ્ઞાન સંપાદન કરે છે અને જેમ જેમ તેઓ આ પ્રમાણે સાચું જ્ઞાન સંપાદન કરતા જાય છે તેમ તેમ તેમના દિલમાં આ મહાન્ અદ્દભુત જગત અને તેમાંની વસ્તુઓ પ્રતિ વધારે ને વધારે આશ્ચર્ય અને આદરભાવ ઉત્પન્ન થતો જાય છે.

વિવેક યાને શાણપણરૂપી ઇમારત બાંધવાનાં સઘળાં સાધનો પૂરાં પાડનાર જ્ઞાન છે, એટલું જ નહિ; પરન્તુ તે ઇમારતનો પાયો પણ જ્ઞાન જ છે. આમ છતાં જે સાધ્ય છે તે તો શાણપણ જ છે, અને તેથી શાણપણ મેળવવું એ આપણું પ્રધાન લક્ષ્ય હોવું જોઇએ. શાણપણ વગરનું જ્ઞાન કશા જ કામનું નથી. જ્ઞાન હોય પણ તેનો ઉપયોગ કરવા જેટલું ડહાપણ હોય નહિ તો તે " ભણ્યા પણ ગણ્યા નહિ " એના જેવું છે. સોલોમન

કહે છે, કે જેનામાં શાણપણ અને બુદ્ધિ છે તે જ મનુષ્ય સુખી છે. કારણ કે સોનારૂપા કરતાં પણ તે વધારે મૂલ્યવાન છે. આથી પણ વધારે ઉચિત કથન તો એ છે, કે સંસારની કોઇ પણ ઇચ્છા કરવા યોગ્ય મહા મૂલ્યવાન વસ્તુ તેની સરખામણી કરી શકે તેમ નથી. તેના જમણા હાથમાં દીર્ઘાયુ અને ડાબા હાથમાં ધન અને માન રહેલાં છે. તેના સઘળા માર્ગોમાં આનંદ અને શાન્તિ છવાઇ રહેલાં છે. જે મનુષ્ય શાણપણને પ્રાપ્ત કરે છે તે તેનાથી અગણિત લાભો ઉઠાવી જીવનમાં પરમ સુખ અનુભવે છે. ”

“પર વીતે ચેતે તે ચતુર” એ કહેવત પ્રમાણે ડાહ્યા અને બુદ્ધિમાન પુરૂષો બીજાઓના અનુભવો ઉપરથી ઉત્તમ માર્ગ ગ્રહણ કરી સુખી બને છે. પણ જેઓ મૂર્ખ હોય છે તેઓની આંખ તો માત્ર જ્યારે તેઓ જાતે ઠોકરો ખાય છે ત્યારે જ ઉઘડવા પામે છે. ગમે ત્યાંથી પણ સદુપદેશ ગ્રહણ કરી આત્મ-સુધારણા કરવી તેમાં જ સર્વોત્તમ પ્રકારનું શાણપણ રહેલું છે. ડાહ્યા અને અનુભવી પુરૂષો જે શિખામણો આપે તે પ્રમાણે વર્તનારને ખત્તા ખાવાનું ભાગ્યે જ બની આવે છે. આમ ખત્તા ખાધા વગર જીવન સુધારણાનો માર્ગ મોકળો કરવો એ સર્વોત્કૃષ્ટ છે. છતાં કેવળ નઠોર જ રહેવું, જરા પણ સુધરવું નહિ

તેના કરતાં ખત્તા ખાઇને સુધરવું એ વધારે પસંદ કરવા જેવું છે. એ ખરેખર સાચું છે, કે અનુભવની શાળા ઘણી સખ્ત અર્થાત અનેક પ્રકારનાં સખ્ત પરીક્ષણો-કષ્ટોથી ભરપૂર છે; પરન્તુ મૂર્ખ માણસોને પોતાની જાતની સુધારણા કરવાનું તેના સિવાય બીજે ભાગ્યે જ બની આવે છે. કેટલાક એવા પણ હોય છે, કે, આ અનુભવની શાળામાં ઘડાયા છતાં એટલે કે અનેક પ્રકારના કડવા અનુભવો સહન કરવા છતાં પણ સુધરતા નથી. આમ થવાનું કારણ બહુધા એવું હોય છે, કે તેઓ પોતાને વધારે ડાહ્યા અને બીજાને ઓછી અક્કલવાળા સમજે છે, અને એ રીતે પોતાની જાતના ડહાપણમાં મક્કમ રહી બીજી સઘળી બાબતોથી બેદરકાર કે નઠોર બને છે.

પોતે જ સર્વજ્ઞ છે, બીજા બધા કરતાં ડહાપણમાં શ્રેષ્ઠ છે એમ માનનારનામાં કશું પણ શાણપણ આવી શકતું નથી. આવાં મનુષ્યો પોતાની ખોટી માન્યતામાં તણાઇ કોઇ પણ બનાવ યા બાબતમાંથી શીખવા યોગ્ય વાતોને ગ્રહણ કરવાથી હંમેશાં જ વંચિત રહે છે. ખરેખર ! પોતાની માન્યતા વા જાતના ડહાપણ પર જોઇએ તે કરતાં વિશેષ પ્રમાણમાં મુસ્તાક બનવું એ બિલકુલ ઉચિત નથી. કારણ કે આપણી કેટલીક માન્યતાઓને ઘણી વખત કશો પણ સબળ આધાર

હોતો નથી અને છતાં પણ તે સાચી હોવાની ધૂન આપણા મગજમાં ભરાઈ ગયેલી હોય છે. આપણી ઘણી ખરી માન્યતા વા શ્રદ્ધાને કશો જ આધાર હોતો નથી એમ વાતચીતના પ્રસંગે બહુ જ સારી રીતે સ્પષ્ટ થઇ શકે છે. કેટલાક માણુસો પોતાને બહુ જ કુશળ અને ડાહ્યા સમજતા હોય છે, છતાં તેમની એ સમજ કેવી ભૂલ ભરેલી હોય છે તે બીજા માણુસોની સાથેની વાતચીતમાં ઝટ પરખાઇ આવે છે. ગ્રીસમાં પોતાને ડાહ્યા સમજનાર માણુસોની માન્યતા કેવી ભૂલભરેલી અને નાપાયાદાર હતી તે જેમ સોક્રેટીસે ઉઘાડી પાડી બતાવી હતી તે જ પ્રમાણે આપણી અમુક પ્રકારની માન્યતા વિષે પણ જ્યારે કોઈ તરફથી કારણો અને ખુલાસા માગવામાં આવે છે ત્યારે આપણે જે વિચારો જણાવીએ છીએ તે પરથી તે કેવી અસત્ય અને અપૂર્ણ છે, તે તરત જ દીસી આવે છે. આપણી જે માન્યતાને કશો પણ આધાર હોતો નથી, જે કેવળ દેખાદેખીથી, બીજાના કહેવા પરથી વા એવાં જ કોઈ કારણોથી આપણા મગજમાં ભરાઈ જવા પામી હોય છે તે વિષેનાં જ્યારે કોઇના તરફથી કારણો માગવામાં આવે છે ત્યારે આપણે બહુધા ચુપ જ થઇ જઇએ છીએ વા તો ગમે તેવા સંબંધ વગરના વિચારો જણાવીએ છીએ.

આ વિચારો ઘણું કરીને હેન્રી સેજવીકના સ્વપ્નની અંદરના વિચારોને મળતા હોય છે. તેને સ્વપ્નની અંદર જે વિચારો આવેલા તે નીચે પ્રમાણે હતાઃ—

"અમે એમ ધારીએ છીએ કારણ કે બીજા સઘળા લોકો એમ જ ધારે છે; અથવા કારણ કે—કારણ કે ગમે તેમ તોપણ અમને એમ જ લાગે છે માટે અમે એમ ધારીએ છીએ. અથવા કોઇએ અમને કહ્યું અને અમને લાગ્યું કે તે ખરૂં જ હોવું જોઇએ તેથી અમે એમ ધારીએ છીએ. અથવા તેમ નહિ તો પહેલાં અમારી માન્યતા એવી હતી અને અત્યારે પણ અમારી એ માન્યતા કાયમ હોય એમ લાગે છે તેથી, અથવા પ્રથમ અમે એમ જ માન્યું હતું અને અત્યારે પણ તેમ જ માનવું ઉચિત છે એમ અમને લાગે છે તેથી અમે એમ જ માનીએ છીએ."

ઉપરના જવાબો અધુરા જ્ઞાનનું પરિણામ સૂચવે છે. અપૂર્ણ જ્ઞાનની દશામાં આપણા મગજમાં ઠસી ગયેલી માન્યતાને ઉપર મુજબ કશો આધાર હોતો નથી, અને છતાં પણ તેને સાચી ઠરાવવા અને અમે બહુ જ ડાહ્યા છીએ એમ બતાવવા મથીએ છીએ! જેઓ આ પ્રમાણે પોતે ડાહ્યા હોવાનો દાવો ધરાવે છે તેમના બોલવામાં લેશ પણ વજુદ કે

ડહાપણ હોવાં સંભવતાં નથી. ડહાપણ મેળવવાનો અને પોતાની માન્યતાને વધારે સચોટ અને સબળ બનાવવાનો ખરો ઉપાય એ છે, કે જોવામાં, જાણવામાં, સાંભળવામાં અને વાંચવામાં આવતી બાબતો પરથી એકદમ એક તરફી અભિપ્રાય બાંધી ન બેસતાં તે સઘળી બાબતોની અંદર ઉંડે ઉતરી તેનું ખૂબ ચિંતન અને મનન કરી સત્ય નિર્ણય ઉપર આવવું જોઇએ.

કોઇપણ વિષયની અંદર ઉંડે ઉતરી તેનું ચિંતન અને મનન કરવું એ કામ ખરેખર, બહુ જ કઠણ છે. માનસિક પરિશ્રમની આગળ શારીરિક શ્રમ બચ્ચાંઓના ખેલ બરાબર છે. શરીરની મહેનત સહેજમાં થઇ શકે છે, પરન્તુ વિચારની શ્રેણી મહા બુદ્ધિમાનને પણ ઘણી વખત ગોથાં ખવરાવી દે છે. કોઇ પણ વિષયે વિચાર કરતાં માણસની બુદ્ધિ કુંઠિત બની તેના વિચારોની શ્રેણી અટકી પડે છે ત્યારે તે તરત જ વ્યાકુલ કે હતોત્સાહ થઇ જાય છે. તેવા પ્રસંગે તેના દિલમાં એમ થઇ આવે છે, કે હવે આ વિષયનો પાર શી રીતે પામી શકાશે? ઇશ્વરે આપણને આવા ગૂઢ જગતમાં શા માટે સરજાવ્યા હશે?

પણ, આ પ્રમાણે કોઇ પણ ગૂઢ બાબતનો પાર પામી શકાય નહિ તો તેથી હતાશ થવું ઉચિત નથી. ઇશ્વરની દરેક

કૃતિ બહુ જ અકળ અને અગમ્ય છે, અને જેમ સઘળી બાબતોમાં તેમ કેટલીક ગૂઢ બાબતોથી આપણને અજાણ્યા રાખવામાં પણ તેના કોઇ પરમ શુભ અને કલ્યાણકારક હેતુ હશે એમ માની ચિત્તમાં શાન્તિ અને ધીરજ ધરવી જોઇએ. વળી જે બાબતોથી આપણને અજાણ્યા રાખવામાં આવ્યા છે તેને સમજવા જેટલી આપણામાં કદાચ યોગ્યતા નહિ હોય, અગર તેને જાણ્યા પછી આપણા વડે તેનો દુરૂપયોગ કરાવાનો સંભવ હશે અથવા તો તેના જ્ઞાનથી આપણે કદાચ ચકિત બની જઇએ વા અંજાઈ જઇએ એમ હશે એમ સમજી આપણી જાતને વધારે લાયક બનાવવાનો યત્ન કરવો જોઇએ. જ્ઞાનના પ્રકાશને જીરવવો એ બહુ જ મુશ્કેલ કામ છે. જર્મન કવિ ગૅટી કહે છે, કે જ્ઞાન પ્રાપ્તિની બાબતમાં મને એવો અનુભવ થાય છે, કે જેવો અનભવ એક અંધારામાં વહેલો ઉઠી સૂર્યનો ઉદય થવાની અધીરાઇથી રાહ જોનાર માણસને થાય છે. જેમ અંધારામાં ઉઠી સૂર્યનાં દર્શન કરવાને અધીરો થનાર માણસ તેનાં દર્શન થતાંની સાથે જ અંજાઈ જાય છે તેવી જ સ્થિતિ જ્ઞાન પ્રાપ્ત થતાં હું અનુભવું છું.

ચાલુ સમયે જ્ઞાનપ્રાપ્તિની બાબતમાં આપણે વધારેમાં વધારે જે આશા રાખી શકીએ તે એ જ હોવી ઘટે છે, કે

આપણી આસપાસ રહેલો અંધકારનો પડદો ધીમે ધીમે ઉચકાતો જાય અને તેને સ્થાને જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશનાં કિરણો ધીમે ધીમે દાખલ થવા પામે. આજ સુધીમાં, આપણે સ્પષ્ટ જોઇ અને સમજી શકીએ તે પ્રમાણે એ દિશામાં કંઇક પ્રગતિ કરાઇ છે; પણ હજી આપણે જેટલી બાબતો જાણવાની બાકી છે તેની સરખામણીમાં એ પ્રગતિ નહિ જેવી જ ગણી શકાય. જ્ઞાનનો ભંડાર અગાધ અને અનંત છે તે જોતાં આપણે હજી કંઇ જ કરી શકયા નથી એમ કહીએ તો ચાલે. પ્રકૃતિની અંદર એટલાં બધાં રહસ્યો છૂપેલાં છે કે તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું તો બાજુ પર રહ્યું, પણ તેના આવરણને દૂર કરી ચાલુ સમયમાં તેની અંદર ડોકીયું પણ કોઇ કરી શકયું નથી.

માનવ સમાજનો મોટો ભાગ રાત દિવસ પોતાની જરૂરિયાતો પૂરી પાડવાની ધમાલમાં અને એવી બીજી અનેક સાંસારિક ઉપાધિઓમાં એટલો બધો મશગુલ રહે છે, કે જેથી તે બહુ જ શ્રમિત અને શક્તિહીન બની જાય છે. આવાં શક્તિહીન મનુષ્યો પ્રકૃતિનું બારીક અવલોકન અને અધ્યયન કરી તેની અંદરનાં ગુપ્ત રહસ્યોનું સ્વતંત્રપણે જ્ઞાન મેળવવાને માટે શી રીતે આગળ આવી શકે વા હિંમત ધરી શકે? સામાન્ય રીતે તેમને કેટલીક પ્રાકૃતિક બાબતોનું આછું અધુરૂં

અને ભ્રાન્તિજનક જ્ઞાન હોય છે, પરન્તુ તેમાંની કોઈ પણ બાબતનું સત્યાસત્યના નિર્ણય વડે સચોટ અને સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે તેની અંદર ઉંડે ઉતરી સ્વતંત્રપણે વિચાર કરવો. એ તેમને માટે બહુ જ મુસ્કેલ કે ન બની શકે એવું થઇ પડેલું હોય છે. આનું પરિણામ એ થાય છે, કે એવો સ્વતંત્રપણે વિચાર કરવાનો ભાર તેઓ બીજાને માથે નાખી નીરાંતે બેસી રહેવામાં અને બીજાઓ જે કહે તેને સત્ય અને પ્રમાણભૂત ગણી લેવામાં સંતોષ માને છે. કોઇ પણ વિષયે ઉંડા ઉતરી સ્વતંત્રપણે વિચાર કરવાનું કામ બહુ જ મુસ્કેલ અને સંશયોથી ભરપૂર હોઈ નિરાશા પ્રતિ દોરનાર છે, પણ કર્તવ્યને લક્ષમાં લેવાનું કામ અતિ સરલ અને સ્પષ્ટ છે. બુદ્ધિ વડે નિર્ણય કરવા જતાં અંધકારમાં અથડાવાનું બને છે; પણ અંતરાત્મામાંથી થતું નિર્દેશન ખરા બપોર જેવું પ્રકાશિત અને સુસ્પષ્ટ હોય છે. આથી બુદ્ધિની જાળમાં સપડાવા કરતાં અંતરાત્માની પ્રેરણાને અનુસરવું એ વધારે સુગમ અને શ્રેયસ્કર છે.

"બુદ્ધિ એ દુઃખનું કારણ છેઃ
શંકા તર્ક નિરર્થ કરાવેઃ
અન્તરનો નિર્દેશક સાચોઃ

એ દોરે ત્યાં હું દોરાતો:
શ્રદ્ધા ત્યાં સાચી. ”

—સાગર.

જો કે ઘણી વખતે કયી બાબત સત્ય હશે વા કયો માર્ગ ડહાપણ ભરેલો હશે તેનો નિર્ણય કરવાનું કામ બહુ જ કઠણ થઇ પડે છે, તોપણ કયું કાર્ય કરવા યોગ્ય છે અને કયું કરવા યોગ્ય નથી તે નક્કી કરવામાં કોઇને કશી પણ મુશ્કેલી પડતી નથી. જગતમાં કેવી રીતે ચાલીએ તો સુખી થઈ શકીએ, અર્થાત્ સુખી થવાને માટે કેવી જાતનું વર્તન રાખવું ઉચિત છે તે નક્કી કરવાનું કામ બહુ જ સહેલું છે. આમ છતાં જે મુશ્કેલી છે તે તેને જાણ્યા પછી તદનુસાર વર્તવામાં જ રહેલી છે. વળી અમુક પ્રકારનું ફળ મળે એવી મનમાં ઇચ્છા ધરીને કાર્યમાં પ્રવૃત્ત થવું વાજબી નથી. પણ અમુક પ્રકારનું કાર્ય કરવું એ કર્તવ્ય છે એમ સમજીને જ તે કાર્યને બની શકતી સારી રીતે પૂર્ણ કરવાને યત્નશીલ થવું જોઇએ. આપણા કામનું શું અને કેવું ફળ આવ્યું તે જોવા કરતાં આપણું કર્તવ્ય આપણે કેવી રીતે અદા કર્યું છે એજ જોવું વધારે મુનાસબ છે. કારણ કે કર્તવ્ય ઉત્તમ પ્રકારે અદા કરાયું હશે તો તેનું યોગ્ય ફળ પોતાની મેળે તેની પાછળ પાછળ જરૂર

જ ચાલ્યું આવવાનું. જો કે આવી વૃત્તિ ધારણ કરી કર્તવ્યમાં લીન થવું એ આપણે ધારીએ તેટલું સહેલું તો નથી જ, પણ તેમ કર્યા સિવાય સુખી થવાનો બીજો એ કે ઉત્તમ માર્ગ નથી.

સામાન્ય રીતે આપણી માન્યતા એવા પ્રકારની હોય છે, કે બૂરાં કામો જ માત્ર બૂરાં હોય છે, પણ આપણે યાદ રાખવું ઘટે છે, કે કેટલાંક સારાં ગણાતાં કામો પણ જો તેની હદ ઓળંગી આગળ વધે તો કેટલીક વખત તે પણ બૂરા તરીકે જ બહાર પડે છે. સદ્ગુણોને પણ હદ હોય છે અને તેથી જો તે તેની હદ ઓળંગીને આગળ વધે છે તો કેટલીક વખત તે પણ દુર્ગુણરૂપ નીવડે છે. ઉદારતા એ ઘણો ઉત્તમ સદ્ગુણ છે. આમ છતાં જો તે વિવેકનો ત્યાગ કરી તેની મર્યાદાનું ઉલ્લંઘન કરી જાય તો તેવી વિવેક વગરની ઉદારતા ઉડાઉ-પણામાં ખપે છે. આ જ પ્રમાણે હદપારની હિંમત, સહિષ્ણુતા અને કરકસર અવિચારીપણું, દીનતા અને કંજુસાઇરૂપ લેખાય છે. ગમે તેમ હોય તોપણ એટલું તો ચોક્કસ જ છે, કે માણસ પોતે જેવું વાવે છે તેવું જ તે લણે છે; જેવાં તેનાં કૃત્યો તેવાં ફળ તેને અવશ્ય મળે છે જ. સારાં કામનું ફળ સારૂં અને નઠારાં કામનું ફળ હંમેશાં જ નઠારૂં હોય છે.

"જે જેવું વાવે લણે તેવું" એ ભવે બોલાય છે,
કારણ પ્રમાણે કાર્યનું પરિણામ પણ દેખાય છે;
પરિણામ ઉત્તમ કાર્યનું ઉત્તમ જ નિશ્ચિત થાય છે,
ને અવરનું છે અવર એ સંન્યાય નહિ લોપાય છે."
—"વિવેકાનંદ વિચારમાળા."

પાપી મનુષ્યોનાં અંતઃકરણોમાં પાપની ભાવનાઓનો ઉદય થવો એ જ તેમનાં પાપકર્મોની સજા છે અને સદાચારીના દિલમાં જન્મતી સદ્‌ભાવનાઓ એ જ તેમનાં સત્કર્મોનું શુભ ફળ છે. એક અર્થમાં સજા કે શુભફળ જેવું કંઇ જ હોતું નથી, પણ માત્ર પરિણામ જ હોય છે. આથી હરકોઇ કાર્યમાં સુખદુઃખના હેતુને નહિ, પરન્તુ માત્ર સચ્ચારિત્ર્યના હેતુને લક્ષમાં રાખી વર્તવું એ જ યોગ્ય છે. કારણ કે જો આપણે સદાચારી હોઇશું, સદાચારમાં રત રહીશું તો સુખ પ્રતિ દુર્લક્ષ કરવા છતાં પણ તે આપોઆપ સદાચારની પાછળ પાછળ આવી ઉભું રહેશે. સદાચારી પુરૂષ સદાય સુખીઓ હોય છે. એક મનુષ્યનું સદાચારી વર્તન બીજાને ગમે તે સ્વરૂપે પરિણમે; છતાં તેને પોતાને તો તે સુખરૂપ જ નીવડવાનું. આથી સઘળી જાતની પરિસ્થિતિમાં સદાચારનું સેવન કરવું એમાં જ ડહાપણ અને સુખ છે.

ટેનિસન કહે છે, કે સદાચારને જોતાંની સાથે જ તેના તરફ માણુસોના દિલમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે, પણુ તેનું આ કથન ખાસ કરીને નિર્દોષ અંતઃકરણુનાં નાનાં બાળકોને જ વધારે લાગુ પડી શકે. કારણુ કે જેમ જેમ મનુષ્ય મોટું થતું જાય છે તેમ તેમ તે દુનિયાનાં છળ કપટોમાં રંગાતું જાય છે. પરિણુામે તેના મનની ભાવનાઓ એટલી તો દૂષિત અને અધમ બની જાય છે, કે પછી તેના દિલમાં સદાચારને માટે ભાવ પેદા થતો નથી. સંસાર વ્યવહારમાં પ્રવેશ કરનાર કોઇ પણુ મનુષ્યનું જીવન માત્ર દુરાચારોનું જ્ઞાન મેળવવાથી જ ઉજમાળું કે પવિત્ર થઇ જતું નથી, પણુ તેને માટે તેના દિલમાં સતત ધિક્કાર અને ભય પેદા થવા પામે તો જ તે તેમાંથી પોતાની જાતને બચાવી પવિત્ર અને સુખી રહી શકે છે.

સંસારમાં કેટલાંક માણુસો એવાં હોય છે, કે જે બીજાં માણુસોને દુઃખી અને હેરાન કરી મૂકે છે, જ્યારે બીજાં કેટલાંક એવાં પણુ હોય છે, કે જે અન્યનાં દુઃખો હરી લે છે. જે બીજાંને દુઃખી બનાવે છે તે જાતે દુઃખી બને છે અને બીજાંના દુઃખનું કારણુ થઇ પડે છે. આથી ઉલટું જે બીજાં માણુસોનું દુઃખ લઈ લે છે તે અન્યને સુખી કરવા સાથે પોતાની જાતને પણુ સુખી બનાવે છે. બીજાંને સુખી કરવાનું કામ કેટલીક વખત તો બહુ જ સહેલાઇથી સાધી શકાય છે.

યોગ્ય સમયે જરા મદદ કરવાથી, સારી સલાહ આપવાથી, સ્નેહ અને સમભાવપૂર્વક વચનોથી દિલાસો અને ધીરજ આપવાથી અને એવાં એવાં બીજા સ્નેહ ભર્યા વર્તનથી અનેક દુઃખી મનુષ્યોનાં દુઃખ દૂર વા ઓછાં કરી શકાય છે. શૅક્સપિઅર કહે છે, કે જેમ ગાઢ અંધકારમાં એક નાની સરખી મીણબત્તીનો પ્રકાશ ઘણે દૂર સુધી પ્રકાશી રહે છે તે જ પ્રમાણે આ દુઃખતિમિરથી ઢંકાયેલા વિશ્વમાં એક નજીવામાં નજીવા સત્કાર્યરૂપી દિપકનો પ્રકાશ સર્વત્ર દીપી ઉઠે છે.

આ જગતમાં આપણને ડહાપણ ભરેલા ખરા માર્ગનું સૂચન કરનાર અને પાપમાંથી વારી રાખનાર આપણા અંતરાત્મા સમાન બીજો એકે નિર્ભય ભોમીયો નથી. તે જ આપણો સાચો નિર્દેશક છે અને તેની સલાહ અનુસાર વર્તવું એમાં જ ખરૂં ડહાપણ અને સુખ સમાયેલું છે. અંતરાત્મા એ એક એવી નિષ્પક્ષપાત અને પ્રબળ શક્તિ છે, કે જેના ઉપર કોઇની પણ લાગવગ કે સત્તાની અસર થઇ શકતી નથી. તે હંમેશાં જ નિષ્પક્ષપાતપણે સત્ય અને હિતકારક માર્ગનું સૂચન કર્યાં કરે છે. સાચા માર્ગનું સૂચન કરવા ઉપરાન્ત તે આપણા પ્રત્યેક કાર્ય પર છૂપી દેખરેખ રાખી તેને નિહાળ્યાં કરે છે, અને તેથી તે આપણાં કાર્યોનો સાક્ષીભૂત પણ છે. એ

એક એવો સાક્ષીભૂત છે, કે તેનાથી આપણું એકે કાર્ય છાનું રહી શકતુ નથી તેમજ તેને ગમે તેમ સમજાવીએ વા લાલચો આપીએ તોપણ તે ફૂટતો નથી. અર્થાત્ અંતરાત્મા સ્વતંત્ર અને મુક્ત છે તેમજ તેને કોઇ પણ જાતની લાલચો બંધન કરી શકતી નથી. તેના પર કોઇની કશી પણ સત્તા ચાલી શકતી નથી. આપણે આપણી જીભને વશ રાખી શકીએ છીએ, આપણે આપણા આંતરના ભાવો છૂપાવી મોઢા ઉપર ગમે તેવો દેખાવ ધારણ કરી શકીએ છીએ, માનસિક વિકારોને દબાવી શકીએ છીએ; પણ આપણી અંદર વિરાજીત એવા અંતરાત્માના સૂક્ષ્મ અવાજને બંધ કરવાની વા તેના ઉપર અંકુશ મૂકવાની શક્તિ કોઇનામાં પણ નથી. મગજમાં સહેજ પણ પાપી કે અસત્ય વિચાર ઉપજતાંની સાથે તે અંતરના અંતરમાંથી ગરજી ઉઠે છે, સાચા માર્ગનું સૂચન કરે છે. આટલું છતાંય જે કોઈ તેની સૂચનાની અવગણના કરી પાપમાં પ્રવૃત્ત થાય છે તે આખી જીંદગી સુધી અશાન્તિ અને દુઃખનો ભોગ થઈ પડે છે. આટલા માટે સઘળા પ્રસંગોમાં અને ગુંચવાડાના પ્રસંગોમાં તો ખાસ કરીને આ નિષ્પક્ષપાતી અને શુભ માર્ગનું સૂચન કરનાર અંતરાત્માના ધ્વનિને અનુસરવું તેમાં જ સાચું શાણપણ છે.

# પ્રકરણ અગીઆરમું.

## મનની શાન્તિ.

એક વખતે મહારાજા યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને પૂછયું, કે વેદનું અધ્યયન કરનાર એવા ધર્માત્મા મનુષ્યને આલોક તથા પરલોકમાં પરમ સુખ આપનાર આ બહુ શાખાવાળા ધર્મમાં કયો ધર્મ વિશેષ આચરણીય છે? આ પ્રશ્નના ઉત્તરમાં પિતામહે કહ્યું, કેઃ—

" सुखं दान्तः प्रस्वपिति सुखश्चप्रतिबुध्यते ।
सुखं पर्य्येति लोकांश्चमनश्चास्य प्रसीदती ॥
अदान्तः पुरुषः क्लेशमभीक्ष्णं प्रतिपद्यते ।
अनर्थांश्च बहूनन्यान्प्र[illegible]त्मदोषजान् ॥ "

—મહા. શાન્તિ પર્વ.

હે યુધિષ્ઠિર! જે પુરૂષ શાન્તચિત્ત છે તે સુખથી સુએ છે, જાગે છે, સંસારમાં હરેફરે છે અને આનંદમાં રહે છે; અને જેનું ચિત્ત અશાન્ત હોય છે તે હંમેશાં દુઃખી અ

અનર્થકારી નીવડે છે. માટે શાન્તિ એ જ પરમ સુખદાયક સનાતન ધર્મ છે.

આ પ્રમાણે સુખનો મુખ્ય આધાર મનુષ્યોના ચિત્તની શાન્તિ ઉપર છે. શાન્તિ એજ સુખ છે, જ્યાં શાન્તિ છે ત્યાં સદા સુખ અને આનંદ વર્તે છે, પણ જ્યાં અશાન્તિ હોય છે ત્યાં હજારો ઉપાધિઓ, ચિંતાઓ, મુશ્કેલીઓ અને આપત્તિઓ આવીને ખડી થાય છે. આટલા માટે એ કહેવું સાચું ઠરે છે, કે કોઇના પર જય મેળવવો તેના કરતાં ચિત્તની શાન્તિ જાળવવી એ સર્વોત્કૃષ્ટ છે. જગતમાં ચિત્તની શાન્તિ જાળવવા સમાન બીજો એકે મહાન અને ખરો વિજય નથી. કારણ કે મન જીતવું તેમાં જ ખરો વિજય રહેલો છે. જેનું મન પોતાને વશ છે, જે ગમે તેવા પ્રસંગોમાં પણ ચિત્તની શાન્તિ જાળવી શકે છે તેને મન બહારનો વિજય એક બાળકના ખેલ સમાન થઇ પડે છે. બહારનો ગમે તેવો પ્રબળમાં પ્રબળ શત્રુ પણ તેની આગળ સહેજમાં મહાત થઇ શકે છે. શાન્ત ચિત્ત પુરૂષની સામે બહારની કોઇ પણ સત્તા કે શક્તિ લેશ પણ કાર કરી શકતી નથી. કહ્યું છે, કે:—

" शान्ति खड्गः करे यस्य किं करिष्यति दुर्जनः ।
अतृणे पतितो वह्निः स्वयमेवोप शाम्यति ॥

—મહા. વનપર્વ.

અર્થાત્ જેમ બળતણ વગરના સ્થળમાં પડેલા અગ્નિનું કંઇપણ જોર ચાલી શકતું નથી અને ઉલટો તે આપોઆપ શાન્ત થઇ જાય છે તેમ જેની પાસે શાન્તિરૂપી ખડ્ગ છે તેને દુષ્ટમાં દુષ્ટ મનુષ્ય પણ કંઇ જ કરી શકતો નથી. આથી સ્પષ્ટ છે, કે જગતમાં સર્વ પ્રકારના સાચા સુખ અને ખરા વિજયનું મૂળ તે ચિત્તની શાન્તિ છે.

ઘણી વખત જુદી જુદી વ્યક્તિઓ વચ્ચેના શાન્તિમય વ્યવહારને જુદાં જુદાં રાજ્યો વચ્ચેની સલાહશાન્તિની સાથે સરખાવવામાં આવે છે, અને ખરેખર, ઘણી બાબતોમાં એ સરખામણી મળતી પણ આવે છે. આમ છતાં એ બન્નેમાં એક મોટો તફાવત છે. કોઇ રાજ્ય ગમે તેટલું ન્યાયપરાયણ, શાન્તિપ્રિય અને વિચારશીલ હોય તોપણ તેની શાન્તિ સર્વદા એક સરખી જાળવાઇ શકતી નથી. કારણ કે દૈવવશાત્ તેની પડોશનું રાજ્ય જો લોભી, વિદ્રોહી અને કલહપ્રિય હોય છે તો સમય પર તેને પણ લડાઇમાં ઉતરી શાન્તિનો ભંગ કરવાની જરૂર પડે છે. આથી ઉલટું વ્યક્તિને પોતાના ચિત્તની શાન્તિ જાળવવામાં આવી કોઇપણ જાતની મુશ્કેલી આડે આવી શકતી નથી. જો વ્યક્તિ પોતે પોતાના મનની શાન્તિનો ભંગ ન થવા દેવાનો દૃઢ નિશ્ચય કરી બેસે તો બહારની કોઇ

પણ પરિસ્થિતિ કદિ પણ તેની શાન્તિનો ભંગ કરવા સમર્થ નીવડે એ શક્ય નથી. પોતાના ચિત્તની શાન્તિ જાળવવી એ પ્રત્યેક મનુષ્યના પોતાના જ હાથની વાત છે. આપણી અનિચ્છા છતાં આપણી શાન્તિનો ભંગ કરવામાં બીજો કોઈ ફાવી શકતો નથી. એ વાત ખરી છે, કે વ્યવહારમાં આપણને સઘળા જ સારા માણસો મળી આવે એ ન બને તેવું છે. કેટલીક વખત નઠારાં મનુષ્યોના પ્રસંગમાં પણ આવી પડવાનું બની આવે છે, અને તેવે પ્રસંગે તેમના તરફથી એવું વર્તન ચલાવવામાં આવે છે, કે આપણી શાન્તિ જાળવવાનું કામ બહુ જ મુશ્કેલ થઈ પડે છે. આમ છતાં ઇતિહાસ અને પુરાણ-પ્રસિદ્ધ અનેક મહાપુરૂષોનાં જીવનવૃત્તાંતો આપણને સ્પષ્ટ-પ્રબોધે છે, કે મનુષ્ય પર ગમે તેટલો અત્યાચાર ગુજરે તોપણ જ્યાંસુધી તે પોતે પોતાની શાન્તિનો ભંગ થવા ન દે ત્યાં સુધી તાકાત નથી કોઇ અન્યની કે જે તેના ચિત્તની શાન્તિમાં રંચ પણ ખલેલ કરી શકે.

જગત પરની પ્રત્યેક વ્યક્તિ શાન્તિ મેળવવા ચાહે છે અને આપણે ઉપર જોયું તેમ પ્રત્યેકની શાન્તિનો આધાર તેના પોતાના જ ઉપર છે. આમ છતાં શાન્તિનો ભંગ થઇ ઠેરઠેર અશાન્તિ પ્રવર્તતી જોઇ શકાય છે તો વિચારવું ઘટે છે, કે

આ અશાન્તિનું કારણ શું હોવું જોઇએ ? એવું જોવામાં આવે છે, કે ઘણાં મનુષ્યો બહુધા નજીવી બાબતોને વગર જોઇતું મહત્વ આપીને ચિંતા કરવા મંડી પડે છે. ગાડી ચૂકી જતાં, નાની નાની રમતોમાં હારી જતાં, કોઇના દ્વારા સહેજ અપમાન વા અનાદર થતાં, પોતાના હાથે કોઇ સહેજસાજ ભૂલ યા નુકસાન થઈ જતાં કે નજીવી મુશ્કેલી ઉભી થતાં જાણે મોટો પહાડ તૂટી પડયો હોય એમ ગણી મહાન્ શોકના સાગરમાં ડૂબી જાય છે ! આમ નજીવી બાબતોને બીનજરૂરનું મહત્વ આપી નાહક દુઃખી થવું એ વિવેકશૂન્યતા યા ડહાપણનો અભાવ સૂચવે છે. જ્યાંસુધી જીંદગીને અતિ ઉપયોગી બાબતો સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થતી જતી હોય, અર્થાત્ શરીર નીરોગી અને સ્વસ્થ રહેતું હોય, કૌટુંબિક પરિજનો તરફનો પૂરતો સંતોષ હોય, ખાનપાનનાં સાધનો સારી રીતે મેળવી શકાય તેવી સારી અને પૂરતી આવક હોય અને ખરેખરી રીતે ચિન્તા ઉત્પન્ન થાય એવું એક પણ કારણ ન હોય તેવી સ્થિતિમાં પણ કેટલીક ક્ષુદ્ર બાબતો પરથી ચિંતાતુર બની દિલમાં અશાન્તિ ઉત્પન્ન કરવી એ કેટલે દરજ્જે ડહાપણભર્યું લેખી શકાય ?

શરીરની માફક મન પણ રોગી બને છે. મનના રોગને

દૂર કરવાનું કામ અતિ અગત્યનું છતાં મહાન્ મુશ્કેલ. નજીવાં દુઃખોમાં હેરાન કરી મૂકવાની શક્તિ નથી. એ બાબતમાં આપણે માત્ર એટલું જ ધ્યાનમાં રાખવા જેવું છે, કે તેને એકત્ર થવા દેવાં નહિ. જો આપણે જુદી જુદી જાતનાં નજીવાં દુઃખોનું અલગ અલગ નિવારણ કરતા જઈએ અને સર્વને એકત્ર થવા દઇ તૃણનો મેરૂ બનવા દઇએ નહિ તો તેથી કદિ પણ આપણને નુકસાન થઇ શકતું નથી. જીંદગીનાં નજીવાં દુઃખો 'એક ડોસો અને તેના ચાર દીકરા' ની વાતમાં આવતી લાકડીઓ જેવાં છે. જેમ લાકડીઓને અલગ અલગ રાખી ભાગતાં સહેલાઇથી ભાગી શકાય છે તેમ તે દુઃખોને પણ નિરનિરાળાં રાખી તેનું એકે એકે નિવારણ કરવામાં આવે તો તેનો સહેલાઇથી નાશ કરી શકાય છે. પણ જો લાકડીઓના ભારાની માફક તેમને એકત્ર થવા દઇએ તો તેઓ આપણને પાયમાલ કરી મૂકે છે.

સંસારનાં સઘળાં માણસોને સુખી કરવાં એ કદાચ આપણાથી ન બને, તોપણ જો આપણે સદાચારને પંથે યોગ્ય રીતે ગતિ કરીએ તો ખરેખર જ આપણે આપણી જાતને સુખી કરી શકીએ. દરેક મનુષ્ય જો ચાહે તો પોતાના મનને સંપૂર્ણ શાન્ત, સન્તુષ્ટ અને પ્રસન્ન રાખી શકે. આર્ય કા

માત્ર મનુષ્ય પોતાની જાતે કરે તો જ બની શકે તેમ છે. બીજાંઓ બહુ તો થોડી ઘણી અનુકૂળતા કરી આપે, પણ તે પ્રમાણે વર્તવાનો આધાર તો આપણી જાત ઉપર જ રહે છે. એક વિદ્વાન્ કહે છે, કે જો તમે તમારા આન્તરમાં શાન્તિ મેળવી શકો નહિ તો બહારની બાજુએ તેને શોધવા ફાંફાં મારવાં એ નિરર્થક છે.

રાતે સુવાની વખતે સન્ધ્યાની છાયાની માફક દુઃખની છાયા પણ મોટા ભાગે વધતી જતી જોવામાં આવે છે. કેટલીક વખત રાત્રિના નિઃસ્તબ્ધ અને શાન્ત સમયે જ્યારે આપણે એકલા વિચારવમળમાં પડીએ છીએ ત્યારે અનેક પ્રકારની ચિન્તા અને માનસિક વેદનાઓથી કંટાળેલા આપણા મગજમાં આપણી અનિચ્છા છતાં પણ કેવી પુરાણી વાતો, કાલ્પનિક દુઃખો અને ગુંચવાડા ભરેલા વિચારો ઉપરાઉપરી ઉદ્ભવ પામી આપણને ભૂતની માફક સતાવવા લાગે છે ! વળી એવે વખતે ઉંઘને માટે આપણે કેવાં તરફડીયાં મારીએ છીએ !

આમ જગતનાં અન્ય મનુષ્યો આપણી જાતને દુઃખી બનાવે છે તેના કરતાં આપણે પોતે આપણી જાતને વધારે અશાન્ત અને દુઃખી બનાવી મૂકીએ છીએ. સૌથી વધારે

વિપત્તિની વાત એ છે, કે જે બાબતો જીંદગીમાં કદિ પણ ઉપસ્થિત થતી નથી વા થશે કે નહિ તેની ચોકસ માહિતી હોતી નથી તેવી બાબતોને કલ્પનાથી ઉભી કરી મનુષ્યો મનમાં ને મનમાં દુઃખી રહ્યાં કરે છે ! ખરેખર ! પ્રત્યક્ષ ભોગવાતાં સંકટોના કરતાં કલ્પનાથી ઉભાં કરાયેલાં દુઃખો વધારે અસહ્ય અને ત્રાસજનક થઈ પડે છે. કારણ કે, જે દુઃખો આપણે ભોગવતા હોઇએ છીએ તેનું ખરૂં સ્વરૂપ આપણા જાણુવામાં હોય છે તેથી તેનાથી થતી અને થવાની પીડા વિષે આપણા મનમાં અમુક ચોકસ હદ બંધાઇ જાય છે; પરન્તુ કાલ્પનિક દુઃખો વિવિધ રૂપે ખડાં થતાં હોવાથી તેનું ખરૂં સ્વરૂપ લક્ષમાં આવતું નથી, અને તેથી તે વડે મનમાં પેદા થતા દુઃખને કોઈ ચોકસ હદ જ હોતી નથી. અર્થાત કાલ્પનિક દુઃખો આપણુને હદપારના હેરાન હેરાન કરી મૂકે છે. આટલા માટે ભાવિ દુઃખોની કલ્પનાને જતી કરી તેને બદલે લોકોનાં દુઃખો શી રીતે દૂર કરી શકાય તેના વિચારમાં મનને ગુંથાએલું રાખીએ તો નિરર્થક દુઃખોના ભોગ થઇ પડવાથી આપણે આપણી જાતને બહુ જ સહેલાઇથી બચાવી શકીએ, ઉપરાન્ત સુખી અને શાન્ત પણ રહી શકીએ. મનુષ્ય પોતાની જાતને માટે જેટલો ઓછો અને બીજાના ભલાને

માટે જેટલો વધારે વિચાર કરે છે તેટલો જ તે વધારે સુખી અને શાન્ત બને છે. 'હું' અને 'મારાપણા'ની સ્વાર્થી ભાવનાનો ત્યાગ કરતાં જુઓ, કે કેવો સાચો આનંદ પ્રાપ્ત થાય છે! એક વિદ્વાન્ કહે છે, કે " જો મનુષ્ય પોતાની જાતને વીસરી જાય છે તો જ તેને શાન્તિ મળે છે. "

વળી **સીસીરો** કહે છે તેમ જે વિપત્તિઓ ભાવિમાં આવી લાગવાની હોય અથવા જે દુઃખો કદાચ કદિ પણ પેદા થવાનાં ન હોય તેવાં દુઃખોની કલ્પના કરી પ્રથમથી જ દુઃખી બનવું એ વગર મોતે મોતનો અનુભવ કરવા જેવી ચોકખી મૂર્ખતા છે. આપણે માથે જે દેખીતું દુઃખ પડેલું હોય છે તે પૂરેપૂરૂં દુઃખરૂપ અનુભવાય છે જ; તો પછી વધારામાં નહિ આવેલાં દુઃખોની કલ્પના કરી તેમાં વધારો કરવો એ દેખીતી રીતે જ બેવડા દુઃખી થવા જેવું છે. રાતદિવસ દુઃખ, દુઃખ અને દુઃખના જ વિચારો કર્યા કરવા એ ખરેખર, પોતાનાં દુઃખોને બમણાં-ચોગણાં બનાવી પોતાની જાતને વધારે ને વધારે દુઃખી કરી મૂકવા જેવું છે. હંમેશાં દુઃખના જ વિચારો સેવવાથી કંઇ દુઃખ ઓછું થતું નથી, પણ ઉલટું તેમાં વધારો થવા પામે છે, અને કલ્પનાથી ઉભાં કરાયેલાં દુઃખો આવે અગર ન આવે, તોપણ તે હંમેશાં જ મનુષ્યને હેરાનગતિમાં

હડસેલી મૂકે છે. મૃત્યુ કે જેના નામ માત્રથી મનુષ્યો બહુ જ ભયભીત બની જાય છે તે જો પ્રત્યક્ષ આવી ભેટે છે તો તે એટલું બધું દુઃખરૂપ નીવડતું નથી કે જેટલાં દુઃખ અને ભય તેના વિષેના વિચારો અને કલ્પનાઓથી મનુષ્યના દિલમાં પેદા થાય છે. અર્થાત્ મનુષ્યને દુઃખી બનાવનાર મૃત્યુ નહિ, પણ મૃત્યુ વિષેના વિચારો અને કલ્પનાઓ જ હેરાન હેરાન કરી મૂકે છે. આથી દુઃખ વિષેની નકામી કલ્પના-ઓ અને ચિંતાઓને જતી કરી પ્રાપ્ત સ્થિતિને પહોંચી વળવા મનને શાન્ત અને એકાગ્ર ઉદ્યોગમાં લગાડવું એ શાન્તિને માટે ખાસ જરૂરનું છે.

એક એવી કહેવત છે, કે “જે મનુષ્ય સંપત્તિના મંદિરમાં ભોગવિલાસના દ્વારે થઇને પ્રવેશ કરે છે તે સામાન્ય રીતે દુઃખ અને પશ્ચાત્તાપના રસ્તે થઇને બહાર નીકળે છે.” ખરેખર! સંપત્તિના સમયમાં જે મનુષ્ય કેવળ મોજમઝા અને એશ-આરામમાં તલ્લીન બને છે તે વળતા દિવસોમાં દુઃખ અને પશ્ચાત્તાપનો જ ભોગ થઇ પડે છે. જગતમાં દુરાચારને વશ થવા સમાન એકે નીચામાં નીચી ગુલામી દશા નથી. દુરાચારને વશ થતાં મનુષ્યનામાંથી માણુસાઈ અને જોમ બન્ને નાશ પામે છે. તે મનુષ્યને એટલો તો કમજોર, અધમ અને

પરાધીન બનાવી મૂકે છે, કે તેનામાં આત્મરક્ષણ કરવાનું જરાએ જોમ કે હિંમત રહેતાં નથી.

વળી અન્યના અભિપ્રાયો ઉપર જીવનારા માણસો પણ દુઃખ અને અશાન્તિની વચ્ચે જ જીવન પૂરૂં કરે છે. આપણા વિષેના બીજાઓના અભિપ્રાયોને જોઇએ તે કરતાં વધારે વજન આપવું યોગ્ય નથી. વળી કેટલીક બાબતોમાં તો બીજાના અભિપ્રાયોની દરકાર સુદ્ધાં પણ કરવી જોઇએ નહિ. કારણ કે આપણી જાતને માટે આપણા અંતરાત્મામાં જે અભિપ્રાય બંધાય છે તે બીજાઓના અભિપ્રાય કરતાં વધારે મક્કમ અને મહત્વનો હોય છે.

સામાન્ય રીતે આપણા ઉપર બીજું કોઇ અધિકાર ચલાવતું આવે તે આપણે જરા પણ સહન કરી શકતા નથી. આપણી સ્વતન્ત્રતા ઉપર તરાપ પડતાં આપણે તરત જ સતેજ થઇ જઇએ છીએ, અને વાસ્તવિક રીતે થવું પણ તેમજ ઘટે છે. આમ છતાં નવાઇની વાત છે, કે આપણી જાત પરનું આપણું આધિપત્ય ગુમાવી બેસવામાં આપણને જરાએ ખેદ ન થતાં ઉલટો આનંદ થતો હોય એમ જણાય છે! બીજાના ગુલામ બનવું આપણને રૂચતું નથી, પણ આપણા ગુલામના ગુલામ બનવામાં આપણે આનંદ માનીએ છીએ!! મન

આદિ ઇંદ્રિયો મનુષ્યની ગુલામ છે. સઘળી ઇંદ્રિયો ઉપર મનુષ્યની પૂર્ણ સત્તા છે અને સત્તાના સંપૂર્ણ ઉપયોગવડે પોતાની ઇચ્છા પ્રમાણે તેમને અધીન વર્તાવવામાં જ મનુષ્યનું મનુષ્યત્વ છે—સાચું સુખ—પરમ શાન્તિ છે. આથી ઉલટું દાસના પણ દાસ બની જ્યારે માણસાઈ ખોઇ દેવામાં આવે છે અને મન તેમજ ઇંદ્રિયો નચાવે તેમ મનુષ્ય નાચવા લાગે છે ત્યારે અનેક પ્રકારની વ્યથાઓ પેદા થઇ માનસિક શાન્તિનો ધ્વંસ થાય છે અને પરિણામે મનુષ્ય દુઃખી બને છે. આથી શાન્તિને ચાહનારાં સર્વ માણસોએ સૌથી પ્રથમ ઇંદ્રિયોને અંકુશમાં રાખવી એ ખાસ જરૂરનું છે.

ઇંદ્રિયોને તાબે થવું, મનના વિકારોના દાસ બનવું એ મોટામાં મોટી મૂર્ખાઇ છે. જે માણસ મનના ક્ષણિક વિકારોને તાબે થઇ જરા જરામાં ક્રોધે ભરાય છે તેને હંમેશાં જ પાછળથી પસ્તાવું પડે છે. આથી કોઇપણ માણસે આપણું નુકસાન વા અપમાન કર્યું હોય તો તેથી જરા પણ ગુસ્સે ન થતાં કેવળ શાન્તિથી તે તરફ આંખાડા કરવા એ જ યોગ્ય છે. એમ કરવામાં જ સુખ, શાન્તિ અને ડહાપણ સમાયેલાં છે. ડૉક્ટર જૉન્સન ઉપદેશે છે, કે " કોઈ માણસે ગમે તે કારણસર આપણું અપમાન કર્યું હોય તોપણ તેની અવગણના

કરવી એ જ સર્વોત્તમ છે. કારણ કે તેમ કરવામાં જો તે સામા માણસની મૂર્ખાઇ જ કારણભૂત હોય તો તો તેના ઉપર ક્રોધ કરવો એ દેખીતી રીતે જ નકામો છે, અને જો તેણે ઇર્ષા વા દ્વેષબુદ્ધિથી તેમ કર્યું હોય તો તેની છેક જ અવગણના કરવી એ તેને સજાએ પહોંચાડવાનો ઉત્તમ ઉપાય છે." સામાન્ય રીતે આપણું અપમાન વા નુકસાન કરવામાં સામા માણસનો હેતુ આપણને હરકોઇ પ્રકારે હેરાન કરવા એ હોય છે. હવે જો આપણે અપમાન થતાંની સાથે ચીડાઈ જઇએ અગર દુઃખી થઇએ તો શત્રુનો હેતુ પાર પડતાં તે વિજયી નીવડે છે અને ફૂલાઇ જાય છે. પણ જો આપણે તેનાં વચનોનો અનાદર કરીએ અગર હસી કાઢીએ તો તે પોતાની ધારણામાં નિષ્ફળ નીવડતાં એકદમ ફીકકો અને હારમોંદો બની જાય છે. આથી અપમાન વા નુકસાનના પ્રસંગે મનમાં જરા પણ વિકાર પેદા ન થવા દેતાં ક્ષમાવૃત્તિ ધારણ કરવી એ વેર લેવાનો અકસીર ઉપાય છે.

જગતમાં ભાંજગાડીઆઓના ચિત્તને જરાએ નિરાંત હોતી નથી. વગર લેવા દેવાએ જેની ને તેની પંચાતમાં પડવાના સ્વભાવવાળા લોકો પોતાનો કામધંધો ચૂકે છે, એટલું જ નહિ, પરન્તુ વિના કારણની ચિંતાને વહન કરી અશાન્તિનો

અનુભવ કર્યા કરે છે. જો આપણે હંમેશાં જ નિરર્થક રીતે બીજાંની પંચાતમાં પડયા કરીએ, જેના ને તેના કામની વચ્ચે માથું માર્યા કરીએ, અલભ્ય વસ્તુઓને માટે ફાંફાં મારીએ અને નકામી ચિંતાઓને આપણા મગજમાં એકઠી થવા દઇએ તો દેખીતી રીતે જ આપણે અશાન્તિના ભોગ થઇ પડીએ. માટે આપણને લાગતું વળગતું ન હોય એવી બાબતોથી દૂર રહેવું, બીજાનાં અર્થ વગરનાં કામો અને વચનોનો નકામો બોજો વહન કરવાથી આપણી જાતને બચાવતા રહેવું અને કેવળ પોતાના યથોચિત કર્તવ્યમાં જ નિમગ્ન બનવું એ ચિત્તની શાન્તિને માટે બહુ જ જરૂરનું છે. અનુભવીઓ બરાબર જ ઉપદેશે છે, કેઃ—

" તુઝે પરાઈ ક્યા પડી ? તું આપકી નિવેડ;
તેરી ઝાઝ દરિયાવમેં, ડૂબે નહિ યું બેડ. "

સુખપ્રાપ્તિનો બીજો ઉપાય ઉદ્યમ છે. જો મનુષ્ય પોતાના કર્તવ્યને બરાબર ઓળખી તેને યથાર્થ રીતે પૂરૂં કરવાને ખંત અને ધીરજથી ઉદ્યોગ કરે તો માત્ર એવા ઉદ્યોગથી જ તે પોતાની જાતને પવિત્ર, સુખી અને શાન્ત બનાવી મૂકે. હરકોઇ પ્રકારનું કાર્ય, નાનું કે મોટું, જો વિચારપૂર્વક અને જોઈતાં ખંત અને ધીરજથી કરવામાં આવે તો તે કાર્ય જાતે

જ આનંદનું કારણ બને છે. કયી જાઇનું કામ કરવાનું છે એ કંઇ મહત્વની વાત નથી, પરન્તુ તે કેવા ભાવથી કરવામાં આવે છે એટલું જ સુખી થવા ઇચ્છનારે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એક ચિત્રકારને કોઇએ પૂછયું, કે ચિત્રવિદ્યામાં તમારી આટલી બધી પ્રવીણતાનું ગુપ્ત રહસ્ય જેવું કશું છે જ શું ? ત્યારે તેણે કહેલું, કે એમાં ગુપ્ત રહસ્ય કશું નથી. માત્ર અવિરત ઉદ્યોગ એ જ મારી સફ્લતાનું રહસ્ય છે ! વળી જેમ કર્તવ્યપરાણુતા તેમ પરોપકાર પણ સુખી અને શાન્ત બનવાનું અચ્છું સાધન છે. કોઇપણ માણુસ દરરોજ બીજાના ભલા માટે ઇચ્છા કરે તેમજ દિવસમાં એકાદ એ પરોપકારનાં કામ કરતો રહે તો તે પોતાની જાતને જરૂર જ કૃતકૃત્ય અને સુખી બનાવી શકે.

જીવનમાં લાભ અને હાનિ એક બીજાની લગોલગ જ આવી રહેલાં છે. કોઇપણ પ્રકારનું સુખ, દુઃખ ઉઠાવ્યા સિવાય પ્રાપ્ત થઈ શકતું જ નથી, અને કદાચ થતું હોય તો તેમાં જરા પણ મઝા કે મિઠાશ આવતી નથી. સુખની ખરી કીંમત માત્ર દુઃખથી જ આંકી શકાય છે. જેમ સખત તાપથી તપેલા માણુસને જ ઝાડની છાયા ખરા આનંદ અને સુખનું કારણ થઈ પડે છે તેમ અનેક વિપત્તિઓમાં પસાર થયેલા માણુસને જ સુખના પ્રસંગો વધારે સુખકારક અને આનંદદાયક નીવડે છે.

જો જીવનમાં વિપત્તિઓ હોત નહિ, દુઃખના પ્રસંગો આવતા હોત નહિ, તો જીવન નીરસ અને નિરાનંદમય જ બની જાત. દાખલા તરીકે હારજીતની રમતોમાં જોઈતી પૂરેપૂરી સ્પર્દ્ધા હોય નહિ તેમજ કોણ જીતશે અને કોણ હારશે તે પ્રથમથી જ સૌ કોઇના જાણવામાં આવી જાય તો શું એવી શરતમાં ઉતરવા તરફ કોઇના પણ દિલમાં ભાવ પેદા થાય એ સંભવિત છે? રમતમાં ખરી મઝા ત્યારે જ આવે છે, કે જ્યારે બન્ને પક્ષોની વચ્ચે પૂરેપૂરી રસાકસી જામે છે. જો બન્ને પક્ષો એક બીજાને ટપી જાય એવા હોતા નથી તો તેમના વડે રમાતી રમતમાં અને તેના પરિણામમાં લેશ પણ આનંદ અનુભવાતો નથી. આ પ્રમાણે વિજય પણ ત્યારે જ આનંદનું કારણ થઇ પડે છે, કે જ્યારે શત્રુપક્ષ વિશેષ સબળ હોય છે. બાકી નિર્બળ પર જય મેળવવો એ તો સાધારણ વાત હોઈ તેમાં મગરૂર થવા જેવું કે આનંદ પામવા જેવું કશું જ હોતું નથી. આથી સ્પષ્ટ છે, કે જેને આપણે વિપત્તિ અને દુઃખ કહીએ છીએ તે વાસ્તવિક રીતે દુઃખ કે વિપત્તિ ન હોતાં ખરા સુખ અને આનંદનો અનુભવ કરાવનાર અતિ અગત્યનાં સાધનો છે.

ચાહે આપણને રૂચે યા ન રૂચે તોપણ જીવન, એક અવિરત સ્પર્દ્ધાની કસોટી સમાન છે. દુનિયામાં એકે વિપત્તિ

એવી નથી, કે જેનાથી આપણને કંઈ ને કંઇ લાભ ન થાય. એકે દુઃખ એવું નથી, કે જેને ધીરજથી સહન કરતાં પરિણામે તેમાં છૂપો લાભ સમાયેલો હતો એમ લાગી આશીર્વાદરૂપ નીવડતું ન હોય. કોઇપણ જાતની ભૂલ થઇ જતાં એકદમ નિરાશ કે દુઃખી થઇ જવું જોઇએ નહિ. કારણ કે, ઘણી વખત એવી ભૂલો જ આપણને વધારે ડાહ્યા અને વિચારવંત બનાવવામાં મદદકર્ત્તા થઇ પડે છે. ભૂલનો પણ જો સદુપયોગ કરતાં આવડે, તે પરથી ધડો લઇ બોધ ગ્રહણ કરતાં આવડે તો તે ભૂલ પણ આપણને બહુ લાભ કરનાર નીવડે છે.

હરકોઈ પ્રકારની ભૂલથી થતું તાત્કાલિક દેખીતું નુકસાન આપણને ભવિષ્યને માટે સાવધ બનાવે છે અને બીજી મહાન્ ભૂલોથી બચાવે છે. કોઇપણ બાબતમાં પરીક્ષામાં અનુભવાતી દેખીતી નિષ્ફળતા વાસ્તવિક રીતે જોઇએ તો સફળતા પ્રતિ જ દોરવાનું સાધન થઇ પડે છે. નિષ્ફળતા આપણી ખામીઓ, અપૂર્ણતા અને ભૂલોનું ભાન કરાવે છે અને તેને દૂર કરવામાં સહાયભૂત નીવડે છે.

ટૅનીસન કહે છે, કે જો સંસારમાંથી સ્વાર્થના રાજ્યનો લોપ થઇ ગયો હોત અને મનુષ્યો માત્ર બીજાઓના કલ્યાણની ભાવનામાં રત થઈ રહેલા હોત તો આજે કેટલો

આનંદ અને કેવી અનુપમ શાન્તિ સર્વત્ર છાઇ રહેલાં નજરે આવતાં હોત !! આ સાર્વત્રિક પ્રેમની ભાવનાનું પરિણામ એ થાત કે દુનિયામાં જે પરસ્પર કલહ થતા જોવામાં આવે છે તેનો સર્વદાને માટે લોપ થઇ ગયો હોત અને સૂર્યનાં કિરણોની માફક જળ–સ્થળ સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય પથરાઇ જાત. જ્યારે મનુષ્યને અંતઃકરણમાં સાચા પ્રેમની ભાવના પ્રકટે છે ત્યારે તેના પ્રત્યેક કાર્યમાં પરોપકારની સુગંધ રેલી રહે છે. આવા માણસનું ચારિત્ર્ય સમુજ્જ્વલ અને જીવન આનંદપૂર્ણ બને છે.

હવે જગતમાં નજરે આવતા વ્યવસાયો અને વ્યવસાયીઓના સંબંધમાં વિચારીએ. જો કોઈ ધનવાન માણસ વ્યવસાયને માટે આતુર રહેતો હોય તો તેનું કારણ તે ધનપતિ છે તે નહિ; પરન્તુ પૈસાનું તેના પરનું સ્વામીત્વ જ તેમાં કારણભૂત છે. જે સ્વાભાવિક રીતે જ ચિંતા અને આતુરતા ઉત્પન્ન કરી વ્યાકુળ બનાવી મૂકે તેમ હોય તેવા ધંધામાં જોડાવું એ ભૂલ છે. વાસ્તવિક રીતે તે ધંધો નહિ; પરન્તુ એક પ્રકારનો સટ્ટો છે. ધન સુખ મેળવવાનું સાધન છે અને તેથી તે પ્રાપ્ત કરવાને માટે ઉદ્યમ કરવો આવશ્યક છે. પરન્તુ તે સંબંધે એટલું ધ્યાનમાં રાખવું જરૂરનું છે, કે તે ઉદ્યમ

એકદમ પૈસાદાર થઇ જવાની કલ્પનાના તરંગમાં વહી સટ્ટાનું સ્વરૂપ ધારણ કરે નહિ. સટ્ટો અનેક ચિંતા અને દુઃખ પેદા કરી શાન્તિનો ભંગ કરે છે અને મનુષ્યને પાયમાલ બનાવી મૂકે છે. એ વાત ખાસ કરીને યાદ રાખવી, કે ધનપ્રાપ્તિ સુખ મેળવવા અર્થે છે અને નહિ કે મનમાં પેદા થતી તે માટેની તૃષ્ણા, આતુરતા વા ઉત્કંઠા પૂરી પાડવા માટે. આતુરતા વા તૃષ્ણા એવી છે, કે જે કદિ પણ પૂરી પડતી નથી. જેમ જેમ તેને પૂરી પાડવા મનુષ્ય વધારે ને વધારે મથે છે તેમ તેમ તે અપાર ગણી વધતી જાય છે.

" તનની તૃષ્ણા સહેજ છે, સવાશેર કે શેર;
મનની તૃષ્ણા નવ મટે, જો લાવે ઘેર મેર. "

આથી જેઓ ધન, સુખ મેળવવાનું સાધન માત્ર છે એ વાત ભૂલી જઇ કેવળ તૃષ્ણાની ખાતર જ અનેક પ્રકારના વ્યવસાયોમાં જીવનને જોડી દે છે તેઓ દુઃખ સિવાય કશું જ દેખી શકતા નથી.

જે ધંધામાં લાભની સંભાવના હોય, છતાં તે પ્રાપ્ત થશે જ એવી પાકી ખાત્રી ન હોય તેવા ધંધામાં અને નિશ્ચિત લાભદાયક ધંધામાં મહાન્ અંતર છે. પહેલો ધંધો ભયપૂર્ણ

છે જ્યારે બીજો ભયરહિત છે. એમ તો કહી શકાય જ નહિ કે અમુક પ્રકારના ધંધામાં ચોકસપણે લાભ થશેજ થશે. કારણ કે આપણે સ્વાભાવિક રીતે દેખીએ છીએ તેમ ખેતીનો ધંધો કોઇ પણ જાતના ખાસ જોખમ વગરનો છે છતાં તેમાં પણ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ આદિ આધિદૈવી ઉપાધિઓ આવી લાગે છે અને મહાન્ નુકસાન થાય છે. કહેવાની મતલબ માત્ર એટલી જ છે, કે જે ધંધામાં અંતરની શાન્તિ સચવાઈ શકે તેવો ધંધો આદરવો જોઇએ. એ વાત ખરી છે, કે કાર્યની વ્યગ્રતામાં ચિત્તની શાન્તિ સાચવી રાખવી એ કામ સહેલું નથી; પરન્તુ જેઓને એ કાર્ય અશક્ય જ જણાતું હોય તેઓને માટે સૌથી સારો રસ્તો એ જ છે, કે તેમણે એવાં કાર્યોથી દૂર રહેવું, અર્થાત્ ધંધા રોજગારની કડાકૂટમાંથી નિવૃત્ત થવું. ધન માટેની અત્યંત આતુરતા પૂરી કરવા માટે ચિત્તની શાન્તિનો ભોગ આપવો એ ડહાપણ ભરેલું નથી. દુનિયામાં ઘણાં મનુષ્યો એવાં પણ જોવામાં આવે છે, કે જેઓ જીવનનાં કઠણમાં કઠણ જણાતાં કામો કરતાં છતાં પોતાના અંતરાત્મામાં સુખ, શાન્તિ, સંતોષ અને સ્વર્ગીય સંગીતના પરમ આહ્લાદક ધ્વનિને એક સરખી રીતે વહેવા દેવામાં સફળ થાય છે. તેઓ અનેક પ્રકારના વ્યવસાયી જીવનમાં પણ પૂર્ણ

શાન્તિનો અનુભવ કરતા જોવામાં આવે છે. જ્યારે બીજા કેટલાક એવી પણ કોટિના છે, કે જેઓ શાન્ત જીવનમાં પણ નિરર્થક આતુર અને દુઃખી રહેતા જોઇ શકાય છે. આથી સ્પષ્ટ જ છે, કે શાન્તિ કોઇ પણ જાતના ધંધાને નહિ પરન્તુ મનુષ્યના મનની પ્રકૃતિને જ અવલંબી રહેલી છે.

કેટલાક એમ ધારે છે કે, કામધંધો છોડી એકાન્ત જંગલમાં જઈ વસવાથી શાન્તિ મળી શકે. પરન્તુ એ ધારણા ભૂલ ભરેલી છે. કારણ કે શાન્તિનો આધાર સ્થળ પર નહિ, પરન્તુ આપણા પોતાના મન ઉપર છે. મન અનેક પ્રકારની ચિંતાઓ અને દુઃખદ કલ્પનાઓ કરવાને ટેવાઇ ગયું હશે તો જ્યાંસુધી તેના પર કાબુ મેળવી મનુષ્ય પોતે તેને સ્થિર કરી શકે નહિ ત્યાંસુધી જેમ બરવસ્તીમાં તેમ નિર્જન જંગલમાં પણ તે પોતાનું કાર્ય કર્યા જ કરશે. ઉલટું જંગલમાં કોઈપણ પ્રકારના વ્યવસાય વગરની સ્થિતિમાં તે આપણને વસ્તી કરતાં પણ વધારે દુઃખી કરી મૂકશે. "નવરો બેઠો નખ્ખોદ વાળે" એ કહેવત પ્રમાણે જો આપણે કામ ધંધો છોડી ચુપચાપ એકલા બેસી રહીએ તો આપણી ઇચ્છાઓ પ્રથમના કરતાં પણ વધારે પ્રબળ બનતી જશે અને નઠારાં કર્મોના વિચારો ભૂતાવળની માફક આપણા

કાર્યશૂન્ય મગજમાં ઘુસી આપણને બેહાલ બનાવી મૂકશે. શાન્તિ કંઈ બહારનો પદાર્થ નથી; પરન્તુ અંતઃકરણનો જ વિષય છે. બહારના દેખીતા શાન્ત વાતાવરણમાં પણ જો આપણું ચિત્ત વ્યગ્ર હોય તો આપણને સાચી શાન્તિ મળે એ શું સંભવિત છે ? કદિ નહિ.

સાચી શાન્તિ માત્ર મન પર કાબુ મેળવવાથી જ પ્રાપ્ત થઈ શકે. મન પર કાબુ મેળવેલો પુરૂષ જ હરકોઈ સ્થળે અને ગમે તે સમયે પોતાની શાન્તિ અખંડ જાળવી શકે છે. ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટનના નામથી ભાગ્યે જ કોઇ અજાણ હોવું સંભવે છે. એક મહાન્ રાજ્યનું પ્રધાનપદ ભોગવનારની જવાબદારી અને વ્યવસાય કેટલાં બધાં હોવાં સંભવે છે તેનો કલ્પનાથી કંઇક ખ્યાલ આવી શકે. પ્રધાન તરીકેના કર્તવ્યને આ મહાપુરૂષે કેવી યોગ્ય અને પૂર્ણ રીતે અદા કર્યું છે તે જગજાહેર છે. આમ છતાં તેમના જીવનમાં જે વિશેષતા જોવામાં આવે છે તે એ છે, કે આટલી બધી મહાન્ જવાબદારી અને અનેક પ્રકારના વ્યવસાયોની વચમાં રહેતા છતાં પણ તેઓ પોતાના ચિત્તની શાન્તિ સંપૂર્ણપણે જાળવી શકતા હતા. તે તેમના ચિત્તને કેવી રીતે શાન્ત રાખી શકતા હતા તે જાણવા અને શીખવા યોગ્ય છે. તે જ્યારે પોતાના

રાજકાર્યથી નિવૃત્ત થતા ત્યારે તે સંબંધીના સઘળા વિચારો તે જ સ્થાન પર છોડી દઇ નિશ્ચિન્ત ચિત્તે પોતાને ઘેર જતા. અહીં આવી પોતાના આનંદ ભવનમાં શાન્ત બેસતા. તે કહેતા, કે જે જ્યાંનો વિષય હોય તેને તે જ સ્થળે રાખી મૂકવામાં જ ડહાપણ સમાયેલું છે. રાજકારભારની ચિંતા રાજદરબારમાં જ છોડી દેવી જોઇએ. ઘેર આવ્યા પછી તે સંબંધીની ચિંતા કેવી ?

ઘરની અંદરની શાન્તિ વા અશાન્તિ તેમાં વસનાર મનુષ્યોના સ્વભાવ અને વર્તન ઉપર આધાર રાખે છે, અને પ્રત્યેક મનુષ્યની શાન્તિ વા અશાન્તિનું કારણ તેનું પોતાનું મન જ છે. જે જાતે શાન્ત છે તેનું ઘર કદાચ અશાન્ત હોય તોપણ તે દુઃખી થઇ શકતો નથી. ગામડાના નિર્દોષ અને શાન્ત ધંધા વડે જીવન વહન કરનારા મનુષ્યો શહેરના યુક્તિ ભરેલા અને ધમાલવાળા ધંધામાં રંગાયેલા મનુષ્યો કરતાં ઘરની અંદરની અશાન્તિને સહન કરવાને વધારે શક્તિમાન હોય છે. આટલા માટે વ્યાપારીઓ અને કારીગરો કે જેઓનાં મન નિરંતર ધંધાના વિચારમાં વ્યગ્ર રહે છે તેઓને માટે ખાસ જરૂરનું છે, કે તેમણે ઘરની અંદર એક એવું શાન્તિ-પૂર્ણ સ્થાન રાખવું કે જ્યાં તેઓ દિવસના બહારના કામથી

પરવારી નિરાંત—શાન્તિ મેળવી શકે. દિવસના વખતમાં તેઓનાં ચિત્ત ખાસ કરીને રૂપિયા, આના અને પાઇની ગણત્રી કરવામાં, મૂડી તપાસવામાં તેમજ વ્યાજ, દલાલી વા ટકાના આંકડા મેળવવામાં ગુંથાએલાં હોય છે. આથી તેઓને માટે વિશેષ જરૂરનું છે, કે દિવસના અંતે તેમણે આ સઘળા વિચારોને દુકાન અને ચોપડામાં પૂરી રાખી પોતાના આત્માને વધારે પવિત્ર અને ભવ્ય વાતાવરણની અંદર ઉડ્ડયન કરવા દેવું. ધંધામાં પોતાની ઇચ્છાઓ સફળ જોવા ઇચ્છનારે શાન્ત ચિત્ત-વાળા બનવું ખાસ જરૂરનું છે.

ધંધાની સાથે ધનના સંબંધમાં પણ કેટલોક વિચાર કરવો જરૂરનો છે. લોકોની સામાન્ય રીતે એવી માન્યતા છે, કે સંસારમાં પૈસાદાર મનુષ્યોને સઘળું સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે છે. આમ છતાં ત્રણ પદાર્થો એવા છે, કે જે ધનથી કદિ પણ ખરીદી શકાતા નથી. આ ત્રણ વસ્તુઓ આરોગ્ય, સુખ અને શાન્તિ છે. સૌથી વધારે આશ્ચર્યની વાત તો એ છે, કે ગમે તેટલા ધનથી પણ પ્રાપ્ત કરી શકાય નહિ તેવાં આ અમૂલ્ય સુખનાં સાધનો એટલા મોટા પ્રમાણમાં અને વિસ્તારમાં અસ્તિત્વ ધરાવે છે, કે જેની ઇચ્છા હોય તે—ધનવાન, નિર્ધન, ઉચ, નીચ સર્વ—પોતાને માટે વિના મૂલ્યે મેળવી શકે છે. તેને

માટે કેવળ સદ્વર્તન અને ઉંચી વૃત્તિ એટલાની જ આવશ્યક્તા છે. વળી આ ત્રણમાંની બે વસ્તુઓ તો એવી છે, કે જે ધનથી પ્રાપ્ત થવાને બદલે નાશ પામે છે. આ બે વસ્તુઓ તે આરોગ્ય અને શાન્તિ છે. પહેલી ધનથી ખરીદેલાં ઉત્તમ અને સ્વાદિષ્ટ ગણાતાં ખાનપાનથી અને બીજી ધન નાશ પામવાના ભયથી દૂર ભાગે છે.

આપણી જાતને દુઃખી બનાવવી એ કામ કેટલું બધું સહેલું છે તે આપણા સર્વના જાણવામાં છે. જરૂર કરતાં વધારે અને અયોગ્ય ખાનપાનનું સેવન કરનાર તરત જ રોગના ભોગ થઇ પડે છે. ખુલ્લી હવામાં ફરવા જવાનું કે શરીરને જોઇતી કસરત આપવાનું છોડી દેનારને અપચો, બંધકોશ આદિ રોગ લાગુ પડતાં તેના અનુષંગી એવા બીજા અનેક રોગો આવી લાગે છે. આથી મનુષ્ય જાતે જ દુઃખી થાય છે એટલું નહિ; પરન્તુ તેના કુટુંબને પણ તે શાપરૂપ થઇ પડે છે. આ જ પ્રમાણે ઉપજ કરતાં વધારે ખર્ચ કરનારા દરિદ્ર, અદેખા, શંકા કરવા યોગ્ય, સ્વાર્થી અને અપ્રામાણિક બનતા ઠેરેઠેર જોઇ શકાય છે. આથી ઉલટું સુખી થવું એ જો કે આના જેટલું સહેલું નથી, છતાં સંભવિત તો છે જ. ઉપરનાથી ઉલટો માર્ગ ગ્રહણ કરો અને તરત જ તમે સુખી બનવા

સાથે તમારી આસપાસનાંને આશીર્વાદરૂપ થઇ પડશે.

જો આપણે કેવળ આપણી પોતાની જ જાત માટે કામ કરવામાં રાતદહાડો રચ્યાપચ્યા રહીએ તો આપણી શક્તિઓ શીઘ્ર જ નષ્ટ થયેલી અને ઇંદ્રિયો શિથિલ બનેલી જોવામાં આવશે. સ્વાર્થી ભાવના ઉત્સાહને નષ્ટ કરી જીવન અને જગત તરફ અભાવ ઉત્પન્ન કરે છે. એક વિદ્વાન્ કહે છે, કે જ્યારે મેં મારા હાથથી કરેલાં સઘળાં કામો અને મેં કરેલી સઘળી મહેનત તરફ દૃષ્ટિ કરી ત્યારે મને જણાયું, કે તે સર્વ મિથ્યા સુખરૂપ અને આત્માને ત્રાસદાયક હતાં. વળી મને જણાયું, કે જગતમાં લેશ પણ સાર નથી. વિશેષમાં આગળ વધીને તે કહે છે, કે જગતમાં કરેલું કામ મારા આત્માને દુઃખ રૂપ જણાતું હતું અને તેથી જ હું જીંદગીને ધિક્કારતો હતો. જગતનાં સર્વ કામો અસાર અને ત્રાસયુક્ત હોઈ આત્માને અવનત કરનારાં જણાતાં હતાં. ખરેખર! એક દૃષ્ટિએ આમ લાગે તેમાં નવાઇ નથી; પરન્તુ બીજી દૃષ્ટિએ વિચારતાં આમ લાગવામાં તેનો પોતાનો દોષ નહિ તો ભૂલ તો હતી જ એમ સ્પષ્ટ થશે. જો તેણે તે કામો પોતાની જાતને માટે નહિ કરતાં બીજાને માટે કર્યાં હોત; જો તેણે પોતાની આસપાસનાં મનુષ્યોનાં જીવનો ઉજમાળાં બનાવવાને તે સઘળાં

કાર્યો અને મહેનત કર્યાં હોત તો જીવન તેને અસાર નહિ; પરન્તુ સુખરૂપ જ ભાસ્યું હોત. જો આમ કરવામાં કદાચ તે નિષ્ફળ નીવડ્યો હોત તોપણ તે સુખી થઈ શક્યો હોત, અને જો સફળ થયો હોત તો ઘણો જ સુખી બન્યો હોત. સ્વાર્થી વિચારોને તિલાંજલિ આપી પરોપકારની ભાવનાથી વા કર્તવ્યની ઉંચી દૃષ્ટિથી કાર્યો કરવામાં જ્યારે જીવન વ્યતિત કરવામાં આવે છે ત્યારે જ કાર્ય કરવાની શક્તિમાં દિન-પ્રતિદિન વધારો થતો રહે છે અને આમરણાંત ચિત્તની શાન્તિ અને આનંદ એક સરખાં સ્થિર રહેલાં અનુભવાય છે.

સંસારમાં જ્યાંસુધી મનુષ્યને મિત્ર છે ત્યાંસુધી તેનું જીવન અસાર કે વ્યર્થ નથી એમ કહેવું ન્યાયપુરઃસર છે. સંસારમાં કોઇને પણ ઉપયોગી થઇ પડવામાં જ મનુષ્ય જીવનની કૃતકૃત્યતા છે,અને જ્યાંસુધી પોતે જેને મદદ કરી શકે એવું એક પણ પ્રાણી હયાતિમાં હોય ત્યાંસુધી તેણે પોતાના જીવનને અસાર માનવાના મિથ્યા ભ્રમમાં પડવું યોગ્ય નથી. આપણું જીવન જો કોઇને પણ ઉપયોગી થવાની ભાવનાથી પોષાતું હોય તો પછી તેને તુચ્છ માનવાની લેશ પણ જરૂર નથી. કારણ કે તુચ્છમાં તુચ્છ મનુષ્ય પણ લોક-વાર્તામાંના ઉંદરની માફક

મોટા સિંહ સરખાને પણ મહાન્ ઉપકારી થઈ પડવાની શક્તિ ધરાવે છે.

આપણે જે જગતમાં વસીએ છીએ તે ઘણું જ સુંદર અને ઉપયોગી વસ્તુઓથી ભરપૂર છે. આમ છતાં તેમાંની એક વસ્તુ કઠિન પરિશ્રમ સિવાય પ્રાપ્ત થઇ શકતી નથી. જગતમાં હતાશ કે નિરાશ થવાનો લેશ પણ જરૂર નથી. જેઓ જરા જરામાં હતાશ થઇ જાય છે તેઓ કદિ પણ પોતાનો હેતુ પાર પડી શકતા નથી. ધીરજ રાખી કામ કરવાની જ અહીં જરૂર છે અને તે જ સફળ-મનોરથ સિદ્ધ થવાની ચાવી છે. કામ કરવામાં કંઈ લાજ-મહેણું નથી. ઉલટું તે વડે આપણી તંદુરસ્તી જળવાઇ રહે છે અને સુખ-શાન્તિ મેળવી શકાય છે. જેમ શરીરને તંદુરસ્ત બનાવવા માટે તેમ મનની શાન્તિને માટે પણ સંગીન કામ કરવાની એક સરખી જ જરૂર છે. વાસ્તવિક રીતે તો મન અને શરીર એકબીજાથી જુદા ન પાડી શકાય તેવા પદાર્થો છે.

સુખ, દુઃખ આદિ બાબતો બહારની નહિ; પરન્તુ અંદરની છે. તે બહારની સૃષ્ટિમાંથી નહિ; પરન્તુ અંદરની સૃષ્ટિમાંથી જ જન્મે છે. બહારના કોઇ પણ પદાર્થમાં એવી એક પણ શક્તિ નથી કે જે મનુષ્યને સુખી વા દુઃખી બનાવી શકે.

આપણી અંદરના ભાવો જ વિવિધ પ્રકારની કલ્પનાના રંગે રંગાઇ હૃદયની અંદર હરખ વા શોકની લાગણીઓ પેદા કરે છે. આમ હૃદય જ સુખ-દુઃખનું જનક છે.

" સુખી દુઃખી કરી વિશ્વમાં શકે,
" હૃદય એકલું ! ના બીજું કશું ! "

કલાપી.

સુખ અને દુઃખ અનિવાર્ય છે, અને તેથી તેના પાશમાંથી કોઇ પણ છટકી જવા પામતું નથી. જો સુખ કરતાં દુઃખનું પલ્લું ભારે થઇ પડેલું જોવામાં આવતું હોય તો તેમાં આપણો પોતાનો જ દોષ છે. જો આપણે આંખ ઉઘાડી જોઇએ અને આપણી આસપાસ આવી રહેલાં સુખનાં અગણિત સાધનોના નિરીક્ષણ વડે દુઃખના પલ્લાને નીચે બેસવા દઇએ નહિ, તેમજ સુખના પલ્લાને હંમેશાં ભારે જ રાખ્યા કરીએ તો દુઃખ એટલું બધું દુઃખપ્રદ કદિ પણ નીવડી શકે નહિ. આપણે સમજવું જોઇએ, કે દુઃખ, દુઃખ અર્થે નહિ; પરન્તુ સુખ અર્થે જ હોય છે. દુઃખમાં પણ સુખનો જ હેતુ સમાયેલો હોય છે. કુદરતમાં એક પણ પદાર્થ એવો નથી વા એકે બનાવ એવો બનતો નથી કે જેમાં આપણું કંઇ ને કંઇ હિત સમાયેલું

હોય નહિ. કુદરતનો હેતુ હંમેશાં જ હિતકર હોય છે. આમ છતાં જો તેમાં કંઇ ખોટું વા અહિત જેવું જણાતું હોય તો તેમાં જોનારની જ દૃષ્ટિનો દોષ વા ડહાપણની ખામી છે. કુદરતની પ્રત્યેક કૃતિમાં કાંઇને કાંઇ શુભ હેતુ રહેલો છે એમ બતાવતાં કલાપી કહે છે, કેઃ—

"વ્હાલી બાઆં! કુદરત કૃતિ સર્વદા હેતુવાળી,
"ઇચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વ્હાલી!

"બાપુ આ સૌ સુખ દુઃખતણી વેઠ નાખી નથી કૈં,
"આ તો ઓજો કુદરત તણો માત્ર કલ્યાણકારી;
"આ પ્હાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં,
"ચક્ષુવાળાં શ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતાં.

"આ ફૂંડાળું કુદરતતણું કોઇ જોઇ શકે તો,
"ના ના જોશે કંઇ વિષમતા કિન્તુ સીધાઇ લીસી;
"ટૂંકી દૃષ્ટિ જન હૃદયની અલ્પ ખંડો જ જોતી,
"ને તેથી આ સુઘટ સરણી દિસતી ડાઘવાળી."

સૌ કરતાં અસંયમી માણસ પોતાની જાતને વધારે દુઃખી કરી મૂકે છેઃ કંજુસ પૈસાનો ઉપયોગ કે ઉપભોગ કરી શકતો નથી; ખાઉધરા અને દારૂડીઆ ખાનપાનના

સ્વાભાવિક ગુણકારી પદાર્થોનો ઉપયોગ કરી ફાયદો ઉઠાવવાને બદલે અસ્વાભાવિક ખાનપાનના સેવન વડે ખુવાર બને છે; આઠે પહોર કામમાં જ ગુંથાએલો રહેનાર જલદી ખપી જાય છે; આળસુ અને મૂર્ખ મનુષ્ય પોતાની આસપાસની સૃષ્ટિમાં વ્યાપી રહેલા અનુપમ સૌન્દર્યથી અને આત્માને ઉદાર તેમજ ભવ્ય બનાવનાર સાહિત્ય, વિજ્ઞાન અને કળાના ભંડારોથી બેમાલૂમ રહે છે: સ્વાર્થી અને અનુદાર મિત્ર તેમજ સગાં-સંબંધીઓના પોતાના પરના પ્રેમ અને શ્રદ્ધારૂપી અતિ માનનીય આશીર્વાદોથી વંચિત બને છે. આથી પ્રત્યેક બાબતમાં સંયમશીલ અને નિયમિત બનવું એ સુખ અને શાન્તિ માટે ખાસ જરૂરનું છે.

દુરાચારી મનુષ્ય દિન પ્રતિદિન દુઃખના દરિયામાં વધારે ને વધારે ડૂબતો જાય છે. તે પોતાના શરીરને ખરાબ-ખસ્ત અને મનને અધમ બનાવે છે. એક પછી એક તેના સુખનાં સાધનો તે ગુમાવી બેસે છે. તેનાં મિથ્યા સુખો અને આનંદો દુઃખરૂપ બને છે, પોતાની આસપાસનાં સર્વને તે શત્રુ બનાવી મૂકે છે, તેનાં શરીર અને મન દુઃખ અને દારિદ્રયના બોજા નીચે ક્ષીણ બની જાય છે. આ સઘળાં દુઃખોને ઉપસ્થિત કરનાર તે પોતે જ હોવાથી તે તેને વધારે અસહ્ય થઇ પડે

છે. આ ઉપરાંત સર્વથી છેલ્લું, છતાં મહાન્ દુઃખ તો તેના પર એ આવી પડે છે, કે તેની આવી સ્થિતિમાં ભવિષ્ય માટેની તેના દિલમાં ઉત્પન્ન થતી અનેક ચિંતા અને આશંકાઓ આમથી તેમ અથડાવ્યાં કરી તેને દુઃખી અને પાયમાલ કરી મૂકે છે. આથી ઉલટું સજ્જન પુરૂષનું જીવન દિવસે દિવસે સરલ અને સુખી થતું જાય છે. તેનો અંતરાત્મા શાન્ત બને છે; તેનું મગજ સુખ-સ્મરણો અને આનંદ-જનક વિચારો રૂપી કીંમતી રત્નોથી વિભુષિત થતુ જાય છે. તે સ્નેહાળ અને વફાદાર મિત્રોથી પ્રાપ્ત થતા અનુપમ આનંદને પ્રાપ્ત કરે છે. તેનું ગૃહ શાન્તિપૂર્ણ અને સુખી હોય છે.

જીવન ગમે તેટલું દુઃખ વા શોકપૂર્ણ હોવા છતાં દયાલુતા તેની કટુતાનો નાશ કરે છે. દયાલુતા આપણાં તેમજ અન્યનાં જીવનને સુખમય બનાવી મૂકે છે. જે પ્રમાણે પાણીનો છંટકાવ કરવાથી માર્ગમાંની ધુળ નાશ પામે છે તેજ પ્રમાણે દયાવારિનો પ્રવાહ જીવન-માર્ગમાં આવેલી વા આવતી દુઃખરૂપી ધુળનો નાશ કરે છે. પોતાની જાતના પરીક્ષણમાં સખત અને બીજાની બાબતમાં ઉદાર બનવું ઉચિત છે. ન્યાય કરતાં વિવેકબુદ્ધિ વધારે ચોક્કસ હોવાની ખાસ જરૂર છે. કોઇ પણ જાતના સબળ કારણ સિવાય કોઇ પણ વિષયે હૃદયમાં

શંકાને સ્થાન આપવું નહિ. પોતે જાતે ભૂલ કરવી નહિ અને બીજાઓની ભૂલ નજરે આવતાં માફ કરવું. હરકોઈના શુભ હેતુઓ અને સદ્‌ગુણોની પ્રશંસા કરવાથી આપણે તેવા ગુણોને આપણા હૃદયમાં પોષીએ છીએ. જગતમાં નઠારૂં નજરે આવતું હોય તો તેનું કારણ એ જ છે, કે આપણે જાતે જ નઠારા છીએઃ

" બુરા ઢુંઢન મેં ચલી, બુરા મીલા ન કોઈ;
ફીર મેં દેખું આપકું, મોસે બુરા ન કોઇ. "

આથી સર્વમાં શુભ નીરખવાની વૃત્તિ ધારણ કરવી એ શ્રેયસ્કર છે. દોષદષ્ટિનો ત્યાગ કરી સર્વથા ગુણગ્રાહી બનવાથી અપાર લાભ થાય છે. સર્વથા શુભ જોવાની દષ્ટિ આપણામાં નિરંતર સદ્‌ગુણના ભાવો પોષે છે અને બીજાઓના આંતરમાં આપણા માટેનાં માન, પ્રેમ અને સાચી શ્રદ્ધા પેદા કરે છે.

સઘળા કરતાં સુખશાન્તિનું અચળ સાધન તે ધર્મ છે. જ્યાં ધર્મ ત્યાં જ જય, ત્યાં જ સુખ અને શાન્તિ અવિનાશીપણે વાસ કરી રહે છે. આથી આપણા દરેકે દરેક આચારવિચાર ધર્મને જ અનુસરતા હોવા જોઇએ. સંસારવ્યવહારનાં સઘળાં કામકાજો ધર્મ-કેવળ ધર્મને જ અનુસરી કરાય તો તેથી અનંત સુખ અને અપાર શાન્તિ અનુભવાય

એ નક્કી છે. સંસારના સઘળા પદાર્થો નાશવંત છે, રૂપાન્તર પામે તેવા છે, અને તેથી તેમના વડે પ્રાપ્ત થતું સુખ પણ ક્ષણસ્થાયી બની દુઃખમાં રૂપાન્તર પામે છે; પણ ધર્મ અનંત, અવિનાશી અને સદાસર્વદા એકરૂપે અચળ રહેનારો હોઇ તેના વડે મળતું સુખ હંમેશાં એક સરખું ટકી શકે છે. મનુષ્યને જ્યારે બહારનાં સુખનાં સાધનો છોડી જાય છે ત્યારે કેવળ ધર્મ જ તેની સાથે ઉભો રહે છે, અને તેથી તે કેવળ આ જીવનમાં જ નહિ; પરન્તુ મૃત્યુની પાર પણ સહાયભૂત નીવડી પરમ સુખ અનુભવાવે છે. આટલા માટે ધર્મનું શરણ ગ્રહી કેવળ ધર્માચરણોમાં જ રત રહેવું એ સુખશાન્તિને માટે ખાસ આવશ્યક છે.

અવિચળ સુખશાન્તિનું કેવળ ધર્મ જ એક અદ્વિતીય સાધન છે એમ જાણ્યા પછી એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ પેદા થઇ શકે, કે ધર્મ એ શી ચીજ છે? ધર્મ એ ઘણીજ ગૂઢ વસ્તુ છે. આમ છતાં સર્વ સાધારણ ધર્મ વિષયે અનેક મહા પુરૂષોએ જુદાં જુદાં દૃષ્ટિ બિન્દુઓથી વિચાર કર્યો છે અને તેના પરિણામે તેમણે વિવિધ અભિપ્રાયો ઉચ્ચારેલા છે. આ સર્વ અભિપ્રાયોની એક વાક્યતા કરતાં સાયણાચાર્ય લઘુ પારાશરી ટીકામાં કહેવામાં આવ્યું છે, કે—**स्वर्ग साधनस्य**

शास्त्रैक समधिगम्यातिशयस्य धर्मत्वेन सर्व सम्प्रतिपत्तेः।
અર્થાત્ કેવળ શાસ્ત્રોવડે જાણવા લાયક એવી સ્વર્ગ સાધનની જે વસ્તુ છે તેનું નામ ધર્મ છે. મનુ ભગવાન પણ આ સિદ્ધાન્તનું સમર્થન કરતાં ધર્મપાલનને માટે નીચે પ્રમાણે ઉપદેશ કરે છેઃ—

चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्य प्रयत्नतः ॥
धृतिः क्षमादमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

—मनु. अ. ६ श्लो. ११–१२.

અર્થાત્ બ્રહ્મચર્ય આદિ ચારે આશ્રમીઓએ અને ખાસ કરીને દ્વિજોએ દશ લક્ષણવાળા ધર્મનું સેવન યત્નપૂર્વક કરવું જોઇએ. ધૈર્ય, રાખવું અન્યનાં દુષ્કૃત્યોને સહન કરવાં,મનનું દમન કરવું, ચોરી ન કરવી, આંતરબાહ્ય પવિત્ર રહેવું, ઇંદ્રિયોને અંકુશમાં રાખવી, શાસ્ત્રોનું જ્ઞાન સંપાદન કરવું, આત્મજ્ઞાન પામવું, સત્ય બોલવું અને ક્રોધ ન કરવો એ ધર્મનાં દશ લક્ષણો છે. મહર્ષિ ગૌતમ આને આત્માના ગુણ કહે છે અને સુરગુરુ, બૃહસ્પતિ એ ગુણોને સર્વ સાધારણ ધર્મ

તરીકે સ્વીકારે છે. મહર્ષિ યાજ્ઞવલ્ક્ય પણ ઉપરનાં લક્ષણો સાથે સંમત થઇ ઉપદેશે છે, કેઃ—

**सत्यमस्तेयमक्रोधो ह्रीः शौचं धी धृतिर्दमः ।**
**संयतेन्द्रियता विद्या धर्मः सर्व उदाहृतः ॥**

અર્થાત્—સત્ય, અસ્તેય, અક્રોધ, હ્રી ( લજ્જા, ) શૌચ, ધી ( બુદ્ધિ, ) ધૃતિ, દમ ( મનને વશ કરવું, ) ઈંદ્રિય દમન વિદ્યા એ સાધારણ ધર્મનાં લક્ષણો છે. ભગવાન વેદ વ્યાસ પણ મહાભારતમાં એ જ વાત જણાવે છે અને કહે છે, કેઃ—

**सत्यं दमस्तपः शौचं सन्तोषो ह्रीः क्षमार्जवम् ।**
**ज्ञानं शमो दया ध्यानमेष धर्मः सनातनः ॥**

અર્થાત્—સત્ય, દમ, તપ, શૌચ, સન્તોષ, હ્રી, ક્ષમા, આર્જવ ( સરલતા, ) જ્ઞાન, શમ, દયા, ધ્યાન એ સાધારણ સનાતન ધર્મ છે.

ઉપર મુજબ સર્વ સાધારણ ધર્મનાં દશ લક્ષણો જાણી તેને અનુસાર વર્તી આપણને પણ તેને અનુસરી વર્તન રાખવાનું અનેક મહાપુરૂષો ઉપદેશી ગયા છે. આત્માના એ દશ ગુણોને પોતાની અંદર વિકસાવી તેને અનુસરી વર્તવું તેનું જ નામ ધર્માચરણ છે–તે જ ધર્મ છે. કેટલાકો ધર્મના આ મૂળ સ્વરૂપને નહિ જાણવાથી કેવળ બાહ્યાચારો એટલે

તીલક, છાપ, માળા આદિ ધારણ કરવાં તેનું જ નામ ધર્મ માને છે અને તેના સમર્થનમાં સ્મૃતિ, પુરાણ વગેરેનાં પ્રમાણો આપે છે; પરન્તુ એ કેવલ સામ્પ્રદાયિક બહારનાં ચિહ્નો છે. એ ચિહ્નો ધારણ કરવામાં હરકત નથી, પરન્તુ તેને જ માત્ર ધર્મનું મૂળ માનવું અને તેમાંજ સર્વ પ્રકારના ધર્મનો સમાવેશ થઇ જાય છે એમ સમજવું એ ભૂલ છે. મનુ મહારાજ પણ આ વાત જણાવતાં કહે છે, કે " न लिङ्गं धर्मकारणम् "। અર્થાત્ કેવળ છાપ, તીલક, માળા આદિ બાહ્ય ચિહ્નો ધારણ કરવાં એટલામાં જ ધર્મમાત્રનો સમાવેશ થઈ જતો નથી. તેની સાથે ઉપરનાં દશ લક્ષણોને હૃદયમાં ધારણ કરી તદનુસાર દરેકે દરેક કાર્યમાં પ્રવૃત્ત થવું એમાં જ સાચો ધર્મ રહેલો છે.

એ વાત ખરી છે, કે વિશેષ ધર્મના કારણે જુદા જુદા મત, પંથ, સમ્પ્રદાય, વર્ણ અને આશ્રમોમાં જુદા જુદા ધર્મો પ્રતીત થાય છે. આમ છતાં મતપંથ આદિમાં જણાતી એ વિવિધતા દેશ, કાળ અને પરિસ્થિતિની જરૂરિયાતને લક્ષમાં લઇ જુદા જુદા ધર્માચાર્યોએ કેવળ ઉપરની એ સર્વ સાધારણ ધર્મલક્ષણોની પુષ્ટિને માટે જ રચેલી છે એમ સ્પષ્ટ થઇ શકે. દરેક ધર્મમાં ઉપરનાં દશ લક્ષણો પૈકી સમયની જરૂરિયાત પ્રમાણે કોઇને કોઇ લક્ષણપર વિશેષ ભાર મૂકવામાં

આવેલો જોઇ શકાય છે, અને તેથી અમુક ધર્મ સાચો અને અમુક ધર્મ ખોટો એમ કોઈની પણ સ્તુતિ કે નિંદા કરવા નંહિ ઉતરી પડતાં સઘળા જ ધર્મો આદર યોગ્ય છે એમ માની પોતે સ્વીકારેલા ધર્મને દૃઢતાથી વળગી રહેવામાં જ સાચુ એમ સમાયેલું છે. કોઇ પણ ધર્મની નિંદા કરવી વા વાદવિવાદ કરી ઝઘડા મચાવવા એ મૂર્ખતા છે. સઘળા ધર્મો આદરણીય છે અને દરેકમાં કંઇને કંઈ ગ્રહણ કરવા યોગ્ય તત્ત્વો રહેલાં છે. લબક કહે છે, કે ઇસ્લામ ધર્મ સાદો છે અને મદ્યપાનનો તે સખત નિષેધક છે. હિંદુ ધર્મ નિવૃત્તિપરાયણ છે. યાહુદી ધર્મ ખરેખરો એકેશ્વરવાદી છે. બાદ્ધ ધર્મ નિઃસ્વાર્થ પ્રેમ અને દયામય છે. આટલા માટે આપણે ગમે તે ધર્મના હોઇએ તોપણ તે સંબંધમાં જે ખાસ વાત લક્ષમાં રાખવા જેવી છે તે એ છે, કે આપણે જે ધર્મના અનુયાયી હોઇએ તેને દૃઢતાથી વળગી રહેવું અને તેની આજ્ઞાઓને અચળપણે અનુસરી વર્તવું એ જ આપણું પરમ કર્તવ્ય છે.

આપણે ક્યાંથી આવ્યા અને ક્યાં જવાના છીએ, આપણાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય ક્યારે અને કેવી રીતે થાય છે, કયા વાતો ઉપર શ્રદ્ધા રાખવી અને કયી ઉપર નહિ એ વગેરે હકીકતોથી આપણે અજાણ હોઇએ એ બનવાં જોગ છેઃ પણ

એટલું તો ચોકસ છે અને સો કોઇ કબૂલ કરી શકે, કે આ જગતમાં આપણું પ્રધાન કર્તવ્ય શું છે, આપણાં આચરણ કેવા પ્રકારનાં હોવાં જોઇએ અને કેવા વર્તનથી આપણાં કર્તવ્યોને સારી રીતે અદા કરી શકાય એ વાત સો કોઇને સારી રીતે જાણીતી છે. સુખશાન્તિને માટે આટલું જાણવું બસ છે. એટલું જાણી તેને દૃઢતાથી વળગી રહ્યા અને વર્ત્યા એટલે શાન્તિ જ શાન્તિ.

આરામની સાથે જેવો શરીરનો સંબંધ છે તેવો જ સંબંધ શાન્તિની સાથે મનનો છે. મનુષ્યનો ધર્મ છે, કે તેણે શાન્તિમય જીવન ગાળવું. આંતર શાન્તિ, બાહ્ય શાન્તિ, શાશ્વત શાન્તિ, પ્રાણીમાત્ર સાથે શાન્તિ, ઇશ્વર સાથે શાન્તિ, પોતાની જાત અર્થાત્ પોતાની જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યા સર્વત્ર શાન્તિનો અનુભવ કરવો એ મનુષ્ય તરીકેનું મહાન્ અને મુખ્ય આવશ્યક કર્તવ્ય છે. આ કર્તવ્ય સંપૂર્ણપણે અદા કરવાને વૃત્તિઓને આંતરમુખી બનાવી ઇશ્વરને તમારી અંદર શોધો. ત્યાં તેનું જરૂર જ્ઞાન થશે અને એ જ્ઞાનની સાથે જ તમારામાં **સાચી શાન્તિ** અને શાશ્વત્ **સુખ** ઉદય પામશે. **तथास्तु.**

**ॐ शान्तिः शान्तिः शान्तिः**

---

# કેટલાંક ઉપયોગી નવીન પુસ્તકો.

**બાલગીતા**—( પૂર્વાર્ધ ) શ્રી કૃષ્ણે ગીતામાં પ્રબોધેલો ધર્મ બાળકો સહેલાઈથી સમજી શકે તેના હેતુથી ખાસ લખેલા આ પુસ્તકમાં ગીતાના પહેલેથી નવ અધ્યાય વાર્તારૂપે દૃષ્ટાન્ત સાથે સમજાવ્યા છે. કિંમત રૂ. અર્ધો

**જાદુઈ બાગ**—ભાગ ૧ લો. "મેજીક ગાર્ડન" નામે ઉત્તમ ગણાતા બાળોપયોગી પુસ્તક ઉપરથી આ પુસ્તક લખાયેલું છે. તેમાં બાળકોને ગમ્મત ને મઝા પડે તેવી જુદી જુદી આનંદ સાથે બોધ આપનારી વાર્તાઓ છે. પાકું પુંઠું છીંટનું-કિંમત આઠ આના.

**સુશિક્ષિત સ્ત્રી**—( બાળકોના ગૃહ શિક્ષણનો આદર્શ)કેળવાયલી માતા પોતાનાં બાળકોને ઘરમાં કેવી સરસ રીતે તેમનું જીવન ઘડવાનું શિક્ષણ આપી શકે તેના આદર્શરૂપ આ નવલકથા છે. કિંમત રૂ. એક.

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—આ પુસ્તકમાં બાળ કેળવણી સંબંધી પતિ પત્નીના પત્રવ્યવહારના બત્રીસ પત્રો છે. આ પત્રો ઉપજાવી કાઢેલા નહિ, પણ સાચા લખાયેલા હોવાથી બાળકોની માતાઓને ખાસ વાંચવા યોગ્ય છે. કિંમત રૂ. એક.

**હેમ્લેટ**—બા. ક. પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવે. એમ. એ. શેક્સપિયરનાં નાટકોમાં આ ઉત્તમ નાટક

ગણાય છે. નાટકની વસ્તુસંકલના અને પાત્રભેદના વિસ્તૃત વિવેચન સાથે આપેલાં હોવાથી સમજવામાં બહુ જ સરલતા થઇ છે. કિંમત રૂપીઆ દોઢ.

**મિટરલિંકના નિબંધો**—બા. દ. ધનસુખલાલ કે. મહેતા; એલ. ઈ. ઇ. આમાં મિટરલિંકનું જીવનચરિત્ર, તથા તેના મૌન, પૂર્વજીવન અને સ્ત્રીઓ વિશે એ ત્રણ નિબંધો છે. મુંબઇની ફાર્બસ સભાએ ઇનામ આપી તૈયાર કરાવેલું છે. કિંમત છ આના.

**ગોખલેનાં વ્યાખ્યાનો**—પુસ્તક ૧-૨ સચિત્ર. દરેક ભાગની કીમત દશ આના. આ ભાષણોનાં ભાષાન્તર મહાત્મા ગાંધીજીની દેખરેખ નીચે તૈયાર થએલાં હોઇ તેમની લખેલી પ્રસ્તાવના સાથે છે. પહેલા ભાગમાં પ્રસિદ્ધ વ્યક્તિઓ વિશેનાં ૧૩ ભાષણો ને આઠ છબીઓ છે. બીજા ભાગમાં ગીરમીટીઆ તથા દક્ષિણ આફ્રિકાની હિંદીઓની લડત વિશેનાં ભાષણો, સાત ચિત્રો તથા તેમના પ્રવાસની રોજનીશી છે. કિં. ૦-૧૦-૦

**ગીતાંજલિ**—સર રવીન્દ્રનાથ ટાગોરકૃત "ગીતાંજલિ"નું ગદ્યમાં ભાષાન્તર. કર્તા રા. મણિભાઇ હરિભાઇ દેશાઇ. ટાગોરની છબી સાથે. કિંમત રૂ. સવા.

**રાષ્ટ્રીય ગીત**—કર્તા—"ગીતાંજલિ" ના ભાષાન્તરકાર સ્વામી-મણિ. આ પુસ્તકમાં સ્વદેશી હિલચાલના સ્વયંસેવકો તથા સ્વદેશ હિતેચ્છુઓએ

ગાવા યોગ્ય, દેશભક્તિને ઉત્તેજક તથા પોષક ભાવનાભર્યાં નવીન કાવ્યો તે સમજાવનારી ટીકા સાથે છે. કિંમત દશ આના.